THE

# HIND RAJASTHAN

VOL. 2.

# Madhy Hind Agency.

BY

(1) AMRITLAL GOVERDHANDASS,

SHAH; BAPAWALA.

AND

(2) KASHIRAM UTTAMRAM PANDYA

OF

**BHADARWA IN REWAKANTHA.**

SECOND REVISED EDITION.



A. D. 1892. Samwat 1948.

हिंद राजस्थान.

पुस्तक बीजुं.

# મધ્યહિંદ એજન્સિ.

રચનાર.

(१) अमृतलाल गोवर्धनदास शाह, बापावाळा.

तथा

(२) काशीराम उत्तमराम पंड्या.

भादरवा इलाके रेवाकांठा.

સુધારેલી આવૃત્તિ બીજી.



ઈ. સ. ૧૮૯૨. વિ. સંવત ૧૯૪૮.





કિંમત રૂ ૧-૦-૦



श्रीमंत महाराणा श्री बळदेवजी नारणदेवजी,

संस्थान—धरमपुर.

मु० धरमपुर.

श्री राज्यवंशी—

"पुत्रनां लक्षण पारणामांथी जणाय" ए कहेवत प्रमाणे आप नामदार बचपणथी केळवणी उपर अभिरुचि राखी विद्यावृद्धिनां काममां हमेश हर्षयुक्त भाग लो छो; अने देशोन्नतिनुं मुख्य साधन विद्या छे, एम समजी ग्रंथकर्ताओने आपना उमदा खवासनो लाभ आपो छो; वळी शूरत्वना जोस्साथी आपनो ऐतिहासिक कथाओ उपर अत्यंत प्रेम छे. आवी आप नामदारनी स्वदेशप्रीति, स्वदेशाभिमान, विद्याप्रति अत्यंत प्रेम, देशोन्नतिनां कार्योमां होंसथी भाग लेवानी तत्परता, शूरातन, अने मात्र कीर्तिनुं कोडीलापणुं जोइ आ अमारुं मध्य हिंद एजन्सि नामे लघु पुस्तक अमे आप नामदारने आपनी परवानगीथी प्रेमपूर्वक अर्पण करीए छीए, ते स्वीकारशो.

आपना आश्रयी

भादरवा.

ता. १-८-९२

अमृतलाल गोवर्धनदास शाह, बापावाळा

तथा

काशीराम उत्तमराम पंड्या.

ग्रंथकर्ता.

# પ્રસ્તાવના.

આખી દુનિયામાં ઈતિહાસ અને ભૂગોળના વિષય સર્વોપરિ ગણાય છે. અમે પણ તેજ વિષયને વધારે પસંદ કર્યા છે. હિંદમાં વધારે પ્રખ્યાતિ પામેલાં એવાં સેંકડો દેશી રાજ્યો છે, પરંતુ તે રાજ્યોનો હેવાલ જાણવાને ગૂજરાતી ભાષામાં કંઇપણ સાધન નથી તેથી તે ખોટ ટાળવા અમે આરંભ કર્યો છે. હિંદનાં સઘળાં દેશી રાજ્યોનું વર્ણન જો એકજ પુસ્તકમાં થાય તો તેથી તેનું કદ ઘણું વધી જાય અને કીમત ભારે રાખવી પડે તેથી તેનો લાભ ઘણા લોકો લઇ શકે નહિ એમ ધારી જુદાં પુસ્તક છપાવવાં ધાર્યા છે. પ્રથમ મધ્ય હિંદ એજન્સિનાં તોપનું માન મળતાં મોટાં દેશીરાજ્યો વિષેનો હેવાલ બહાર પાડી વાંચનારાઓની સેવામાં મૂકીએ છીએ.

ભૂગોળનો વિષય જેમ જમીન ઉપરની રચનાનો ચિતાર દર્શાવી આપેછે તેમ ઇતિહાસ જૂની વાતોને તાણી લાવી આપણી નજર આગળ ખડી કરી દેછે. એ બંને વિષય એક બીજાને મળગેલા છે અને તેથીજ અમે પણ આ પુસ્તકમાં તે બંનેને જોડયા છે. સિવાય તેને લગતું બીજું પણ કેટલુંક વર્ણન કરવામાં આવ્યું છે. આ પુસ્તકના ઉપયોગીપણા વિષે અમારે મોંઢેથી કહેવું એ વાજબી નથી, તોપણ એટલું તો કહેવાની જરૂર જણાય છે કે તે મધ્યહિંદનાં દેશીરાજ્યોના એક ભોમિઆ તરિકેની ગરજ પૂરી પાડશે.

આ પુસ્તક રચવામાં મુખ્ય મદદ કર્નલ માલસનનું "નેટિવ સ્ટેટ્સ ઑફ઼ ઇન્ડિઆ," મી. મેકેનું "નેટિવ ચીફ્સ ઍન્ડ ધેર સ્ટેટ્સ," સર જૉન માલ્કમનું 'મેમોર ઑફ઼ માળવા," મી. સુલીવાનનું "પ્રિન્સીસ ઑફ઼ ઈન્ડિઆ," ગ્રેન્ટડફનું "હિસ્ટ્રરી ઑફ઼ મરાઠા," મી. રસલેટનું "ઇન્ડિઆ ઍન્ડ ઇટ્સ નેટિવ પ્રિન્સીસ," પંડિત અમરનાથનું "શૉર્ટ હિસ્ટ્રરી ઑફ઼ રતલામ," હન્ટરકૃત "ઈમ્પીરિઅલ ગેઝેટિઅર્સ ઑફ઼ ઇન્ડિઆ," બાબુ લોકનાથ ઘોસની "મૉડર્ન હિસ્ટ્રરી ઑફ઼ રાજાસ, જમીનદાર્સ ઇત્યાદિ, ભાગ ૧ લો," "ભૂગોળનું વર્ણન," "જ્યુબિલી સંવત્સર," "ભરતખંડનો ઈતિહાસ," "એચિસન્સ્ ટ્રીટી," "અને તવારીખે માળવા." વગેરે અંગ્રેજી, ગૂજરાતી, તથા ઉર્દુ પુસ્તકો, વાર્ષિક રીપોર્ટો, તેમજ ઘણી જાતનાં વર્તમાનપત્રોની પ્રસંગોપાત મદદ લીધી છે તેથી તેના કર્તાઓના અમે ભારે આભારી થયા છીએ. કેટલીક હકીકત બહારથી પણ મેળવી છે. પુસ્તકને તૈયાર કર્યા પછી તેને અમારા પરમમિત્ર સાવલી, તાલુકે જરોદ, પ્રાંત વડોદરાની વર્નાકયુલર સ્કૂલના હેડમાસ્તર મી. પ્રેમાનંદ ઘેળીદાસ પટેલે સુધારી આપ્યું છે તેથી તેમનો પણ આ ઠેકાણે ઉપકાર માનવામાં આવે છે. પુસ્તકને તૈયાર કરતી વખતે તેને લખવાના કામમાં ચી. શંકરલાલ ચુનીલાલ મહેતાએ સારો શ્રમ લીધો છે.

ભાદરવા. } **અમૃતલાલ ગોવર્ધનદાસ શાહ, બાપાવાળા.**

તથા

તા. ૧-૮-૯૨ } **કાશીરામ ઉત્તમરામ, પંડ્યા.**

# અનુક્રમણિકા.

૫૦૭૧

# મધ્ય હિંદ એજન્સિ.

## મધ્ય હિંદ એજન્સિની સરહદ, હકીકત, ઇત્યાદિ.

એ દેશ ઘણુંકરીને ઉત્તર હિંદુસ્તાનના મધ્ય ભાગમાં છે તેમાં ઘણાં દેશી રાજ્યો આવેલાં હોવાથી એનું નામ "મધ્ય હિંદ એજન્સિ" એવું પડેલું છે. એ એજન્સિના બે મોટા ભાગ છે. પહેલા ભાગમાં ગ્વાલિયરનું રાજ્ય અને પ્રાચીન માળવાનો ઘણોખરો ભાગ તથા બીજામાં બુંદેલખંડ અને રેવાનું રાજ્ય આવેલું છે. બેઉ ભાગની સીમા, દેશનું સ્વરૂપ, નદીઓ અને રેલવેનું પૃથક્ પૃથક્ વર્ણન કરવાથી વાંચનારને સુગમ પડશે એમ ધારી આ નીચે તેના બે ભાગ પાડી જુદું જુદું વર્ણન કરવામાં આવ્યું છે અને બંને ભાગનું ઐતિહાસિક ટુંક વર્ણન એકત્ર કરવામાં આવ્યું છે.

## ગ્વાલિયર અને માળવા.

એની ઉત્તરે તથા પૂર્વે વાયવ્ય પ્રાંત, પશ્ચિમે રજપૂતાણા અને મુંબાઈ ઇલાકો તથા દક્ષિણે સાતપુડા પર્વત અને નર્મદા નદી આવેલી છે. **દેશનું સ્વરૂપ**—દેશ રસાળ છે, તોપણ અહીં તહીં ઘાડાં જંગલો છે. ગ્વાલિયર, ઈંદોર, ભોપાળ, ધાર, દેવાસ, રતલામ, ઝાબુઆ, જાવરા, આલીરાજપુર અને વઢવાણીનાં રાજ્યનો કેટલોક ભાગ પહાડી છે. **મુખ્ય પર્વત**—વિંધ્યાચળ અને સાતપુડો છે. **જનાવર**—ડુંગરમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ વગેરે અનેક જાતનાં જંગલી જનાવરો વસે છે. પશ્ચિમના દેશમાં વરસાદ નૈઋત્ય કોણમાંથી અને પૂર્વના દેશમાં ઈશાનકોણમાંથી વરસે છે. નીપજમાં મુખ્યત્વે કરીને અનાજ, કપાસ, તમાકુ, અફીણ અને તમામ જાતનાં કઠોળ તથા તેલ નીકળે તેવી જણસો થાયછે. **નદીઓ**—(૧) ચંબલ, (૨) કાળીસિંધ, (૩) પાર્વતી, (૪) નેવાજ, (૫) ક્ષિપ્રા, (૬) બેટવા, (૭) સિંધ અને (૮) નર્મદા, એટલી મુખ્ય છે; સિવાય બીજી નાની નદીઓ ઘણી છે, પણ તે જાણવા જેવી નથી. ચંબલ, એ વિંધ્યાચળમાંથી નીકળી માળવામાં થઇને રજપૂતાણામાં જઈ મેવાડના પૂર્વ ભાગમાં થઈ આગાડી જતાં કોટાના મૂલકમાં થઈ

થોડા ભાગમાં કોટા તથા બુંદીની સરહદ્દ કરે છે, ને ત્યાંથી અગાડી વહી જયપુર, કિરોલી અને ધોળપુરના રાજ્યની દક્ષિણે થઈ આ એજન્સિમાં પ્રવેશ કરી ગ્વાલિયરના રાજ્યની ઉત્તરે થઈ ગ્વાલિયરનો મૂલક છોડ્યા પછી ઈશાનકોણુ તરફ ૨૦ મૈલને અંતરે જમનાને મળે છે. કાળીસિંધ અને પાર્વતી એ નદીઓ દક્ષિણુ તરફથી આવી ઝાલાવાડના મૂલકમાં થઇને ઘણું કરીને દક્ષિણથી તે ઉત્તર તરફ વહીને કાળીસિંધ બુંદી અને કોટાની સરહદ્દ ઉપર તથા પાર્વતી જયપુર અને કોટાની સરહદ્દ ઉપર ચંબલને મળેછે. નેવાજ નામની નદી માળવા તરફથી આવી ઉત્તર તરફ વહીને કોટા શહેરથી પૂર્વમાં કેટલાક મૈલને છેટે કાળીસિંધને મળે છે. ક્ષિપ્રા નદી ઇંદોરની દક્ષિણુ તરફના પહાડમાંથી ઉત્પન્ન થઈ ઇંદોર અને દેવાસના રાજ્યની સરહદ્દ કરી કેટલાક મૈલ અગાડી વહ્યા પછી મંદેસરથી થોડે દૂર ચંબલને મળે છે. બેટવા નદી ભોપાળના રાજ્યની નજીકના ડુંગરમાંથી નીકળી ઇશાનકોણુ તરફ બુંદેલખંડમાં વહેતી જઇ સંપ્રથારના મૂલકમાં થઇ બેહરીથી થોડે દૂર જમનાને મળે છે. સિંધ નદી આ એજન્સિના મધ્યભાગમાં સીરોંજ આગળથી નીકળી રઘુગઢના મૂલકમાં થઇ ઇશાનકોણુ તરફ વહેતી જઇ દતીઆના મૂલકમાં થઈ આગળ જતાં બેહતથી થોડે દૂર જમનાને મળે છે. નર્મદા નદી સાતપુડા પર્વતની અમરકંટક નામે ટેકરીમાંથી નીકળી પૂર્વથી પશ્ચિમ તરફ ઇંદોરના રાજ્યમાં વહેતી જઇ અગાડી વઢવાણીના મૂલકમાં જાયછે અને ત્યાંથી આગળ જઇ ગૂજરાતમાં પ્રવેશ કરી ભરૂચ આગળ ખંભાતના અખાતને મળેછે; સિવાય નાની નાની નદીઓ ઘણી છે. **ભાષા**— આ ભાગમાં હિંદી બોલી બોલાયછે. **રેલવે**—ખંડવાથી નિમચ ઉપર થઇને નસીરાબાદ સુધીની રેલવે લાઇન છે તે આ દેશમાં અગ્નિકોણમાં ઇંદોરની દક્ષિણુ હદ્દથી લાગુ થઈ ઇંદોર, રતલામ અને જાવરાનો મૂલક પસાર કરી ત્યાંથી નસીરાબાદ તરફ જાય છે; ગ્વાલિયર તરફ જવાની લાઇન આગ્રાના રેલવે સ્ટેશનથી જુદી પડી ધોળપુરના રાજ્યમાં થઈ ગ્વાલિયર તરફ જાય છે; ઇટારસીથી હુશંગાબાદ ઉપર થઇને ઉત્તર તરફ ભોપાળ સુધીની લાઇન છે તે ભોપાળના મૂલકમાં થઇને પસાર થાયછે; અને ગૂજરાતમાં ખેડા જીલ્લામાં આવેલા આણંદના રેલવેસ્ટેશનથી ડાકોર* ઉપર થઈ ગોધરા સુધી જે લાઇન

* ડાકોર એ તીર્થનું સ્થાન છે અને તેમાં જગત પ્રસિદ્ધ શ્રી રણછોડજી મહારાજની મૂર્તિ છે.

જાયછે, તેને ગોધરેથી દાહોદ ઉપર થઈ.ઝાબુઆના.મૂલકમાં થઇ રતલામ સુધી વધારવાની છે, તેથી તેની માપણી થઇ લોઢાના પાટા નાંખવાનું કામ પણ શરૂ થઈ ગયું છે; ટુંક મુદ્દતમાં એ લાઇન તૈયાર થશે.

## બુંદેલખંડ અને રેવા.

એની ઉત્તરે વાયવ્ય પ્રાંત, પૂર્વે બંગાળા પ્રાંત, અને પશ્ચિમે તથા દક્ષિણે મધ્યપ્રાંત છે. **દેશનું સ્વરૂપ**—આ દેશ પહાડી અને ખરબચડો છે તથા એમાં દક્ષિણે મોટાં જંગલો છે, પરંતુ જે જગ્યાએ પાણી છે તે જગ્યા રસાળ છે. વરસાદ ઇશાનકોણમાંથી આખા દેશમાં પુષ્કળ વરસે છે. નીપજમાં મુખ્યત્વે કરીને અનાજ, તૈલીબીઆં, અને રૂ થાય છે. **નદીઓ**—(૧) બેટવા, (૨) ધાસન, (૩) કેણ, (૪) તાન્સ, અને (૫) શોણ, એટલી મુખ્ય છે; સિવાય તેને મળનારી નાની નાની નદીઓ અને નાળાં ઘણાં છે. બેટવા, એ નદી મધ્ય હિંદ એજન્સિમાં આવેલા ભોપાળના રાજ્યની નજીકના ડુંગરમાંથી ઉત્પન્ન થઇ ઇશાનકોણ તરફ વહી આ ભાગમાં પ્રવેશ કરી ઉરચા અને છતરપુરના રાજ્યની સરહદ કરી અગાડી સંપથારના મૂલકમાં થઇ વહેતી જાય છે અને એ મૂલક છોડ્યા પછી બેહરીથી થોડે દૂર જમનાને મળે છે. ધાસન નદી મધ્ય પ્રાંતમાં આવેલા સાગર નામે જિલ્લાની દક્ષિણના પહાડમાંથી નીકળી ઉત્તર તરફ વહેતી જઇ આ ભાગમાં પ્રવેશ કરી ઉરચા અને છતરપુરના રાજ્યની સરહદ કરી અલીપુરાથી થોડે દૂર બેટવાને મળે છે. કેણ નદી નૈઋત્યકોણ તરફ પન્નાના રાજ્યની નજીકમાં આવેલા ડુંગરમાંથી નીકળી ઇશાનકોણ તરફ વહેતી જઈ હમીરપુરથી થોડે દૂર જમનાને મળે છે. તાન્સ નદી આ દેશના નૈઋત્યકોણ તરફના ભાગમાંથી નીકળી ઇશાનકોણ તરફ વહેતી જઇ આગળ જતાં પ્રયાગ (અલાહાબાદ)થી થોડે દૂર જમનાને મળે છે. શોણ નદી આ દેશનાં દક્ષિણ તરફના ભાગમાં આવેલા ડુંગરમાંથી નીકળી પૂર્વ તરફ રેવાના રાજ્યમાં થઈ અગાડી જતાં શાહાબાદથી થોડે દૂર ગંગાને મળે છે; સિવાય નાનાં નાનાં નાળાં અને ઝરા પુષ્કળ છે. **ભાષા**—આ દેશમાં આવેલાં સઘળાં રાજ્યોમાં બુંદેલખંડી બોલી બોલાય છે. **રેલવે**—જબલપુરથી અલાહાબાદ (પ્રયાગ) સુધીની રેલવે લાઇન છે તે આ દેશમાં દક્ષિણ દિશામાં રેવાના રાજ્યની હદથી લાગુ થઈ

ઉત્તર તરફ અલાહાબાદ સુધી જાય છે. બીજી લાઇન જબલપુરથી અલાહાબાદ સુધી જવાની લાઇનના મણીકપુરની નજીકના રેલવેસ્ટેશનથી જુદી પડી બાંદે ઉપર થઈ ઝાંસી સુધી જાય છે. આ બંને લાઇનો આ દેશમાં છે.

આ એજન્સિમાં શુમારે ૮૯૦૦૦ (નેવ્યાશી હજાર) ચોરસ મૈલ જમીન છે અને આશરે ૮૦૦૦૦૦૦ (એંશી લાખ) માણસની વસ્તી છે. આ દેશ હિંદના ગવર્નર જનરલ તરફનાં બ્રિટિશ એજંટની દેખરેખ નીચે છે. એ અમલદાર ઇંદોરમાં રહે છે.

**ઐતિહાસિક ટુંક નોંધ**—આ દેશમાં ઘણા જૂના વખતથી રજપૂત રાજાઓ રાજ્ય કરતા આવ્યા છે, પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ રાજ્યકર્તાઓમાં ફેરફાર થવા લાગ્યો. પાદશાહી વખતમાં મેવાડના મહારાણા સિવાય હિંદના બધા રાજાઓ પાદશાહના તાબેદાર હતા અને મરેઠી અમલમાં તેઓમાંના ઘણાખરા મરેઠાને ખંડણી આપતા હતા. હાલ તેઓ અંગ્રેજ સરકારની સત્તા નીચે છે.

**ગ્વાલિયર**—એ મરેઠા જાતના મહારાજાનો દેશ છે. એ રાજ્યની સ્થાપના ઈ. સ. ના અઢારમા સૈકામાં રાણોજી નામે પુરૂષે કરી અને હાલ ત્યાં તેમના વંશજો રાજ્ય કરે છે. એ રાજ્ય અંગ્રેજોના રક્ષણમાં છે. **ઇંદોર**ના રાજ્યકર્તા પણ મરેઠા જાતના છે. એ રાજ્યની સ્થાપના ઇ. સ. ના અઢારમા સૈકામાં મલ્હારરાવ હોલકર નામે પુરૂષે કરી અને હાલ તેમના વંશજો ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૮ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણ હેઠળ આવ્યું. **ભોપાળ**ની બેગમ જાતની મુસલમાન છે. એ રાજ્યની સ્થાપના ઈ. સ. ના અઢારમા સૈકામાં દોસ્ત મહંમદખાન નામે પુરૂષે કરી, અને તેમના વંશમાં હાલની બેગમ છે, તે ભોપાળમાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૮ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **ધારનું રાજ્ય** પુવાર જાતના રાજાનું છે. એ રાજ્યની સ્થાપના આનંદરાવ પુંવાર નામે મરેઠી પુરૂષે કરી અને તેમના વંશજ આજ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૧૯ ના કોલકરારથી અંગ્રેજોની સત્તા હેઠળ આવ્યું. **દેવાસ**ના રાજ્યકર્તા પણ ધારના મહારાજાના કુટુંબી પુવાર જાતના છે. એ રાજ્યની સ્થાપના ધારના રાજ્યકર્તાના ભાયાત કાલુજી નામે પુરૂષે કરી, અને તેમના વંશજ હાલ એ દેશ ઉપર રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૮ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **રતલામ**ના રાજ્યની થાપના

જોધપુરના રાઠોડ જાતના રજપૂત મહારાજા ઉદયસિંહના પ્રપૌત્ર રતનસિંહે કરી અને એમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૯ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **જાવરાનું રાજ્ય** મુસલમાન નવાબને તાબે છે. એ રાજ્યની સ્થાપના પ્રખ્યાત પીંઢારી લૂંટારા અમીરખાનના સાળા ગફુરખાને કરી અને તેમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. ઈ. સ. ૧૮૧૮ ના કોલકરારથી એ રાજ્ય અંગ્રેજોની સત્તા હેઠળ આવ્યું. **ઝાબુઆના** રાજ્યની સ્થાપના જોધપુરના મહારાજાના કુટુંબી કેશવદાસ નામે રાઠોડ જાતના રજપૂત રાજાએ કરી અને એમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૨૧ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **સીલાણાના** રાજ્યકર્તા રતલામના રાજાના કુટુંબી રાઠોડ જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના રતલામના રાજા માનસિંહના નાના ભાઇ જયસિંહે કરી અને એમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૯ ના કોલકરારથી અંગ્રેજોની દેખરેખ તળે આવ્યું. **સીતામહૂના** રાજ્યકર્તા પણ રતલામના રાજાના કુટુંબી રાઠોડ જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના રતલામના રાજા રામસિંહના અનૌરસ કુંવર કેશોદાસે કરી અને એમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૧૮ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **રાજગઢના** રાજ્યકર્તા પુવારમાંથી નીકળેલી ઉમાટ શાખાના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના મોહનસિંહ નામે પુરૂષે કરી અને તેમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. આ રાજ્ય ઇ. સ. ૧૮૧૮ માં અંગ્રેજોની સત્તા નીચે આવ્યું. **નરસિંહગઢના** રાજ્યકર્તા પણ રાજગઢના રાજ્યકર્તાના કુટુંબી ઉમાટ જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના પરશરામ નામે પુરૂષે કરી અને તેમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૮ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણ હેઠળ આવ્યું. **આલીરાજપુરના** રાજ્યકર્તા જાતના સૂર્યવંશી સિસોદિયા રજપૂત છે. એ રાજ્યની સ્થાપના કોણે અને ક્યારે કરી તે જાણવામાં આવ્યું નથી, પરંતુ એમ કહેવાય છે કે મરેઠી અમલમાં તેઓ તેમના તાબેદાર હતા. આલીરાજપુરના રાણા હાલ ધારને ખંડણી આપે છે. એ રાજ્ય અંગ્રેજોના રક્ષણમાં છે. **વડવાણીના** રાજ્યકર્તા જાતના સૂર્યવંશી સિસોદિયા રજપૂત છે અને તે મેવાડના રાજ્યકર્તાના કુટુંબી છે. એ રાજ્યની સ્થાપના ધંક નામે પુરૂષે કરી.

રાજ્યગાદી પ્રથમ અવાસગઢમાં હતી, પણ પાછળથી વઢવાણીમાં થઈ. હાલ ધંકના વંશજો એ રાજ્ય ઉપર અમલ કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૮ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **ખીલચીપુર**ના રાજ્યકર્તા ખીચી ચહુઆણ જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના અજેરાય નામે પુરૂષે કરી અને તેમના વંશજ હાલ ખીલચીપુરમાં રાજ્ય કરે છે. આ રાજ્ય અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. **રેવાનું રાજ્ય** વાઘેલા જાતના રજપૂત મહારાજાને તાબે છે. એ રાજ્યની સ્થાપના વ્યાઘ્રદેવ નામે મહા પુરૂષે કરી અને એમના વંશજ હાલ એ દેશ ઉપર રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૦૨–૩ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણ નીચે આવ્યું હતું, પણ તે કરાર પાછળથી કેટલાંક કારણોને લીધે રદ્દ કરવામાં આવ્યો અને ઈ. સ. ૧૮૧૨ માં ફરીથી કરાર થયો તેની રૂઇએ એ રાજ્ય હમેશને માટે અંગ્રેજોની દેખરેખ નીચે આવ્યું. **ઉરચાનું રાજ્ય** સૂર્યવંશી બુંદેલા જાતના મહારાજાને તાબે છે. એ રાજ્યની સ્થાપના વીરસિંહ નામે મહા પુરૂષે કરી અને તેમના વંશજ હાલ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૨ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **દતીઆ**ના રાજ્યકર્તા પણ ઉરચાના મહારાજાના કુટુંબી સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના ઈ. સ. ૧૭૩૫ માં ભગવાનરાય નામે પુરૂષે કરી અને હાલ તેમના વંશજ ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૦૪ માં અંગ્રેજ સરકારના રક્ષણમાં આવ્યું. **સંપથાર**ના રાજ્યકર્તા જાતના ગુજ્જર આહીર રજપૂત છે. એ રાજ્યની સ્થાપના કોણે કરી તે જાણવામાં આવ્યું નથી, પણ એટલો દાખલો મળી આવ્યો છે કે ઇ. સ. ૧૭૬૨ માં તે ઉરચાના રાજ્યથી જુદું પડયું. હાલ એ રાજ્ય ઉપર છતરસિંહ ઉર્ફે રાજા બહાદુર નામે રાજા રાજ્ય કરે છે. એ રાજ્યના રાજ્યકર્તાને ઈ. સ. ૧૮૦૫ માં અંગ્રેજો સાથે સલાહના કોલકરાર થયા, પણ તે સલાહ લૉર્ડ કાર્નવાલિસની નવી રાજ્યપદ્ધતિ દેશી રાજાઓની વિરૂદ્ધમાં હોવાથી તૂટી, તોપણ ઇ. સ. ૧૮૧૭ માં ફરીથી એ રાજ્ય સાથે કરાર થયો અને તેથી કરીને એ રાજ્ય હમેશને માટે અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **પન્નાના** રાજ્યકર્તા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના પ્રખ્યાત છત્રસાલના કુંવર હીરદીશાહે કરી અને તેમના વંશજ હાલ એ દેશ ઉપર રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ.

૧૮૦૭ ના કોલકરારથી **અંગ્રેજોના** રક્ષણમાં આવ્યું. **અજૈગઢ**ના રાજ્યકર્તા જાતના સૂર્યવંશી બુંદેલા રજપૂત છે. એ રાજ્યની સ્થાપના છત્રસાલના કુંવર જગતરાજે કરી અને તેમના વંશજ હાલ એ રાજ્ય ઉપર અમલ કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૦૭ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણ હેઠળ આવ્યું. **બિજાવર**ના રાજ્યની સ્થાપના પણ છત્રસાલના અનૌરસ પુત્ર વીરસિંહદેવે કરી અને એમના વંશજ હાલ એ દેશ ઉપર રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૧૧ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **ચરખારી**ના રાજ્યકર્તા જાતના સૂર્યવંશી બુંદેલા રજપૂત છે. એ રાજ્યની સ્થાપના અજૈગઢનું રાજ્ય સ્થાપનાર જગતરાજના અનૌરસ પૌત્ર વિજય બહાદુર ઉર્ફે ખુમાનસિંહે કરી અને તેમના વંશજ હાલ એ રાજ્ય ઉપર અમલ કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૦૪ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું. **છતરપુર**ના રાજા જાતના પુવાર રજપૂત છે. એ રાજ્યની સ્થાપના છત્રસાલના પ્રપૌત્ર હિંદુપતના નોકર શનીશાહે કરી અને તેમના વંશજ હાલ એ રાજ્ય ઉપર અમલ કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૦૬ ના કોલકરારથી અંગ્રેજોની સત્તામાં આવ્યું. **બાવની**ના નવાબ જાતના મુસલમાન છે. ત્યાંના હાલના નવાબનું નામ મહેદીહુસેનખાન છે. એ રાજ્ય અંગ્રેજોના રક્ષણમાં છે. **નાગોદનું રાજ્ય** પુરિયાર જાતના રજપૂત રાજાને તાબે છે. એ રાજ્યના હાલના રાજાનું નામ જદુબિંદસિંહ છે. એ રાજ્ય અંગ્રેજોના રક્ષણમાં છે. **મૈહીર**ના રાજ્યકર્તા જાતના જોગી છે. હાલ એ રાજ્ય ઉપર રઘબિરસિંહ નામે રાજા રાજ્ય કરે છે. એ રાજ્ય અંગ્રેજોના રક્ષણમાં છે. **બિરોંદા**ના રાજ્યકર્તા જાતના રઘુવંશી રજપૂત છે. એ રાજ્યની સ્થાપના કોણે કરી તે જણાયું નથી, પણ એમ કહેવાય છે કે મરેઠાના અમલમાં તેઓ તેમના તાબેદાર હતા અને તેમને ખંડણી આપતા હતા. એ રાજ્ય ઉપર હાલ રઘબિરદયાળસિંહ નામે રાજા રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૦૭ ના કોલકરારથી અંગ્રેજોના રક્ષણમાં આવ્યું.

આ રાજ્યો અંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણમાં છે અને તેઓને મધ્ય હિંદ એજન્સિના **એજંટ ટુ ધ ગવર્નર જનરલની*** હકૂમતમાં મૂકવામાં આવ્યાં છે. એ અમલદારનું સદર સ્ટેશન ઇંદોરમાં છે.

મધ્ય હિંદ એજન્સિમાં સ્થાનિક પોલિટિકલ એજંટ નીમવામાં આવ્યા

---

* આ દરજ્જો લેફ્ટેનેન્ટ ગવર્નર કે ચીફ કમિશનરના દરજ્જાને મળતો છે.

છે, તેમને નીચે મુજબ રાજ્યો સોંપવામાં આવ્યાં છે.

(૧) ગ્વાલિયરના રેસિડેંટની હકૂમતમાં ગ્વાલિયરનું રાજ્ય છે.

(૨) ઈંદોરનું રાજ્ય ઈંદોરના રેસિડેંટ અથવા મધ્ય હિંદ એજન્સિના એજંટ ટુ ધ ગવર્નર જનરલની હકૂમતમાં છે.

(૩) ભોપાળ એજન્સિના પોલિટિકલ એજંટની હકૂમતમાં ભોપાળ, રાજગઢ, નરસિંહગઢ, ખીલચીપુર વગેરે રાજ્યો છે.

(૪) માળવા એજન્સિના પોલિટિકલ એજંટની હકૂમતમાં રતલામ, જાવરા, સીલાણા અને સીતામહૂ વગેરે રાજ્યો છે.

(૫) ધાર એજન્સિના પોલિટિકલ એજંટની હકૂમતમાં ધાર, દેવાસ, વઢવાણી વગેરે રાજ્યો છે.

(૬) ભોપાવર એજન્સિના પોલિટિકલ એજંટની હકૂમતમાં આલીરાજપુર, ઝાબુઆ વગેરે રાજ્યો છે.

(૭) બુંદેલખંડના પોલિટિકલ એજંટની હકૂમતમાં ઉરચા, દતીઆ, સંપથાર, પન્ના, અજેગઢ, બિજાવર, ચરખારી, છત્તરપુર, બાવની, બિરોંદા, મૈહીર, નાગોદ વગેરે રાજ્યો છે.

(૮) વાઘેલખંડના પોલિટિકલ એજંટની હકૂમતમાં રેવાનું રાજ્ય છે.

પોલિટિકલ એજંટો મધ્ય હિંદ એજન્સિના એજંટ ટુ ધ ગવર્નર જનરલને જવાબદાર છે અને તે અમલદાર હિંદના વાઇસરૉય અને ગવર્નર જનરલને જવાબદાર છે.

ઉપરનાં ૨૮ રાજ્યોને અને બાકીનાં કેટલાંક મધ્ય હિંદ એજન્સિનાં નાનાં* રાજ્યોને ગવર્નર જનરલ તરફથી દત્તક લેવાની સનદ મળી છે, તેની અંદર નીચે મુજબ લખવામાં આવ્યું છે.

" હિંદુસ્તાનમાં જે રાજા અને સરદારો હાલમાં પોતાના દેશમાં હકૂમત ચલાવે છે, તેઓનાં મહા રાજ્યો હમેશા કાયમ રહે તથા તેઓના ખાનદાનનો મરતબો અને વંશ જારી રહે એવી મહારાણી વિકટોરિઆ સરકારની ઇચ્છા હોવાથી, તે ઇચ્છા બર લાવવાને માટે હું આથી તમને ખાતરજમા

---

*આ નાનાં રાજ્યોનાં નામ નીચે પ્રમાણે:-(૧) સુરીલા, (૨) જીગની, (૩) જસ્સુ, (૪) બેહરી, (૫) બેહત, (૬) અલીપુરા, (૭) કોટી, (૮) સોહવલ, (૯) ગોરીહર, અને (૧૦) જીરોલી; એ પ્રમાણે દશ નાનાં સંસ્થાનોને પણ દત્તકની સનદ મળેલી છે.

આપું છું કે, તમારા ખરા વારસને અભાવે તમારે અથવા તમારી પાછળ તમારી ગાદી ઉપર બેસનારે હિંદુશાસ્ત્ર (મુસલમાન રાજ્યને માટે મુસલમાની સરેહ) પ્રમાણે અને દેશાચાલ તથા કુળાચાર પ્રમાણે દત્તક લેવો; તેને કબૂલ કરી અમે કાયમ રાખીશું.

જ્યાંસુધી તમારી ગાદી સરકાર તરફ રાજ્યભક્તિ રાખી રહેશે અને બ્રિટિશ સરકારના કરેલા ઉપકાર, કોલકરાર, અને લખી આપેલાં તહનામાંની શરત પ્રમાણે પાક નેયતથી ચાલશે, ત્યાંસુધી તમારે ખાત્રી કરી જાણવું કે એ બંદોબસ્તમાં કોઇ પણ રીતે વાંધો ઉઠાવવામાં આવશે નહિ."



## મધ્ય હિંદએજન્સિનાં દેશી રાજ્ય, રાજ્યકર્તાનાં નામ, ખિતાબ, ઉમરનાં વરસ, જાત, કુલ જમીનનું ક્ષેત્રફળ, વાર્ષિક પેદાશનો શુમારે આંકડો, અને બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માનનું પત્રક.

| ચાલતો નંબર. | રાજ્યનું નામ. | હાલના રાજ્યકર્તા. | | | | કુલ જમીનનું ક્ષેત્રફળ (ચોરસ મૈલ.) | વાર્ષિક ઉપજનો શુમારે આંકડો. | બ્રિ. સ. તરફથી મળતાં તોપનાં માન. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | ખિતાબ. | ઉમર. | જાત. | | | |
| ૧ | ગ્વાલિયર | માધવરાવ | મહારાજા | ૧૯ | મરેઠા | ૩૩૧૧૯ | ૧૨૦૦૦૦૦૦ | ૨૧ |
| ૨ | ઇંદોર | શિવાજીરાવ | ,, | ૨૨ | ,, | ૮૩૧૮ | ૭૦૦૦૦૦૦ | ૨૧ |
| ૩ | ભોપાળ | શાહજહાન | બેગમ | ૫૧ | અફગાન | ૮૨૦૦ | ૨૬૮૩૪૦૦ | ૧૯ |
| ૪ | ધાર | આનંદરાવ | મહારાજા | ૪૬ | પુવાર | ૨૫૦૦ | ૮૦૦૦૦૦ | ૧૫ |
| ૫ | દેવાસ | કૃષ્ણાજીરાવ અને | મહારાવરાજા | ૪૧ | ,, | ૨૫૭૬ | ૬૦૨૮૯૦ | ૧૫ |
| | | નારણરાવ | | ૨૯ | | | | ૧૫ |
| ૬ | રતલામ | રણજીતસિંહ | રાજા | ૨૯ | રાઠોડ રજપૂત | ૧૨૦૦ | ૧૩૦૦૦૦૦ | ૧૩ |
| ૭ | જાવરા | ઈસ્માયલખાન | નવાબ | ૩૫ | પઠાણ | ૮૭૨ | ૭૯૯૩૦૦ | ૧૩ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | આબુઆ | ગોપાળસિંહ | રાજા | ૪૮ | રાઠોડ રેજપૂત | ૧૫૦૦ | ૨૨૫૦૦૦ | ૧૧ |
| ૯ | સીલાણા | દુલીસિંહ | " | ૫૧ | " | ૫૦૦ | ૧૨૦૦૦૦ | ૧૧ |
| ૧૦ | સીતામહૂ | ભવાનીસિંહ | " | ૫૩ | " | ૩૫૦ | ૧૫૦૦૦૦ | ૧૧ |
| ૧૧ | રાજગઢ | બલબહાદુરસિંહ | " | ૨૭ | ઉમટ રજપૂત | ૬૪૨ | ૩૫૦૦૦૦ | ૧૧ |
| ૧૨ | નરસિંહગઢ | મહેતાબસિંહ | " | * | " | ૭૨૦ | ૪૦૦૦૦૦ | ૧૧ |
| ૧૩ | આલીરાજપુર | પ્રતાપસિંહ | મહારાણા | * | સિસોદિયા રજપૂત | ૮૦૦ | ૧૦૦૦૦૦ | ૯ |
| ૧૪ | વઢવાણી | ઇંદ્રસિંહ | રાણા | ૪૫ | " | ૨૦૦૦ | ૧૦૦૦૦૦ | ૯ |
| ૧૫ | ખીલચીપુર | અમરસિંહજી | રાવ | ૫૪ | ખીચી રજપૂત | ૨૦૪ | ૧૭૫૦૦૦ | ૯ |
| ૧૬ | રેવા | વ્યંકટરમણરામાનુજ પ્રસાદસિંહ | મહારાજા | ૧૬ | વાઘેલા રજપૂત | ૧૩૦૦૦ | ૨૫૦૦૦૦૦ | ૧૯ |
| ૧૭ | ઉરછા | મહેન્દ્રપ્રતાપસિંહ | " | ૩૫ | બુંદેલા રજપૂત | ૨૦૦૦ | ૯૦૦૦૦૦ | ૧૫ |
| ૧૮ | દતીઆ | ભવાનીસિંહ | " | ૪૪ | " | ૮૨૦ | ૧૦૦૦૦૦૦ | ૧૫ |
| ૧૯ | પન્ના | રૂદ્ર પ્રતાપસિંહ | " | ૪૨ | " | ૨૫૫૫ | ૫૦૦૦૦૦ | ૧૩ |
| ૨૦ | અજેગઢ | રણજોરસિંહ | " | ૪૧ | " | ૩૪૦ | ૨૨૫૦૦૦ | ૧૩ |
| ૨૧ | સંપથાર | છતરસિંહ | " | ૪૮ | " | ૧૭૫ | ૪૦૦૦૮૦ | ૧૧ |
| ૨૨ | બિજાવર | ભાઉ પ્રતાપસિંહ | " | ૪૭ | " | ૯૨૦ | ૨૨૦૦૦૦ | ૧૧ |
| ૨૩ | ચરખારી | જયસિંહદેવ | " | ૩૭ | " | ૮૬૧ | ૫૦૦૦૦૦ | ૧૧ |
| ૨૪ | છતરપુર | બીશનનાથસિંહ | રાજા | ૨૩ | પુવાર રજપૂત | ૧૨૪૦ | ૨૫૦૦૦૦ | ૧૧ |
| ૨૫ | બાવની | મહેદી હુસેનખાન | નવાબ | ૫૯ | પઠાણ | ૧૨૭ | ૧૦૦૦૦૦ | ૧૧ |
| ૨૬ | નાગોદ | જદુબિર્દસિંહ | રાજા | ૩૪ | પુરિયાર રજપૂત | ૪૫૦ | ૧૫૦૦૦૦ | ૯ |
| ૨૭ | મૈહીર | રઘબિરસિંહ | " | ૩૯ | જોગી | ૪૦૦ | ૮૦૦૦૦ | ૯ |
| ૨૮ | બિરોંદા | રઘબિર દયાળસિંહ | " | ૪૯ | રઘુવંશી રજપૂત | ૨૭૫ | ૪૫૦૦૦ | ૯ |

## ગ્વાલિયર.

ગ્વાલિયરનું રાજ્ય "ગ્વાલિયર અથવા સિંધિયાનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા મરેઠા જાતના છે અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે અને વાયવ્યકોણમાં ચંબલ નદી; પૂર્વે બુંદેલખંડ અને મધ્ય પ્રાંતો; દક્ષિણે ભોપાળ તથા ધાર સંસ્થાનો; અને પશ્ચિમે ધોળપુર, કિરોલી, ઉદયપુર તથા કોટા એ સંસ્થાનો આવેલાં છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૩૩૧૧૯ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૨૫૦૦૧૦૦ (પચીસ લાખ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૨૦૦૦૦૦૦ (એક કરોડ વીસ લાખ)ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના આશ્રય તળે છે. અંગ્રેજસરકારની જે ફોજ ત્યાં રક્ષણ માટે રહે છે તેનું ખર્ચ સિંધિયા સરકાર આપે છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યનો ઉત્તર તરફનો ભાગ પહાડી અને રેતાળ છે, દક્ષિણ તરફનો ભાગ ઠંડો અને ફળદ્રૂપ છે, ગ્વાલિયરની આસપાસનો મૂલક ઊંચો નીચો અને જ્યાં ત્યાં વિખરાતી ટેકરીઓવાળો છે, ને વચમાંનો દેશ જેમાં માળવાનો ઘણો ભાગ આવે છે તે સપાટ છે. **મુખ્ય નદીઓ**—(૧) ચંબલ, એ વિંધ્યાચળમાંથી નીકળી ઇશાનકોણ તરફ આ રાજ્યમાં વહેતી જઇને આ રાજ્યની તથા ધોળપુરના રાજ્યની સરહદ કરી આગ્રા જિલ્લામાં જમનાને મળે છે. (૨) કાળીસિંધ, અને (૩) પાર્વતી, આ નદીઓ દક્ષિણ તરફના ભાગમાંથી નીકળી ઝાલાવાડના મૂલકમાં થઇને આ રાજ્યમાં આવી ઘણુંકરી આ રાજ્યમાં ઉત્તર તરફ વહીને કાળીસિંધ બુંદી તથા કોટાની સરહદ ઉપર અને પાર્વતી કોટા તથા જયપુરની સરહદ ઉપર ચંબલને મળે છે. (૪) નેવાજ નામની નદી માળવા તરફથી આવી કોટા શહેરથી પૂર્વમાં કેટલાક મૈલને છેટે કાળીસિંધને મળે છે. (૫) ક્ષિપ્રા, એ આ રાજયના માળવા પ્રાંતમાંના ભાગમાં દક્ષિણ તરફના પહાડમાંથી નીકળી ઉત્તર તરફ વહેતી જઈ અગાડી જતાં મંદેસરથી થોડે દૂર ચંબલને મળે છે. સિવાય કોહારી, આસન, તથા શંખ એ નાની નદીઓ છે. વળી એ વિના નાનાં નાનાં નાળાં અને ઝરા પુષ્કળ છે. **હવા**—આ રાજ્યના ઉત્તર તરફના ભાગની હવા ગરમ છે. માળવામાં હવા સારી અને સુખદાયક છે તથા ત્યાં ગરમી ઓછી પડે છે. વરસાદ નૈઋત્યકોણમાંથી પુષ્કળ વરસે છે. જ-

**જમીન તથા નીપજ**—માળવા પ્રાંતની જમીન રસાળ છે; તેમાં ઘઉં, જાર, બાજરી, તેલ કાઢવાનાં બી, શેરડી, કપાસ, તમાકુ, તથા તમામ જાતનાં કઠોળ નીપજે છે. આ દેશની મુખ્ય નીપજ અફીણની છે. ભેલસા પરગણાની તમાકુ બહુ વખણાય છે. **કારીગરીની જણસો**—ચંદેરીમાં ઝીણું તથા ઉત્તમ પ્રકારનું સુતરાઉ કાપડ થાય છે; બુરાનપુરમાં શેલાં, પાઘડી, દુપટ્ટા, બુટ્ટીદાર રેશમી કાપડ, મલમલ વગેરે ઊંચા પ્રકારનું કાપડ બને છે. એ વિના જાડું કાપડ, ગલીચા, શેત્રંજીઓ આદિ દેશમાં ને પરદેશમાં ખપવાની જણસો ઠામ ઠામ થાય છે. વળી કેટલીએક જગ્યાએ લોઢાનાં કારખાનાં છે. **જનાવર**—ઘણુંખરૂં આખા દેશમાં ડુંગરો અને ઝાડીની અંદર વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાવજ વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે. આ દેશના વાઘ ઘણા ક્રૂર હોય છે. ગાયો, ભેંસો અને બળદ સારાં થાય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને મરેઠા, બુંદેલા રજપૂત, જાટ અને થોડા પરચૂરણ જાતના લોકોની છે; મુસલમાન પણ થોડા વસે છે. આ દેશની ભાષા હિંદુસ્તાની અને મરેઠી છે. **રેલવે**—આગ્રાથી ગ્વાલિયર સુધી "સિંધિયા સ્ટેટ રેલવે" નામે જે લાઈન જાય છે તેનો ઘણો ભાગ આ દેશમાં છે. મુખ્ય શહેરો—**ગ્વાલિયર**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાબંધ શહેર છે; તેની પાસે **લશ્કર** નામે નવું શહેર વસ્યું છે; તેમાં મહારાજા રહે છે; **મોરાર** તથા **નિમચ** ગ્વાલિયરની નજીક બ્રિટિશ છાવણીનાં મથક છે; સિવાય **ઉજ્જયની, બુરાનપુર, રતનગઢ, ચંદેરી, રાનોર, ભેલસા, ભિંડ** અને **હિંડ** પ્રસિદ્ધ શહેરો છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઈંગ્લાંડમાં જૂના વખતમાં ચાલતા ફ્યુડલ ધોરાને મળતી છે. આ રાજ્યના લશ્કરમાં ૬૦૦૦ સ્વાર, ૫૦૦૦ પ્યાદલ, અને ૪૮ તોપ છે.

**ઇતિહાસ**—ગ્વાલિયરના મહારાજા મરેઠા જાતના છે. એ રાજ્યની સ્થાપના રાણોજી નામે પુરૂષે કરી. એમના વડીલ સિંધિયા નામે હતા તે સતારા જિલ્લામાં આવેલા કુમરખેર નામે ગામના પટેલ હતા. એપરથી એમના વંશના સિંધિયા ઉપનામથી ઓળખાવા લાગ્યા. રાણોજીના વડીલો બેદર પાદશાહની નોકરીમાં હતા, પરંતુ રાણોજીને તે નોકરી ન મળવાથી તે

નિર્ધનાવસ્થામાં આવી પંડ્યા. આ વખતે એટલે ઇ. સ. ૧૭૧૪ માં તે સતારે ગયા અને ત્યાં તેમણે શાહુ રાજાના પ્રધાન બાલાજી વિશ્વનાથ પેશ્વાના હાથ નીચે એક નાની ખાનગી નોકરી કબૂલ કરી. એ નોકરીમાં તેમને પેશ્વાના જોડા સાચવવાનું કામ હતું. ઇ. સ. ૧૭૨૦ માં બાલાજીના મરણ પછી તેમના પુત્ર બાજીરાવ પેશ્વા થયા તેમણે રાણોજીની હોશિયારી જોઇ તેમને સીલેદારીની જગ્યાએ નીમ્યા. ઇ. સં. ૧૭૧૮ માં દિલ્હીના દુર્બળ પાદશાહ મહંમદશાહના વજીર સૈયદ હુસેનની મદદે બાલાજી વિશ્વનાથ દિલ્હી ગયા હતા. પાદશાહે તેમને દક્ષિણની ચોથ, સરદેશ મુખી અને પુના તથા તેના બદલામાં સતારાના મૂલકની સ્વરાજીનો હક્ક લખી આપ્યો હતો તે ઉઘરાવવાને બાજીરાવ પેશ્વા પેશ્વાવાઇ મળ્યા પછી ખાનદેશ અને માળવા તરફ ગયા. એ સ્વારીમાં રાણોજી સિંધિયા સાથે હતા, તે વખતે તેમની બહાદુરી જોઇ પેશ્વાએ તેમને પાયગાના ઉપરી બનાવ્યા, અને ઇ. સ. ૧૭૨૫ માં માળવામાં મરેઠાની ચોથાઇનો અમલ ચલાવવાને રાણોજીને તે પ્રાંત ખર્ચ પેટે આપ્યો. ઈ. સ. ૧૭૩૬ માં મહંમદશાહ પાદશાહ પાસે બાજીરાવે ખંડણી અને કેટલોક મૂલક માગ્યો, તે તેણે ન આપવાથી પેશ્વા રાણોજી સિંધિયા, અને મલ્હારરાવ હોલકર એ ત્રણે મળી દિલ્હીપર સ્વારી કરી, તેમાં તેમને હારીને પાછા ફરવું પડયું. ઇ. સ. ૧૭૩૮ માં તેમની સામે દક્ષિણનો સુબેદાર નિઝામ–ઉલ–મુલ્ક ભોપાળ આગળ સામો થયો તેમાં મરેઠાએ નિઝામની ફોજને ઘેરી લીધી. એ ઘેરામાંથી છૂટવાને નિઝામે પાદશાહના તરફથી આખો માળવા પ્રાંત, નર્મદા અને ચંબલ નદીની વચ્ચેનો પ્રદેશ, અને રૂ.૫૦૦૦૦૦૦ ( પચાસ લાખ ) રોકડા આપી તે બાબતનો પાદશાહ પાસેથી લેખ કરાવી આપ્યો. ઈ. સ. ૧૭૩૯ માં બાજીરાવના ભાઈ ચીમનાજી આપા અને રાણોજી સિંધિયાએ મળી ફીરંગીઓ પાસેથી વસઇ વગેરેનાં કિલ્લા જીતી લીધા. એવામાં નાદિરશાહે દિલ્હીપર સ્વારી કરી, તેની સામાં થવાને બાજીરાવે રાણોજીને બોલાવ્યા; એટલામાં નાદિરશાહ લૂંટફાટ કરી પાછો જતો રહ્યો. આ વેળા મરેઠાઓએ પાદશાહ તરફથી માળવામાં જે મૂલક પોતાને મળ્યો હતો તે બાબતનો કરાર કરી પાદશાહ પાસે સનદ કરાવી લીધી. એ કામમાં પાદશાહ તરફથી જયપુરનો રાજા જયસિંહ અને પેશ્વા તરફથી રાણોજી સિંધિયા હતા. આ વખતે મરેઠી લશ્કરમાં રાણોજી સિંધિયા તથા મલ્હારરાવ હોલકર એ બે બળવાન સરદારો હતા.

ઇ. સ. ૧૭૫૦ માં રાણોજી સિંધિયા મરણ પામ્યા તે વખતે તેમને તેમની રાણી મેનાબાઇથી થએલા જયાજી, દત્તાજી, અને જોઇતાજી નામે ત્રણ પુત્ર તથા એક રજપૂત રાણી ચીમાબાઇને પેટે થએલા માધજી અને તુકાજી નામે બે પુત્ર હતા. રાણોજીના મરણ પછી તેમની જગ્યાએ જયાજીરાવ નીમાયા. આ વખતે મરેઠી રાજ્યનાં ૭ અંગોમાં માળવાના ઇશાન ખૂણામાં જયાજીરાવ સિંધિયાનું રાજ્ય પણ ગણાતું હતું.

રોહીલખંડમાં રોહીલા લોકોએ બંડ કર્યું તેનો નાશ કરવાને માટે દિલ્હીના વજીરે જયાજીરાવ સિંધિયા, મલ્હારરાવ હોલકર, અને ભરતપુરનો જાટ રાજા સુરજમલ એમને મદદે બોલાવ્યા. તેમણે જઇ તે બંડ બેસાડી દીધું, અને રોહીલખંડ તાબે કર્યો. આ વખતે તે ત્રણે જણાએ એ મૂલક વહેંચી લીધો. માળવાનો મૂલક બાલાજી પેશ્વાએ ઇ. સ. ૧૭૫૦ માં મરેઠી સરદારોને વહેંચી આપ્યો, તેમાં સિંધિયાને ભાગ ૭૦૦૦૦૦૦ ( સિત્તેર લાખ ) રૂપિઆનો મૂલક આવ્યો.

ઇ. સ. ૧૭૫૪ માં મારવાડની ગાદીના દાવા બાબત વિજયસિંહ અને રામસિંહ વચ્ચે તકરાર ઉત્પન્ન થઈ, તેમાં રામસિંહે પેશ્વાની મદદ માગવાથી જયાજીરાવ સિંધિયા ફોજ લઇ તેની મદદે ગયા. તેઓ નાગોર આગળ છાવણી નાંખી પડયા હતા, ત્યાં વિજયસિંહે મારા મોકલી તેમનો દગાથી ઘાત કરાવ્યો. આ નુકસાન બદલ મરેઠાને અજમેરનો કિલ્લો અને મારવાડની જમીનમાંથી ચોથ મળવાનો ઠરાવ થયો.

ઇ. સ. ૧૭૫૯ માં જયાજીરાવના મરણ પછી સિંધિયાની ગાદીએ તેમના ભાઇ દત્તાજીરાવ બેઠા, તેમણે પોતાના ભાઈની હયાતીમાં ઇ. સ. ૧૭૫૧ માં હૈદ્રાબાદના નિજામનો બેટો સલાબતજંગ પુના ઉપર ચઢી આવ્યો હતો તેની સામે લડાઇ કરી તેને નસાડયો હતો. તેમજ ઇ. સ. ૧૭૫૫ માં પેશ્વાના ભાઇ રઘુનાથરાવે અમદાવાદ કબજે કર્યું તે વખત પણ રાઘોબાની મદદમાં એ મુખ્ય હતા. ઇ. સ. ૧૭૫૮ માં પેશ્વાના ભાઇ રઘુનાથરાવની સરદારી નીચે મરેઠી લશ્કર પંજાબમાં પેઠું, અને તેણે લાહોર જીતી લીધું. પછી કાબુલનો અહંમદશાહ અબદલ્લી, રોહીલાનો સરદાર નજીમઉદ્દૌલા, અને અયોધ્યાનો નવાબ સુજાઉદ્દૌલા એ ત્રણે મળી મરેઠા સામે ચઢાઇ કરી. આ વેળા દત્તાજીરાવ સિંધિયા અને મલ્હારરાવ હોલકર મરેઠી લશ્કરમાં મુખ્ય સરદારો હતા, તેમની અને મુસલમાનની વચ્ચે દિલ્હીની પાસે રૂધીર ગામ

આગળ મોટું યુદ્ધ થયું તેમાં દત્તાજીરાવ સિંધિયા મરાયા અને મરેઠા હાર્યા, ઈ. સ. ૧૭૫૯.

ઉપર મુજબ દત્તાજીરાવ મરાયા તેમજ તેમના ભાઇ જોઇતાજી પણ દીગ પાસેના કુંભીરના ઘેરામાં કતલ થયા હતા તેથી તેમના વડા ભાઇ જયાજીરાવના પાટવીકુંવર જંકોજી સિંધિયા ગાદીએ બેઠા. લાહોરની લુડાઇથી મુસલમાન અને મરેઠાઓ વચ્ચે વિગ્રહ શરૂ થયો. તા. ૭ મી જાનેવારી સન ૧૭૬૧ ને રોજ પાણીપતના મેદાનમાં મુસલમાન અને મરેઠાઓ વચ્ચે દારૂણ સંગ્રામ થયો, તેમાં પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ, સેનાપતિ સદાશિવરાવ ભાઉ, અને જંકોજીરાવ સિંધિયા વગેરે ઘણાક સરદારો રણસંગ્રામમાં સ્વધામ પહોંચ્યા. મલ્હારરાવ હોલકર અને દામાજીરાવ ગાયકવાડ રણક્ષેત્રમાંથી પલાયન કરી ગયા તેથી બચ્યા. મરેઠી લશ્કરમાંના હજારો યોદ્ધા રણમાં પડ્યા, હજારો નાસતાં મરાયા, અને જેઓ મુસલમાનોને હાથ પકડાયા તેમનો તેમણે નિર્દયતાથી ઘાત કર્યો. આ લડાઇમાં આશરે સવાબે લાખ મરેઠી યોદ્ધા મરાયા.

ઉપરના યુદ્ધમાં જંકોજીરાવ સિંધિયા મરાયાથી તેમના વંશમાં માધજી અને તુકાજી નામે બે ભાઇઓ રહ્યા. તેઓ સિંધિયાના મૂળપુરૂષ રાણોજીની રજપૂત રાણીના પુત્ર હતા. હવે જંકોજીની જગ્યા કોને આપવી એ બાબત સવાલ ઉત્પન્ન થયો. પેશ્વાના ભાઈ રઘુનાથરાવનો વિચાર માનાજી ઉર્ફે ફાંકડેને સરદારી આપવાનો હતો, પરંતુ નાના ફડનવીસ અને હરીપંથ ફડકેએ માધવરાવ પેશ્વાને સમજાવી ઇ. સ. ૧૭૬૭ માં સરદારીનો પોશાક માધજીને અપાવ્યો. માધજીને લોકો "પાટીલબાવા" ના નામથી ઓળખતા હતા. પાણીપતના મેદાનમાંથી માધજી નાઠા હતા તે પ્રસંગે એક પઠાણે તેમની પાછળ પડી બંદુકની ગોળી મારી હતી તે વખતથી માધજી ઘાયલ થઈ લંગડા થયા હતા; ત્યાંથી તેમને એક પખાલી સાચવીને લઇ ગયો હતો. જ્યારે પેશ્વાના ભાઇ રઘુનાથરાવે ઉપર પ્રમાણે ફાંકડેનો પક્ષ પકડ્યો ત્યારે માધજી રીસાઇને અહંમદનગર પાસે રાયમોહો નામે ગામમાં જઈ રહ્યા, ત્યાં મનસુરશાહ નામે ફકીર રહેતો હતો તેણે એમની બહુ સેવા બજાવી, તેથી જ્યારે તેમને સિંધિયાની સરદારીનો પોશાક મળ્યો ત્યારે જાણે તે ફકીરના આશીર્વાદથી મળ્યો હોય, એમ સમજી તે ફકીરને તેમણે જાગીર આપી, તેમજ પેલા પખાલીને પણ જાગીર આપી.

ઉત્તર હિંદુસ્તાનમા મરેઠાઓએ મેળવેલો મૂલક ઈ. સ. ૧૭૬૧ ની પાણીપતની લડાઈ વખતે જતો રહ્યો હતો તેથી માધજી સિંધિયા, તુકાજી હોલકર, વીસાજી કૃષ્ણાજી બીનીવાલે અને રામચંદ્ર ગણેશ કાનડે એઓએ મળી ફરીથી સ્વારી કરી કેટલોક મૂલક મેળવ્યો. તેમણે દિલ્હીનો પાદશાહ શાહઆલમ કંપની સરકારની નીમણુક ખાઇને બેશી રહેતો હતો, તેને ઇ. સ. ૧૭૭૧ ના ડીસેંબરની ૨૫ મી તારીખે ફરીથી દિલ્હીની ગાદીએ બેસાડયો. ઈ. સ. ૧૭૭૨ માં માધવરાવ પેશ્વાના મરણના સમાચાર સાંભળી માધજી સિંધિયા પુને ગયા, અને તેમણે નાનાફડનવીસ સાથે મળી રઘુનાથરાવને પુનેથી નસાડયો; પરંતુ તેનો પક્ષ કંપની સરકારે પકડયો અને તેને પુનાની ગાદીએ બેસાડવાને લશ્કરની એક ટુકડી ગૂજરાત તરફ અને બીજી પુના તરફ આવી. પણ તેમાં કંપનીના લશ્કરની હાર થવાથી આખર ઠરાવ થયો કે રઘુનાથરાવને પકડી નાનાફડનવીસને સોંપવો, અને શરત પળતા સુધી કંપનીએ પોતાના બે અમલદારોને ઓળમાં આપવા. થોડા દિવસ પછી કંપનીએ રઘુનાથરાવને લાવી રજુ કર્યો, તેને નાનાફડનવીસે કેદ કર્યો.

ઈ. સ. ૧૭૭૬ માં અંગ્રેજ અને મરેઠાઓ વચ્ચે સલાહ થઈ, પરંતુ તે સલાહ ઝાઝી મુદત સુધી રહી નહિ, અને ઉત્તર હિંદુસ્તાનમાં જમના નદીને કિનારે અંગ્રેજ તથા સિંધિયા વચ્ચે યુદ્ધો શરૂ થયાં. કપ્તાન પોપહામે ગ્વાલિયર ગઢ જીતી લીધો, પરંતુ એ લડાઈથી અંગ્રેજોને કશો લાભ મળ્યો નહિ, પણ ઉલટું તેમને વસાઈ તથા ગૂજરાતમાંનો કેટલોક મૂલક છોડી દેવો પડયો; તેમજ રઘુનાથરાવને અંગ્રેજોએ આશ્રય આપવો નહિ તથા અંગ્રેજોએ ગોહદના રાણાના રક્ષણ માટે સિંધિયા સાથે લડાઈ જોડી હતી તે ગોહદના રાણાનો મૂલક તથા બીજાં રાજ્યો લેવામાં સિંધિયાને અડચણ કરવી નહિ; એ પ્રમાણે તા. ૧૭ મી મે સને ૧૭૮૨ ને રોજ સાલબાઈ નામે ગામમાં તહનામું થયું. વળી એ તહનામાની રૂઇએ અંગ્રેજોએ માધજી સિંધિયાને ભરૂચ વગેરે ગામ આપ્યાં. રઘુનાથરાવના આવા વર્તનથી પેશ્વાના અધિકારને ઝાંખ લાગી, અને માધજી સિંધિયાનો પેશ્વાથી છૂટા પડી સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો વિચાર ઉત્પન્ન થયો.

ગોહદના રાણાએ મરેઠાઓ સાથે વિગ્રહ આરંભી અંગ્રેજો સાથે મૈત્રી કરી અંગ્રેજી સરદાર કપ્તાન પોપહામની મદદ લઇ ઈ. સ. ૧૭૮૦ માં ગ્વાલિયરગઢ જીતી લીધો હતો, પરંતુ થોડીક મુદત પછી એટલે ઈ.

સ. ૧૭૮૨ માં માધજી સિંધિયાએ અંગ્રેજો તથા ગોહદના રાણાને હરાવી તે પાછો પોતાને તાબે કરી લીધો. ત્યારપછી દિલ્હીના શાહઆલમ પાદશાહને તેના વજીરે કેદ કર્યો હતો તેને માધજી સિંધિયાએ દિલ્હી જઈ છોડવ્યો. આ વખતથી માધજી સિંધિયા દિલ્હીમાં કર્તાહર્તા થયા, અને પાદશાહના મુખ્ય કારભારી પેશ્વા તથા તેમની વતી સિંધિયા કામકાજ કરે એવો લેખ તેમણે પાદશાહ પાસેથી લખાવી લીધો. આ વખતે દિલ્હી અને આગ્રા એ બે પ્રાંત તથા દરવરસે રૂ. ૬૫૦૦૦ સિંધિયાને મળવાનો ઠરાવ થયો. વળી તેમણે પાદશાહ પાસેથી એક બીજું લખાણ કરાવી લીધું કે હિંદુસ્તાનમાં કોઈ પણ મુસલમાન ગાયનો વધ કરે નહિ. પછી કેટલાક દિવસ વીત્યા એટલે તેમણે દોઆબ, અલીગઢ, અને રાઘુવગઢ એ જગ્યાઓ સ્વાધીન કરી લીધી. પેશ્વા તરફથી અંગ્રેજો સાથે રાજ્યપ્રકરણી બાબતના વાંધાનો ફડચો માધજી સિંધિયા કરતા હતા, તેથી નાનાફડનવીસને દહેશત લાગી કે માધજી બળવાન થતા જાય છે, માટે રખેને તે રાજ્યને નુકસાનકર્તા થઇ પડે એમ ધારી તેમણે અંગ્રેજ સરકાર પાસેથી એક રેસિડેન્ટ માગી લઇ તેને પુનામાં રાખ્યો. ઈ. સ. ૧૭૮૫માં માધજીએ ફ્રેંચ લોકોને નોકરીમાં રાખી તેમને કવાયત શીખવી ફ્રેંચ સરદાર ડી. બોઈનના ઉપરીપણા નીચે કવાયતી લશ્કર ઉભું કર્યું. એ ફોજની મદદવડે સિંધિયાએ જયપુર ઉપર ચઢાઈ કરી, તેની સામા જયપુરના રાજા પ્રતાપસિંહના ઉપરીપણા નીચે ઈ. સ. ૧૭૮૭માં રજપૂતાણાનાં મારવાડ અને બીજાં રાજ્યોનાં લશ્કર ટાંગા મુકામે ભેગાં થયાં. આ જગ્યાએ મોટો સંગ્રામ થયો તેમાં રજપૂતોએ જય મેળવી ડી. બોઈનના તોપો ફોડનારાઓને કાપી નાંખ્યા; પરંતુ તેનો બદલો સિંધિયાએ ઈ. સ. ૧૭૯૧ માં વાળ્યો, અને પટના તથા મેરના આગળ રજપૂતોને હરાવી તેમનાપર ખંડણી બેસાડી. માધજીની આ ગેરહાજરીનો લાભ લઈ દિલ્હીના પાદશાહ શાહઆમલને ગુલામ કાદરે આંધળો કરી દિલ્હીમાં બંડ મચાવ્યું, તેથી આ ખબર સાંભળી માધજીએ તરત દિલ્હી જઇ ગુલામ કાદરને કેદ કરી પાદશાહને છોડવ્યો.

દિલ્હીથી પરવારી ત્યાંથી પરભાર્યા માધજી જોધપુર ગયા, અને કેટલીક મુદ્દત થયાં અજમેર મારવાડના તાબામાં ગયું હતું તે તેમણે પાછું જીતી લઈ રાજાને કબજે કર્યો. માધજીએ, પોતે બહાદુર હોવાથી ફ્રેંચ લોકને નોકરીમાં રાખી સારૂં લશ્કર તથા તોપખાનું ઉભું કરી જ્યાં જ્યાં ગયા

ત્યાં ત્યાં જીત મેળવી. આ વખતે સિંધિયા અને હોલકર વચ્ચે કુસંપ થયો હતો તેથી તે બંને વચ્ચે અજમેર પાસે સંગ્રામ થયો, તેમાં હોલકરની હાર થવાથી સિંધિયાએ પ્રયાગની ઉત્તર અને પશ્ચિમ તરફનો ઘણોક મૂલક તાબે કરી લીધો. આ વખતે પુનામાં અંગ્રેજોનું બળ વધી પડવાથી તેને ઓછું કરવાના વિચારથી માધજી પુને ગયા, ઇ. સ. ૧૭૮૨. આ વેળા સિંધિયાના તાબામાં આશરે આઠ કરોડ રૂપિઆની ઉપજનો મૂલક હતો, અને તેમણે ઘણાક રાજાઓપર ખંડણી બેસાડી હતી. એ પુને ગયા ત્યારે દિલ્હીના પાદશાહ તરફથી પેશ્વા માટે આણેલો વજીરનો ઇલ્કાબ એમણે પેશ્વા આગળ રજુ કર્યો. ઇ. સ. ૧૭૯૪ માં મરેઠા અને હૈદ્રાબાદના નિજામ વચ્ચે ચોથ બાબત વિગ્રહ ઉત્પન્ન થયો. એજ અરસામાં માધજી પુનાની પાસે પાનવડી ગામમાં ગુજરી ગયા. તેમને કાંઇ છોકરૂં ન હોવાથી તેમના પછી તેમના ભાઇના પુત્ર **દોલતરાવને** દત્તકવિધાનથી ગાદી મળી. આ વખતે તેમની ઉમર ૧૬ વરસની હતી. હૈદ્રાબાદના નિજામે પેશ્વાને ખંડણી ન ભરવાથી મરેઠી લશ્કરે નિજામના રાજ્ય પર ચઢાઈ કરી, ને બંને વચ્ચે કુર્દલા મુકામે યુદ્ધ થયું; તેમાં નિજામની હાર થવાથી તેણે ત્રણ કરોડ રૂપિઆ તથા કેટલાક પ્રાંત મરેઠાને આપ્યા. આ યુદ્ધમાં દોલતરાવ સિંધિયાએ પેશ્વાને સારી મદદ કરી, ઇ. સ. ૧૭૯૫. એજ અરસમાં નાનાફડનવીસના દાબથી કંટાળી માધવરાવ પેશ્વા મનમાં ઘણો ખેદ પામી અગાશીપરથી પડતું મૂકી આપઘાત કરી મરણ પામ્યા. તેમના પછી ગાદીનો ખરો હક્કદાર બાજીરાવ હતો, પરંતુ નાનાફડનવીસે કેટલાક વખત સુધી ખટપટ કરી તેને ગાદીએ બેસવા દીધો નહિ; છતાં આખરે દોલતરાવ સિંધિયાની મદદથી તેને ગાદી મળી. પણ બાજીરાવ પેશ્વા રાજ્ય ચલાવવાને લાયક નહોતો, તેથી તેણે રાજ્યમાં ઘણી ખટપટ કરવા માંડી. તેનું પરિણામ એ થયું કે દોલતરાવ સિંધિયા તથા નાનાફડનવીસ વચ્ચે વિગ્રહ ઉત્પન્ન થયો, અને સિંધિઆએ બીજાઇ આખો દિવસ અને રાત પુના શહેર લુંટયું. એથી મારામારી અને કાપાકાપી ચાલી તેમાં ઘણા જણના જીવ ગયા. પછી નાનાને પકડી અહંમદનગરના કિલ્લામાં પરહેજ કરી દોલતરાવે તેની જગ્યાએ પોતાના સસરા ગાટગેને પ્રધાન બનાવ્યો; તેણે લોકોને માર મારી જૂલમ કરી નાણાં કઢાવ્યાં. ત્યાર પછી લશ્કરે પગારને માટે તોફાન મચાવ્યું, તેમજ સઘળા મરેઠી સરદારો તોફાન મચાવવા લાગ્યા.

આથી બાજીરાવે ગાટગેને દૂર કરી નાનાફડનવીસને કેદમાંથી મુક્ત કરી ફરીથી પ્રધાન નીમ્યો. આ વખતે દોલતરાવ સિંધિયા હિંદુસ્તાનમાં હતા, ત્યાં તેમની અને જસવંતરાવ હોલકર વચ્ચે લડાઈ ચાલી, તેમાં હજારો યોદ્ધા કપાઈ મુઆ, ઈ. સ. ૧૮૦૦. આ લડાઇમાં હોલકરની હાર થઇ. આ બંનેના વિગ્રહમાં પેશ્વા સિંધિયાની તરફ હતો, તે બાબતનું વેર લેવાને હોલકરે પુનાપર ચડાઈ કરી, એટલે બાજીરાવ પેશ્વા પુના છોડી વસાઇ જતો રહ્યા. પછી હોલકરે બાજીરાવના ભત્રિજાને પુનાની ગાદીએ બેસાડયો; ઇ. સ. ૧૮૦૨. આથી બાજીરાવે વસાઈ જઇ મુંબાઇના ગવર્નર સાથે સલાહ કરી, તેમાં એવો ઠરાવ થયો કે બાજીરાવે અંગ્રેજ સરકારને છવીસ લાખ રૂપિઆનો મૂલક આપવો; અંગ્રેજી ફોજ નોકરીમાં રાખવી, બીજા કોઈ યુરોપિઅનને નોકર રાખવા નહિં, અને પરરાજ્ય વચ્ચેના વાંધાની પંચાત અંગ્રેજ રેસિડેન્ટ માર્ફત કરવી. આ ઠરાવ પ્રમાણે અંગ્રેજો ફરીથી બાજીરાવને પુનાની ગાદીએ બેસાડવાને લશ્કર લઈ પુને ગયા, એટલે સિંધિયા તથા હોલકર પુનામાંથી પલાયન કરી ગયા.

હવે દોલતરાવ સિંધિયાને બ્રિટિશ સરકારે માળવામાં જઈ રહેવાનો સંદેશો કહાવ્યો, તેમજ ભોંસલે વગેરે સરદારોને પોતપોતાના મૂલકમાં જઈ રહેવા ફરમાવ્યું, પરંતુ તે હુકમ તેમણે માન્ય ન રાખવાથી જનરલ વેલેસ્લી સાહેબે ચોતરફથી લશ્કર મોકલી મરેઠી સરદારોને ઘેરી લીધા. દોલતરાવ સિંધિયા તથા રઘુજી ભોંસલાનું લશ્કર મળીને પચાસ હજાર સ્વાર, ત્રીસ હજાર કવાયતી પ્યાદલ, અને કેટલીક તોપો તથા બાકીનું લૂંટારૂં લશ્કર હતું. તેમની સાથે અંગ્રેજોએ અસાઈ નામે ગામ આગળ લડાઈ કરી, તેમાં સિંધિયાની હાર થઈ, અને અંગ્રેજોએ આશીરગઢ, બુરાનપુર, પાવાગઢ પંચમહાલ, અને ભરૂચ વગેરે તેનો મૂલક સ્વાધીન કરી લીધો. પછી ફરીથી દિલ્હી આગળ લૉર્ડ લેકે તેની સાથે લડાઈ જોડી, તેમાં પણ સિંધિયાની હાર થવાથી તેનાં ઘણાં માંણસો મરાયાં, અને દિલ્હી તથા આગ્રા અંગ્રેજોએ તાબે કર્યાં. આથી છેવટે અંગ્રેજ સરકાર સાથે સિંધિયાને સલાહ કરવાની જરૂર પડી, માટે તેમણે સીરજી અંજે ગામને મુકામે મેજર માલકમ સાહેબની રૂબરૂ કરાર કર્યો. એ કરારમાં એમ ઠર્યું કે ગંગા અને જમના વચ્ચેનો મૂલક, જયપુર, જોધપુર, અને ગોહદના રાજ્યની ઉત્તરનો મૂલક તથા ભરૂચ અંગ્રેજોને આપવાં; અહંમદનગર પેશ્વાને આપવું; અજં-

ગ ઘાટથી ગોદાવરી સુધીનો પ્રદેશ નિઝામને આપવો; દિલ્હીના પાદશાહ શાહઆલમ, નિઝામ, પેશ્વા અને આનંદરાવ ગાયકવાડ, એમના ઉપરના સઘળા દાવા છોડી દેવા; ભરતપુર, જોધપુર, જયપુર, અલવર, બુંદી, અને ગોહદનાં રાજ્યોને કશી હરકત કરવી નહિ; અંગ્રેજોના શત્રુ બીજા કોઈપણ યૂરોપિઅનને નોકરીમાં દાખલ કરવા નહિ અને અંગ્રેજ સરકારે આશીરગઢ, બુરહાનપુર, પાવાગઢ વગેરે જે જે કિલ્લાઓ સિંધિયાના લીધા હોય તે, તેમજ મોકાસ, દેશમુખી વગેરે હક્કો પાછા આપવા; સિંધિયાના રક્ષણને અર્થે ૬,૦૦૦ પ્યાદલ અને એક તોપખાનું રાખવું; તેના ખર્ચને પેટે ઉપર લખેલા મૂલક સિવાય બીજું કાંઈ સિંધિયા પાસે માગવું નહિ; તથા સિંધિયાના રાજ્યમાં એ લશ્કર સાથે અંગ્રેજ સરકાર તરફથી એક રેસિડેન્ટ રહે; અને સિંધિયાએ પોતાના રાજ્યની હદ્દ છોડી દક્ષિણ તરફ જવું નહિ; એ પ્રમાણે કરાર થયો, અને તે બંને પક્ષે કબૂલ રાખ્યો.

ઈ. સ. ૧૮૦૫ માં સિંધિયાએ ભરતપુરના રાજા સાથે સ્નેહ કર્યો. પછી તેનું તથા હોલકરનું લશ્કર અજમેર તરફ ચાલ્યું. સિંધિયાની મરજી પોતે ગ્વાલિયર લઈ ગોહદના રાણાને કાંઈ પણ મૂલક આપવો નહિ એવી હતી, તે વાત અંગ્રેજ સરકારને પસંદ નહોતી; તોપણ અંગ્રેજ સરકાર સાથે સિંધિયાની બગાડ કરવાની મરજી નહોતી. એવામાં સિંધિયાના દિવાન સરજેરાવ ગાટગેએ તેમજ બીજા લોકોએ બ્રિટિશ રેસિડેન્ટના બંગલાપર લૂટ ચલાવી; તેમ છતાં ગવર્નર જનરલ લોર્ડ કાર્નવાલિસે સિંધિયા તથા હોલકર સાથે સલાહ કરવાનો લોર્ડ લેકને હુકમ કર્યો. આથી તા. ૨૩ મી નવેંબર સને ૧૮૦૫ ને રોજ મી. માલકમની રૂબરૂ સલાહ થઈ, તેમાં એવો ઠરાવ થયો કે ગ્વાલિયર અને ગોહદપ્રાંત સિંધિયાને પાછા આપવા; અંગ્રેજ તથા સિંધિયાના રાજ્યની સરહદ ચંબલ નદીથી ગણવી; આગલા કરાર પ્રમાણે સિંધિયાનો જેટલો મૂલક અંગ્રેજોના તાબામાં આવ્યો હોય તેના સઘળા હક્કો સિંધિયાએ છોડી દેવા; તે બદલ સિંધિયાને દરવરસે ૩૦ લાખ રૂપિઆ રોકડા અંગ્રેજસરકારે આપવા; તેની રાણી તથા પુત્રીને ત્રણ લાખ રૂપિઆની જાગીર આપવી; માળવા, મેવાડ અને મારવાડના મૂલકમાંથી સિંધિયાને ખંડણી ભરનારા ઉદયપુર, જોધપુર, કોટા, વગેરેના રાણાઓ સાથે બ્રિટિશસરકારે સલાહ કરવી નહિ; અને તાપી તથા ચંબલનદીની વચ્ચેના હોલકર પાસેથી સિંધિયાએ મેળવેલા મૂલક બદલ કાંઈ

વાંધો ઉઠાવવો નહિ. આ કરાર પ્રમાણે ગોહદ તથા ગ્વાલિયર સિંધિયાને તાબે થયાં ખરાં, પરંતુ ગોહદ પ્રાંત ત્યાંના રાણા કીરતસિંહના કબજામાં હતો, તેથી રાણાને તે બદલ ધોળપુર, બારા, અને રાજખેડાનાં પરગણાં આપ્યાં. એ પરગણાંનું "ધોળપુરનું રાજ્ય" બન્યું તે હજુ સુધી તેજ નામથી (ધોળપુરનું રાજ્ય) પ્રસિદ્ધ છે. હવેથી સિંધિયાની રાજ્યધાની ગ્વાલિયરમાં થઈ.

ઈ. સ. ૧૮૧૭ માં અંગ્રેજસરકારે પીંઢારાઓને વશ કરવાને લશ્કર ભેગું કર્યું. આ કામમાં સિંધિયા સરકાર પણ પોતાનું લશ્કર લઇ સામિલ થયા, અને તેમણે પીંઢારાઓને નરમ પાડ્યા. તેમનો આગેવાન અમીરખાન અંગ્રેજોને શરણ થયો, તેને ટોંક સંસ્થાન જાગીરમાં આપ્યું. એ હાલ "ટોંકનું રાજ્ય" એ નામે મશહૂર છે. અમીરખાનના વંશજો હાલ ત્યાં રાજ્ય કરે છે. ઇ. સ. ૧૮૧૭ માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે ખાલસા કર્યું, અને પેશ્વાને પેન્શન બાંધી આપી બીથુર નામે ગામમાં રાખ્યો. આ બનાવ દોલતરાવ સિંધિયાના વખતમાં બન્યો. દોલતરાવ સિંધિયા તા. ૨૧ મી માર્ચ સને ૧૮૨૭ને રોજ ગુજરી ગયા. તેમની પાછળ પુત્ર ન હોવાથી તેમની રાણી બાઇજાબાઇએ એક દૂરના કુટુંબી મુગટરાવને ખોળે લીધો, અને તેનું નામ **જંકોજીરાવ** પાડી તેને ગાદીએ બેસાડયો. એ બાળક હોવાથી બાઇજાબાઇએ પોતાના ભાઈ ઇંદુરાવની મદદવડે સઘળો રાજ્યકારભાર ચલાવ્યો. એ બાઈ રાજ્યકાજના કામમાં એવી હોશિયાર હતી કે એના રાજ્યકારભારથી એની એક હોશિયાર રાજકીય પુરૂષના જેવી કીર્તિ પ્રસરી; પરંતુ જંકોજીરાવ સઘળા ઉપકારનો બદલો ભૂલી જઈ નિમકહરામ થયો. તેણે કેટલાક લશ્કરી સરદારો સાથે સંતલસ કરી એક દિવસ પોતે રાજા છે એવું જાહેર કર્યું. આથી વિગ્રહ શરૂ થયો, તેમાં કેટલુંક લશ્કર બાઈજાબાઈની તરફ હતું. આખરે અંગ્રેજસરકારે વચ્ચે પડી રેસિડેન્ટની માર્ફત સલાહ કરાવી, તેમાં એવો ઠરાવ થયો કે દર વરસે દશ લાખ રૂપિઆ બાઇજાબાઇને આપવા, અને એ નીમણુક લઈ તેણે અલગ રહેવું. આથી રેસિડેન્ટની સલાહ પ્રમાણે તે ધોળપુર જઈ રહી.

ઈ. સ. ૧૮૪૩ ના ફેબ્રુઆરી માસમાં જંકોજી સિંધિયા ગુજરી ગયા. તેમની પાછળ કોઈ ગાદીનો વારસ ન હોવાથી તેમની વિધવા રાણી તારાબાઇએ પોતાના એક કુટુંબી નામે હનુમંતરાવના પુત્ર ભાગીરથરાવને ખોળે લઈ તેમનું **જયાજીરાવ** નામ ધારણ કરાવી તેમને ગાદીએ બેસાડયા. આ વાત

બ્રિટિશસરકારે કબૂલ રાખી. આ વખતે જયાજીરાવની ઉમર ફક્ત નવ વરસનીજ હોવાથી મામા સાહેબ (મરનાર જંકોજીરાવના મામા) નામે એક ઉમરાવને અંગ્રેજસરકારની સંમતિથી દિવાનગીરી આપી, અને તેની જોડે એવો ઠરાવ કર્યો કે તેણે બ્રિટિશ રેસિડેન્ટની સલાહ મુજબ સઘળો રાજ્યકારભાર કરવો; પરંતુ થોડી મુદ્દતમાં રાજ્યસત્તાના લોભી પુરૂષોએ મહારાણી તારાબાઈ સાથે મળી જઈ અનેક તરેહની ખટપટો કરવા માંડી, અને તેઓ મામા સાહેબની વિરૂદ્ધ વર્તવા લાગ્યાં. આથી તે ફક્ત ત્રણ માસનાજ રાજ્યકારભારમાં કંટાળી જઈ દિવાનગીરી છોડી બ્રિટિશ રાજ્યના આશ્રય નીચે જઈ રહ્યો, અને તેની જગ્યાએ દાદાખાસગીવાળા નામે પુરૂષ દિવાન નિમાયો. તે બ્રિટિશ રેસિડેન્ટની સલાહ પ્રમાણે ચાલતો હતો, તેમ છતાં કરાર મુજબ દિવાનની નીમણુક અંગ્રેજ સરકારની અનુમતિ પ્રમાણે થવી જોઇએ, એ કરાર તોડી બાઇએ પોતાની મરજી મુજબ દિવાન નીમ્યો; તેથી ગવર્નર જનરલે ગ્વાલિયરમાંથી બ્રિટિશ રેસિડેન્ટની છાવણી ઉઠાવી લેવાનો ઠરાવ કર્યો. તોપણ દરબારમાં ચાલતી ખટપટ બંધ પડી નહિ, અને સરદારો તેમજ અમીર ઉમરાવોમાં સંપ ન હોવાથી દેશમાં લૂંટફાટ ચાલવા લાગી. ગ્વાલિયરના રાજ્યની ફોજ બળવાન હતી, તેના ઉપરીઓ પ્રથમ ફ્રેંચ લોકો હતા; પરંતુ તેમને કેટલીક મુદ્દત થયાં રજા આપેલી હોવાથી લશ્કરી માણસો પણ લૂંટફાટ કરવા લાગ્યા; તેમને પોતાના બળનું બહુ અભિમાન હતું. આવી રીતે રાજ્યમાં ગરબડ ચાલવાથી ગવર્નર જનરલે મહારાણી તથા તેના ઉમરાવોને લખ્યું, કે તમે રાજ્યમાં બંદોબસ્ત રાખતાં નથી અને ઘણાં અઘટિત કામો કરો છો, માટે જો અમારી સલાહ મુજબ ચાલશો નહિ તો તેમાં કાંઈ સારૂં પરિણામ નહિ આવે; પરંતુ એ વાતને પણ તેમણે લક્ષમાં લીધી નહિ. આથી ગ્વાલિયરની આસપાસના પ્રદેશમાં નિર્ભયતા અને શાંતિ રાખવા માટે બ્રિટિશ સૈન્ય ગ્વાલિયર તરફ ચાલ્યું. વળી થોડાક માસ થયાં કાનપુરમાં એક અંગ્રેજી લશ્કર રહેતું હતું, તેની સરદારી સર હ્યુ ગોફને આપી તેને પણ ગ્વાલિયરપર ચઢાઈ લઈ જવાનો હુકમ કર્યો. એજ લશ્કર સાથે ગવર્નર જનરલ લોર્ડ એલેન્બરો પણ ગ્વાલિયર આવવાને નીકળ્યો. એ દરમિયાન સિંધિયાના દરબાર તરફથી દાદા ખાસગીવાળાને અંગ્રેજોને સ્વાધીન કરવામાં આવ્યો, પરંતુ ગવર્નર જનરલે એવો દૃઢ નિશ્ચય કર્યો હતો કે ગ્વાલિયરના રાજ્યમાં ખટપટ દૂર થાય, અને

દેશમાં સમાધાની થાય, ત્યાં સુધી બ્રિટિશ સૈન્ય પાછું ફેરવવું નહિ. આ પ્રસંગે ગ્વાલિયરના સરદારોએ ગવર્નર જનરલને કહાવ્યું કે જો અંગ્રેજી લશ્કર ચંબલનદી ઉતરી આ પાર આવશે, તો અમારૂં લશ્કર અમારે હાથ રહેશે નહિ, તેથી દેશમાં શાંતિ ફેલાવવાની તમારી જે ઇચ્છા છે તે પાર પડશે નહિ. આથી એ બાબત ગવર્નર જનરલે તારાબાઈ તથા રાજ્યના મુખ્ય ઉમરાવો જોડે વિચાર અને વાતચીત કરવાને એક દિવસ મુકરર કરી કહેવડાવ્યું કે અમારી વાત જો તમે કબૂલ નહિ કરશો તો અમારૂં લશ્કર ચંબલ નદી ઉતરી પેલી પાર આવશે; પરંતુ મહારાણી તથા તેના ઉમરાવો ઠરાવેલે દિવસે ન આવવાથી અંગ્રેજી સૈન્ય આગળ વધવા લાગ્યું. આથી મહારાણીએ સલાહ કરવાને માટે બાપુસીતાવળીને ગવર્નર જનરલની છાવણીમાં મોકલ્યો. આ વખતે ગવર્નર જનરલના સમજવામાં એમ આવ્યું કે આ માણસ બધી વાતે અનુકૂળ પડશે, અને લડાઈ ન થતાં સારો રસ્તો આવશે; પરંતુ પરિણામ તેથી ઉલટું જ થયું, કારણ કે બાપુસીતાવળી છાવણીમાંથી પાછો આવી થોડા લશ્કરનો ઉપરી બન્યો. તા. ૨૯ મી ડીસેંબર સને ૧૮૪૩ ને રોજ સર હ્યુ ગોફ અંગ્રેજી સૈન્ય લઈને આવ્યો, તેની સામે મહારાજપુરના લશ્કરે ગ્વાલિયર મુકામે બહુ બહાદુરીથી લડાઈ કરી તેના લશ્કરને હરાવી દીધું, અને કેટલાક અંગ્રેજી યોદ્ધાઓને માર્યા; પરંતુ પાછળથી અંગ્રેજી સૈન્યે તેના સામે ધસારો કરી લડાઈ મચાવી, એટલે ગ્વાલિયરના લશ્કરે બંદૂક મૂકી અંગ્રેજી સૈન્યમાં ભેળાઈ જઈ તલવાર ચલાવવા માંડી. એટલામાં તેને મદદ કરવાને જનરલ વાલિયંટે સામી બાજુએથી આવી મહારાજપુર ઘેર્યું, અને સિંધિયાની ૨૮ તોપો લઈ લીધી. પછીથી અંગ્રેજી સૈન્યે ચોકડામાંના ત્રણ મોરચાપર હલ્લો કર્યો. એ લડાઈમાં સિંધિયાનું લશ્કર બહુ શૂરાતનથી લડ્યું, અને તેના ઘણાક યોદ્ધાઓ શૂરવીરપણે લડતાં કપાઈ મુઆ; પણ આખરે અંગ્રેજ સરકારની જીત થઈ. છતાં તેમના કેટલાક અમલદારો અને તેમનાં હાથ નીચેનાં ઘણાંક માણસો કપાઈ ગયાં. ત્યારપછી પનીઆર આગળ એક લડાઈ થઈ, તેમાં પણ જનરલ ગ્રે સાહેબે સિંધિયાના લશ્કરને ડુંગરે ડુંગરે નાસભાગ કરતાં લડીને હરાવ્યું, ને અંગ્રેજોની જીત થઈ. આથી છેવટે મહારાણી તારાબાઈ તથા તેમના અમીર ઉમરાવો અંગ્રેજોને શરણે આવ્યા. માટે સલાહ કરી ઠરાવ કર્યો કે મહારાજા સિંધિયા લાયક ઉમરના થતા સુધી

ગ્વાલિયરનો સઘળો રાજ્યકારભાર રીજન્સિ કાઉન્સિલ (રાજસભા) ચલાવે, અને તે સર્વ વાતમાં રેસિડેન્ટની સંમતિથી ચાલે. મરેઠી સૈન્ય રાજ્યમાંથી ઓછું કરી ગ્વાલિયરમાં અંગ્રેજી લશ્કર રાખવું, અને તેનો સઘળો ખર્ચ રાજ્યની પેદાશમાંથી આપવો, તે વિના અઢાર લાખ રૂપિઆ ખંડણીના આપવા, અને મહારાણી તારાબાઈના હાથમાં જરા પણ સત્તા રહેવા દેવી નહિ, તથા તેને નીમનોક બાંધી આપવી. આ મુજબ ઠરાવ કરી ગવર્નર જનરલ કલકત્તે પાછા વિદાય થયા.

ઇ. સ. ૧૮૫૪ માં મહારાજા જયાજીરાવ સિંધિયા લાયક ઉમરના થવાથી અંગ્રેજ સરકારે તેમને સ્વતંત્રપણે રાજ્ય ચલાવવાની પરવાનગી આપી. આ વેળા બ્રિટિશ સરકારની સંમતિથી રાજા સર દિનકરરાવ દિવાન નીમાયા; ત્યારથી રાજ્યમાં સારા સુધારા થવા માંડયા. પરંતુ ઈ. સ. ૧૮૫૭ માં હિંદુસ્તાનના મોટા બળવા+ વખતે ગ્વાલિયરની કંટિંજંટ ફોજે બળવો ઉઠાવ્યો, તેમજ ખાસ સિંધિયાની ફોજ પણ ફરી ગઇ અને એ

+ આ બળવો થવાનાં મુખ્ય ૩ કારણો હતાં, ( ૧ ) ઇ. સ. ૧૮૫૬ માં સરકારે એવો નિયમ કર્યો કે જ્યાં મોકલે ત્યાં જઈ નોકરી બજાવવાની શરતે સઘળા સિપાઇને રાખવા; ( ૨ ) દેશી અધિપતિઓ વાંઝીઆ મરે કે બદચાલ ચાલે તેમનાં રાજ્યો ખાલસા કરવા માંડયાં તેથી રાજા રજવાડા અને લોકના મનમાં ધાસ્કો પડયો અને અંગ્રેજ ઉપરથી ભરોંસો ઉઠી ગયો; (૩) વળી વાતો ચાલી કે હિંદુ અને મુસલમાન બેઉના ધર્મનો નાશ કરી બંનેને વટાળી ખ્રિસ્તિ કરવા અંગ્રેજ સરકાર ધારે છે. આ છેલ્લી વાત કેવળ જૂઠી હતી, તોપણ હિંદુ મુસલમાન સિપાઇઓએ તે ખરી માની અને તેથી તેઓ ઘણા નારાજી થયા. મુસલમાન ફકીરો અને હિંદુ જોગીઓ તથા તેમનો વેશ લઇ બીજાઓ આ વાતો ઠેર ઠેર કરવા લાગ્યા. મતલબીઆ માણસોએ એમને ઉત્તેજન આપ્યું. હલકા વર્ગના અને હીણકમાઉ આદમીઓ ઉથલપાથલથી લૂંટ મળશે એવું ધારી, તથા દિલ્હીનો નામનો પાદશાહ, તેના પુત્રો, મયત બાજીરાવનો દત્તક ધોન્ડુપંત ( નાના સાહેબ ), અયોધ્યાની બેગમ, ઝાંસીની રાણી વગેરે રાજ્ય ખોઈ બેઠેલા રાજવંશીઓ પોતાનાં રાજ્યો પાછાં મેળવવાની આશાએ ફિતુર ઉઠાવવામાં સામીલ થયાં હતાં અને તેઓએજ આ બળવો ઉઠાવ્યો હતો.

ભ. ઈ. જુઓ.

બળવાખોરો સાથે સામેલ થઇ ગઈ એટલુંજ નહિ, પરંતુ તેણે મહારાજા સિંધિયાને પોતાની સાથે એ બળવામાં સામેલ થવાનું કહેણુ મોકલ્યું. આ પ્રસંગે મહારાજા સિંધિયાએ બ્રિટિશ સરકાર તરફ પોતાની વફાદારી બતાવી મદદની ચોખ્ખી ના પાડી એટલુંજ નહિ, પરંતુ એ બળવાખોરોને છુંદી નાંખવાનો પ્રયત્ન કરવા માંડયો. આખરે જ્યારે બળવાખોર પૈકીનો તાત્યા ટોપી ગ્વાલિયરપર ચઢી આવ્યો, ત્યારે મહારાજા જયાજીરાવ સિંધિયા અને તેમના દિવાન રાજા સર દિનકરરાવ લાચારીથી આગ્રે નાશી જઈ અંગ્રેજ સરકારના આશ્રય તળે જઇ રહ્યા. પછીથી ઇ. સ. ૧૮૫૮ માં મુંબાઇથી લશ્કર લઇને સર હ્યુ રોઝ તથા સર કોલિન કેમ્પબેલ ગ્વાલિયરપર ચઢી આવ્યા, અને બળવાખોરો પૈકી તાત્યા ટોપી નામે જે જોરાવર અને બહાદુર બળવાખોર હતો તેને તથા *ઝાંસીની બહાદુર રાણી લક્ષ્મીબાઇ જે બળવાખોરો સાથે સામેલ થઇ હતી તેને જીતી બહાદુરી બતાવી. કાલ્પીમાં ભરેલો દારૂ ગોળાનો મોટો ભંડાર અંગ્રેજી સરદાર સર હ્યુ રોઝે મે માસમાં લઈ લીધો. શૂરવીર રાણી લક્ષ્મીબાઇએ ઝાંસીના કિલ્લાનો બહુ બહાદુરીથી બચાવ કર્યો, પરંતુ આખરે ગ્વાલિયર પાસે રણક્ષેત્રમાં લઢતાં તે મરણ પામી. બળવાખોરો પાસેથી ગ્વાલિયર જીતી લઇ બ્રિટિશ સરકારે

---

* ઝાંસીનું રાજ્ય બુંદેલખંડની વાયવ્ય દિશાએ હતુ. એ રાજ્યનો વિસ્તાર ૧૫૬૮ ચોરસ મૈલ જમીનમાં હતો, અને તેની વાર્ષિક પેદાશ આશરે વીસ લાખ રૂપિઆની થતી. એ રાજ્ય મરેઠી રાજાના તાબામાં હતું. તે પેશ્વાઈ રાજ્યની પડતી વખતે એટલે ઈ. સ. ૧૮૧૭ માં બ્રિટિશ રાજ્યના રક્ષણ નીચે આવ્યું. ત્યાંનો છેલ્લો રાજા ગંગાધરરાવ ઈ. સ. ૧૮૩૮ માં ગાદીએ બેઠો, તે પંદર વર્ષ રાજ્ય ભોગવી ઈ. સ. ૧૮૫૩ માં ગુજરી ગયો. તેની પાછળ કોઈ ગાદીનો વારસ ન હોવાથી બ્રિટિશ સરકાર જોડે ઈ. સ. ૧૮૧૭ માં થએલા કરારનામાની બીજી કલમ પ્રમાણે તેણે મરતી વખતે આનંદરાવ નામે પંદર વરસની ઉમરના પોતાના એક કુટુંબીને દત્તક લઇ તે બાબતની મંજૂરી માટે તે વખતના બ્રિટિશ રેસિડેન્ટને લખ્યું; પરંતુ તે વખતના ગવર્નર જનરલ લાર્ડ ડેલહાઉસીએ જેમ પંજાબ, સતારા વગેરે રાજ્યો ખાલસા કર્યાં હતાં તેજ પ્રમાણે ઝાંસીનું રાજ્ય પણ ખાલસા કરવાનો વિચાર કર્યો, અને ત્યાંના મરનાર રાજા ગંગાધરરાવની રાણી લક્ષ્મીબાઈ પાસે રેસિડેન્ટે ઝાંસીનો કબજો માગ્યો. આથી તે રાણી ગુસ્સે થઇ બોલી કે મારી ઝાંસી આપીશ નહિ. પરંતુ આખરે અંગ્રેજ સરકારે ઝાંસીનું રાજ્ય ખુંચવી લઇ ખાલસા કર્યું. આથી લક્ષ્મીબાઈ બહુ ગુસ્સે થઈ રહી હતી, એટલામાં ઈ. સ. ૧૮૫૭ માં મોટો બળવો જાગ્યો. એ બળવામાં ઉપલું વેર

મહારાજા જયાજીરાવ સિંધિયાને સ્વાધીન કર્યું એટલુંજ નહિ, પરંતુ ફક્ત ગ્વાલિયરનો કિલ્લો, અને મોરારની છાવણી સિવાયનો સઘળો મૂલક તથા બીજો ત્રણ લાખ રૂપિઆની ઉપજનો મૂલક સિંધિયા સરકારને સ્વાધીન કર્યો; તેમજ ખંડણીમાં પણ ઘટાડો કર્યો. તાત્યા ટોપી પકડાયો; તે કાનપુરમાં અંગ્રેજોનાં ખૂન કરવામાં સામેલ હતો એમ સાબીત થવાથી તેને ફાંસી દીધી.

બળવો સમ્યા પછી તરતજ બ્રિટિશ સરકારે મહારાજાને જી. સી. એસ. આઈ. નો ખિતાબ તથા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગાદીનો વારસ પાછળ ન હોય તો દત્તક લેવાની સનદ આપી. આમ છતાં બ્રિટિશ સરકારને એવો વહેમ ભરાયો હતો કે સિંધિયાના રાજ્યમાં નાના સાહેબને આશ્રય મળ્યો હતો, તેથી તેમના ઉપર જરા કરડી નજર હતી; અને કેટલીકવાર એવું પણ કહેવામાં આવતું કે સિંધિયાના રાજ્યમાં નાના સાહેબ છે, પરંતુ તે બાબતની પાકી તજવીજ કર્યાથી એ વાત ખોટી માલૂમ પડી; તેમ છતાં એવા વહેમને લીધે સિંધિયાસરકારે ઈ. સ. ૧૮૭૪ માં એક અજાણ્યા કાણા માણસને નાના સાહેબ જાણી, પકડીને અંગ્રેજ સરકારને સ્વાધીન કર્યો; પરંતુ તપાસ કરતાં તે બીજો માણસ છે એમ સિદ્ધ થવાથી તેને છોડી દીધો.

મહારાજા સિંધિયા સરકારે પોતાના દિવાન રાજા સર દિનકરરાવને રૂ. ૫૦૦૦ (પાંચ હજાર) ની ઉપજનાં ગામો બક્ષિશ કર્યા, પણ કેટલાક દિવસ પછી મહારાજા તથા દિવાન વચ્ચે કાંઈક કારણથી અણુરાગ ઉત્પન્ન થયો, તેથી રાજા સર દિનકરરાવે પોતાની દિવાનગીરીનું રાજીનામું આપ્યું. તે પ્રસંગે મહારાજાએ તેમની કદર જાણી રૂ. ૫૦૦૦૦ (પચાંસ હજાર) ની જાગીર બક્ષિશ કરી. ઈ. સ. ૧૮૬૪ માં મહારાજાની વડીઆઇ બાઇજાબાઇ ગુજરી જવાથી તેમને અપાતી નીમનોક બંધ પડી. ઈ. સ. ૧૮૭૫માં વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડ ઉપર ત્યાંના રેસિડેન્ટ કર્નલ

---

લેવાને એ બાઈ બળવાખોરો સાથે સામેલ થઈ ગઇ અને તા. ૧૭ મી જૂન ૧૮૫૮ ને રોજ સર હ્યુ રોઝ સામે ગ્વાલિયરની નજીક એ તથા એની બેન વીર પુરૂષના મર્દાની પોશાકમાં ઘોડેસ્વાર થઈ સામી થઈ, અને અંગ્રેજી સૈન્યની ગોળીની વૃષ્ટિના પ્રવાહમાં રણમાં તણાઇ (મરણ પામી). પછી તરતજ તેમના અંગરક્ષકોએ ચિતા તૈયાર કરી તેમને અગ્નિદાહ દીધો. ઝાંસી શહેર ગ્વાલિયરથી અગ્નિખૂણે ૬૭ મૈલને અંતરે અને દતીઆથી ૧૫ મૈલને અંતરે આવેલું છે.

ફેરને ઝેર દેવાનું તહોમત મૂકાયું, તે કામની તપાસને માટે એક કમિશન નીમાયું, તેમાં મહારાજા જયાજીરાવ સિંધિયા પણ કમિશનર તરિકે નીમાયા. તેમણે તથા જયપૂરના મહારાજા રામસિંહજી અને રાજા સર દિનકરરાવે મળી મલ્હારરાવને નિર્દોષ ઠેરવ્યા; પરંતુ એ કામમાં એમનો મત કબૂલ ન રહેવાથી એ ત્રણે સરદારો બહુ નાખુશ થયા. એજ વર્ષની આખરે નામદાર મહારાણીના વડા કુંવર પ્રિન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમાં આવ્યા, તેમની મુલાકાત લેવાને મહારાજા જયાજીરાવ સિંધિયા કલકત્તે ગયા. એ યુવરાજ પાછા વળતાં ગ્વાલિયર આવ્યાં, તે વેળા મહારાજાએ તેમના માનની ખાતર ૮૦૦૦ માણસના લશ્કરની કવાયત કરાવી. આ વેળા એક બાજુના સેનાપતિનો હોદ્દો મહારાજાએ પોતે લીધો અને બીજી બાજુએ કમાંડર ઇન ચીફને રાખ્યો; પછી ત્યાં એક કૃત્રિમ લડાઈ લડી બતાવવામાં આવી, તે જોઈ યુવરાજ બહુજ રાજી થયા.

તા૦ ૧ લી માહે જાનેવારી સન ૧૮૭૭ ને રોજ નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું, તે બાબતનો ઢંઢેરો વાંચી સંભળાવવાને લોર્ડ લિટને દિલ્હીમાં જે દરબાર ભર્યો, તેમાં મહારાજા જયાજીરાવ સિંધિયા પધાર્યા. આ પ્રસંગે તેમને મળતા ૧૯ તોપના માનમાં વધારો કરી ૨૧ તોપોનું માન આપવાનો ઠરાવ થયો, તેમજ **હીસમ ઉસ સલતન** એટલે બ્રિટિશ શહેનશાહતના સેનાપતિની પદવીની સાથે એક ઘોડો બક્ષિશ આપવામાં આવ્યો, અને એક સુંદર વાવટો ભેટ કરવામાં આવ્યો. વળી એજ તારીખે કૈસરેહિંદના હુકમથી હિંદુસ્તાનમાં એક ઇમ્પીરિયલ કાઉન્સિલ સ્થાપવામાં આવી, તેના એક સભાસદ તરિકે મહારાજા સિંધિયાની નીમણુક થઇ.

ઇ. સ. ૧૮૮૫ માં મહારાજા જયાજીરાવ સિંધિયાની સંપૂર્ણ વફાદારી જોઈ નામદાર વૉઇસરાય લૉર્ડ લિટને ગ્વાલિયરનો કિલ્લો તથા મોરારની લશ્કરી છાવણી તેમને સ્વાધીન કર્યા. મહારાજા જયાજીરાવ સિંધિયા તા. ૨૦મી જૂન સને ૧૮૮૬ ને રોજ પોતાની બાવન વર્ષની વયે સાયંકાળે કૈલાસવાસી થયા. તેમના મરણ પછી તેમના દશ વરસની ઉમરના કુંવર **માધવરાવ** ગાદીએ બેઠા. એ ગ્વાલિયરના હાલના મહારાજા છે. તેમની બાલ્યાવસ્થાને લીધે બ્રિટિશ સરકાર તરફના રેસિડેન્ટના વાલીપણા નીચે એક રીજન્સિ કાઉન્સિલ નીમી તેની માર્ફત રાજ્ય ચલાવવામાં આવે છે.

ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારો ભાગ લીધો હતો. મહારાજા માધવરાવ સિંધિયા બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.




**ગ્વાલિયર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર આગ્રાના રેલવે સ્ટેશનથી દક્ષિણમાં આશરે ૭૦ મૈલને અંતરે આવેલું છે. એ શહેરમાં એક કિલ્લો છે તે જોવા લાયક છે. વીલફર્ડ નામે એક અંગ્રેજ ગ્રંથકારના લખવા મુજબ નજીકના રાજા સરીઆસેને તે ઈ. સ. ૭૭૩ માં બાંધ્યો હતો. ઇ. સ. ૧૦૨૩ માં મહંમદ ગીજનવીએ તેને ઘેરો ઘાલ્યો હતો, પણ તેને તે ઘેરો પાછળથી ઉઠાવી લેવાની જરૂર પડી હતી. ઈ. સ. ૧૧૯૬ માં મહંમદ ઘોરીએ તે જીતી લીધો, પરંતુ ઇ. સ. ૧૨૧૧ માં તે મુસલમાનોના હાથમાંથી ગયો; છતાં ઈ. સ. ૧૨૩૧માં ગુલામવંશના શમસુદ્દીન અલ્તમસે તે પાછો જીતી લીધો. નરસિંહરાય નામે એક હિંદુરાજાએ ઈ. સ. ૧૩૯૮ માં અલ્તમસના વંશજ પાસેથી

તે લઈ લીધો, ત્યાર પછી ઈ. સ. ૧૫૧૯ સુધી તેના વારસોના કબજામાં રહ્યો; પણ તેજ વરસે મઠાણુવંશના ઈબ્રાહીમ લોદીએ તે લઈ લીધો. લોદીવંશના પાદશાહ પાસેથી ઈ. સ. ૧૫૨૬માં બાબરે એ કિલ્લો લીધો અને ઈ. સ. ૧૫૪૩ માં તે શેરશાહના હાથમાં આવ્યો, પરંતુ ઈ. સ. ૧૫૫૬ માં તે અકબરે પાછો શેરશાહના વંશજ પાસેથી જીતી લીધો, અને રાજા વગેરે ઉમરાવ લોકોને માટે કેદખાના તરિકે તેને વાપર્યો. પછી જ્યારે દિલ્હીની પાદશાહીની પડતી થઈ ત્યારે ગોહદના જાટ રાણાએ તે જીતી લીધો. આખરે સિંધિયાએ તે પોતાને કબજે કર્યો; પણ ઈ. સ. ૧૭૮૦માં તે ઈસ્ટ ઇન્ડિઆ કંપનીને હાથ આવ્યો. એ સરકારે તે તેના મૂળ માલિક ગોહદના રાણાને પાછો આપ્યો, પણ રાણા પાસેથી ઈ. સ. ૧૭૮૨ માં માધજી સિંધિયાએ તે લઈ લીધો. એ અદ્યાપિ તેમના વારસોના કબજામાં છે. ઈ. સ. ૧૮૦૩ માં અંગ્રેજ સરકારે તે દોલતરાવ સિંધિયા પાસેથી લઈ લીધો, પણ ઈ. સ. ૧૮૦૫ માં તેમ તે પાછો સોંપ્યો. ગ્વાલિયરનું જૂનું શહેર પર્વતની પૂર્વ તરફની તળેટીમાં છે, તેની બાંધણી સારી નથી. તેની અંદર મહંમદઘોરીની કબર છે. ગ્વાલિયરમાં હિંદુનાં બે પ્રખ્યાત પવિત્ર દેવળો છે, તેમાંનું એક "સાસા" ને નામે ઓળખાય છે; તે ઇ. સ. ૧૦૯૩ માં બાંધવામાં આવ્યું હતું અને જો કે તે નાશ પામ્યું છે, તોપણ તેનાં ખંડેરો જોવા જેવાં છે. ગ્વાલિયરની અંદર એક "તૈલીક મંદિર" એ નામનું બીજું દેવળ છે; સિવાય બીજાં નાનાં મોટાં ૧૦૦ જૈનધર્મનાં દેવળ છે.

માનસિંહે બાંધેલો મહેલ જોવા લાયક છે. આ મહેલ ઈ. સ. ના પંદરમા સૈકાની આખરે બાંધવામાં આવ્યો હતો. માનસિંહના વારસ વિક્રમાદિત્યે ઈ. સ. ૧૫૧૬ માં એક બીજો મહેલ બાંધ્યો હતો; સિવાય જહાંગીર અને શાહજહાંએ બીજા મહેલ બાંધ્યા છે, તે સઘળા સુંદર બાંધણીના અને જોવા લાયક છે. ગ્વાલિયરની પાસે લશ્કર કરીને એક બીજું શહેર વસ્યું છે, તેમાં મહારાજા રહે છે. એ શહેર એક રસ્તાથી ગ્વાલિયર સાથે જોડાએલું છે. એમાં શુમારે ૮૮૦૦૦ (અઠ્યાશી હજાર) માણસની વસ્તી છે. લશ્કરમાં એક ધર્માદા દવાખાનું, કેદખાનું અને પોસ્ટ ઑફીસ છે. એ વિના ત્યાં મહારાજાએ એક નવું કાગળનું કારખાનું દાખલ કર્યું છે.

# ઈંદોર.

ઈંદોરનું રાજ્ય "ઈંદોર અથવા હોલકરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા મરેઠા જાતના છે, અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—આ રાજ્યનો મૂલક એક જથે નથી, કેટલોએક આ એજન્સિમાં આવેલા માળવા પ્રાંતમાં અને કેટલોએક વિંધ્યાદ્રિની ઉત્તરે તથા દક્ષિણે છે. રાજ્યગાદીનું શહેર ઈંદોર તથા તેને લગતો ભાગ વિંધ્યાદ્રિની આસપાસ છે, તે દેવાસના રાજ્યના નૈઋત્યકોણમાં છે. એ મૂલકની ચારે બાજુએ ઘણું કરીને ધારના રાજ્યનો પૂર્વ ભાગ તથા સીતામહૂના રાજ્યનો ઉત્તર ભાગ વીંટળાઈ વળેલો છે. વિંધ્યાદ્રિની આસપાસ આવેલા મૂલકમાં **રામપુરા, મેહદપુરા, દહિગામ, પિટલાદ, અહિખાસા,** તથા **ઈંદોરની નજીકનું પરગણું** વગેરે છે.

આખા રાજ્યનો **વિસ્તાર**—૮૩૧૮ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૬૩૫૦૦૦ (છ લાખ પાંત્રીસ હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૭૦૦૦૦૦૦ (સિત્તેર લાખ) ને શુમારે થાયછે. આ રાજ્ય અંગ્રેજસરકારના આશ્રય નીચે છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યના ઈંદોર શહેરની આસપાસનો મૂલક વિંધ્યાદ્રિની નજીક આવ્યાથી પહાડી અને ખરબચડો છે, દક્ષિણ તરફનો ભાગ તેમજ માળવામાંનો ભાગ ખુલ્લો અને સપાટ છે. જે ભાગ પહાડી છે તે ભાગ પણ પથ્થરમાંના ઝરણમાંથી પાણીની આવદાની સારી હોવાથી ટાઢો રહીને રસાળ છે. **મુખ્ય નદીઓ**—(૧) નર્મદા, એ આ રાજ્યની પૂર્વ દિશા તરફ વિંધ્યાદ્રિમાં આવેલી અમરકંટક નામે ટેકરી આગળથી નીકળી પશ્ચિમ તરફ આ રાજ્યમાં વહેતી જઈ આ રાજ્યનો મૂલક છોડી બઢવાણીના મૂલકમાં જાયછે, અને ત્યાંથી આગળ જઈ આલીરાજપુરના મૂલકમાં થઈ ગૂજરાતમાં પ્રવેશ કરી ભરૂચ આગળ અરબી સમુદ્રને મળે છે. (૨) ચંબલ, એ વિંધ્યાદ્રિમાંથી નીકળી આ રાજ્યના માળવા પ્રાંતમાં પ્રવેશ કરી ઈશાનકોણ તરફ વહેતી જઈ ગ્વાલિયરના રાજ્યની તથા આ રાજ્યની સરહદ કરી ગ્વાલિયરનો મૂલક છોડ્યા પછી ૨૦ મૈલને અંતરે જમનાને મળે છે. સિવાય નાની નાની નદીઓ ઘણી છે, પણ તે જાણવા જેવી નથી તેથી અહીં લખી નથી. **હવા**—જે ભાગમાં ઝાડી અને ડુંગર પુષ્કળ છે તે ભાગની હવા રોગિષ્ટ છે, પરંતુ બીજા ભાગની હવા સારી છે. વરસાદ ઈશાનકોણમાંથી ઘણો વરસે છે. **જમીન**

**તથા નીપજ**—આ રાજ્ય તાબાનો માળવા પ્રાંત ઘણો રસાળ છે; તેમાં ઘઉં, કઠોળ, શેરડી, ખસખસ, કપાસ, તમાકુ વગેરે નીપજે છે. ડુંગરમાં અબરખ, ગંધક, તથા લોઢાની ખાણો છે, પણ એકે ધાતુનો શોધ થતો નથી. જંગલમાં સાગ, સીસમ, વાંસ અને ઘણી જાતનાં પરચૂરણ ઝાડ ઉગે છે, તેમાંનાં કેટલાંક ઇમારતી વગેરે કામમાં, અને કેટલાંક બાળવાના કામમાં આવે છે. **જનાવર**—ઘણુંખરૂં આખા દેશમાં ડુંગર અને ઝાડીની અંદર વાઘ, ચિત્રા, વરૂ, સાવજ, હરણ, સાબર વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; ને બળદ, ગાયો અને ભેંસો સારાં થાય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને મરેઠા, બ્રાહ્મણ, વાણિયા, મુસલમાન, ગોંડ અને ભીલ વગેરે પરચૂરણ જાતના લોકોની છે. આ દેશમાં હિંદી બોલી બોલાય છે, ને રાજદરબારમાં મરેઠી ભાષા વપરાયછે. **રેલવે**—ખંડવાથી નસીરાબાદ ઉપર થઇને અજમેર સુધી રેલવે જાય છે, તેના ફતેહાબાદ જંકશન નામના સ્ટેશનથી "હોલકર સ્ટેટ રેલવે" નામે જે લાઇન જાયછે તે લાઈનનો ઘણોખરો ભાગ આ દેશમાં છે. ઈંદોર શહેર પણ એક રેલવે સ્ટેશન છે. **મુખ્ય શહેરો—ઇંદોર**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે. એમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર બાંધણીના અને જોવા લાયક છે. ઇંદોરમાં મુસાફરી બંગલો સારો અને ભભકાબંધ બાંધણીનો છે, તેમજ યૂરોપિઅનોને માટે વીશી પણ છે. મધ્યહિંદ એજન્સિના **એજંટ ટુ ધ ગવર્નર જનરલ**ની છાવણી, સરકારી તાર ઓફિસ, પોસ્ટઓફિસ, અને શહેરમાં માતબર લોકનાં સારાં સારાં મકાન છે. રેલવે સ્ટેશન ઉપર પણ તાર ઓફિસ છે. સિવાય **મંડળેશ્વર, રામપુરા, ભાનપુરા, ચંદયાસા, મેહદપુરા, પિટલાદ** અને **અહિરવાસ** એ પ્રસિદ્ધ શહેરો છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો બગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્રપ્રમાણે દત્તક લેવાની સનદ આ રાજ્યને નામદાર બ્રિટિશ સરકાર તરફથી મળીછે, તેમજ એક **પાદશાહી વાવુટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઇંગ્લાંડમાં જૂના વખતમાં ચાલતા ફ્યુડલ ધારાને મળતી છે. આ રાજ્યના લશ્કરમાં ૨૧૦૦ નિયમિત તથા ૧૩૦૦ અનિયમિત સ્વાર, ૩૧૦૦ નિયમિત અને ૨૧૫૦ અનિયમિત પ્યાદલ, ૨૪ લડાઇની તોપ અને ૩૪૦ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—ઇંદોરના મહારાજા મરેઠા જાતના છે. એ રાજ્ય **મલ્હા-**

રરાવ હોલકરે સ્થાપ્યું; એમના બાપ બનતે ધનગર હતા તે ઘેટાં ચારવાનો અને કામળીઓ વણવાનો ધંધો કરતા હતા અને નિમ્બાલકરમાં ફલતનની પાસે નીરા નદી ઉપર આવેલા હોલ નામના ગામડામાં રહેતા હતા. એમનું નામ કોંડાજી હતું. એમની સ્ત્રી ઊંચ કુળની હતી; કેમકે તેમનો ભાઈ નારાયણજી બરગલ એક નાનો જમીનદાર હતો. કોંડાજી જ્યારે ઈ. સ. ૧૬૯૭-૯૮ માં મરણ પામ્યા ત્યારે મલ્હારરાવ આશરે પાંચ વરસના હતા. તેમને લઈને એમની વિધવા માતા નારાયણજીને ઘેર રહેવા ગઈ. તે ખાનદેશમાં આવેલા તલંદ ગામમાં રહેતો હતો. અહીં મલ્હારરાવને એમનો મામો ઘેટાં ચારવા મોકલતો હતો. એક એવી દંતકથા ચાલે છે કે એ ઘેટાં ચારતા હતા તે વખતે એક પ્રસંગે એક નાગે એમનું રક્ષણ કર્યું હતું. ભર ઉનાળાનો તડકો અને પવન જરાએ નહિ એથી ગભરાઈ આ બાળક તડકામાંજ મોં ઉપર સૂર્યનાં કિરણ પડે એવી સ્થિતિમાં સૂઈ ગયો. આ જોઈને એક નાગે પોતાની ફેણ માંડી તેના ઉપર છત્ર કર્યું. આ હકીકત નારાયણજીએ જાણી તેથી તેણે એને મોટા શુકન માન્યા અને મનમાં સંકલ્પ કર્યો કે ભાણેજાને તારવો અને ખૂણામાં પડી રહ્યો છે ત્યાંથી બહાર કહાડી ઘોડેસવારની નોકરીમાં દાખલ કરવો.

નારાયણ બંદીકુળના પટાવત તરિકે નોકરી કરવાને બંધાએલો હતો તેથી જે લસ્કર લેઈ પોતાને નોકરી કરવા જવાનું હતું તે લસ્કરના ઉપરી તરિકે તેણે મલ્હારરાવને નીમી તેમને પોતાની વતી નોકરી કરવા મોકલ્યા. આ સમયે દક્ષિણમાં મરેઠાઓને દિલ્હીના મુસલમાન પાદશાહ સાથે ભારે યુદ્ધ ચાલતું હતું; પ્રારબ્ધ યોગે મલ્હારરાવે નિજામ ઉલ મુલ્કના લસ્કરના એક સરદારને મારી નાંખ્યો તેથી તે એકદમ પ્રસિદ્ધિમાં આવ્યા; પછી પેશ્વાએ તેમને ૫૦૦ સ્વારોના સરદાર બનાવી મોટે દરજ્જે ચઢાવ્યા, અને બંદીના રાજાએ બંદીકુળનું નિશાન* રાખવાની તેમને પરવાનગી આપી.

મલ્હારરાવ ઈ. સ. ૧૭૨૪ માં પેશ્વા સરકારના લસ્કરમાં દાખલ થયા. ૫૦૦ ઘોડેસ્વારના સરદાર તરિકે નોકરીમાં રહીને ચાર વરસમાં તે વધારે ઊંચી પદવીએ ચઢ્યા. ઈ. સ. ૧૭૨૮ માં તેમની નોકરીના બદલામાં પેશ્વાએ તેમને નર્મદા નદીની ઉત્તર તરફનાં ૧૨ પરગણાં ઇનામમાં આપ્યાં; ઈ. સ. ૧૭૩૧ માં બીજાં ૨૦ ઉમેરવામાં આવ્યાં. વળી તેજ વખતે પે-

* આ નિશાન હોલકર સરકાર હજુ સુધી રાખે છે.

શ્વાએ તેમને પોતાને હાથે એક કાગળ લખીને માળવામાં મરેઠા લોકોની જે કાંઈ પાંતી હતી તેનો હવાલો સોંપ્યો. બીજે વરસે માળવા પ્રાંતના સુબેદાર દીવા બહાદુર સાથે જ્યારે મરેઠાને લડાઇ થઈ ત્યારે પેશ્વાએ તેમને મુખ્ય સરદારનો હોદ્દો આપ્યો. આ વખતે તેમના ઘોડેસ્વાર લશ્કરના ગુજરાનને માટે ઇંદોર તથા જીતાયલા મૂલકનો ઘણો ભાગ તેમને પેશ્વાએ આપ્યો. વળી ઇ. સ. ૧૭૩૫ માં નર્મદા નદીની ઉત્તર તરફની મરેઠી ફોજના મુખ્ય સેનાપતિ તેમને નીમ્યા. આ હોદ્દો લીધા પછી ત્રીજે વરસે એટલે ઇ. સ. ૧૭૩૮ ની સાલમાં મલ્હારરાવે નિજામ ઉલ મુલ્કની સરદારી હેઠળની મુગલાઈ ફોજ ઉપર ઘણીજ બહાદુરીથી હલ્લો કર્યો અને તેને હરાવ્યો, તેથી કરીને ચંબલ અને નર્મદા નદીની વચ્ચેના મૂલકનું ઉપરીપણુ મરેઠાનું છે એમ કબૂલ કરવામાં આવ્યું.

આ બનાવ બન્યા પછી અગીઆર વરસ સુધી મલ્હારરાવ પોતાની કીર્ત્તિમાં તેમજ મૂલકમાં વધારો કરતાજ ગયા. આ કામમાં તેમને કાંઈ હરકત પડી નહિ અને આ એક પછી એક ફતેહને લીધે તેમની રાજ્યલોભી ધારણાઓને બેશક ઉત્તેજન મળ્યું. તેમના રાજ્યલોભી વિચારો ધીમે ધીમે તેમના ઉપર વધારે અસર કરતા ગયા તથા તેમણે "જો દિલ્હીની ગાદી ઉપરથી મુગલ લોકોને કાઢી મૂકીને મરેઠા આવે તોજ આ ધારણા ફતેહ પામે" એવો મનમાં વિચાર કરીને ઇ. સ. ૧૭૫૧ માં અયોધ્યાનું રોહીલા લોકોથી રક્ષણ કરવામાં વઝીર સફદરજંગને મદદ કરી. આ લોકો સાથેના વિગ્રહમાં એક સરદાર તરિકે પોતાની આબરૂમાં તેમણે ઘણો વધારો કર્યો; દુશ્મનોના અસંખ્યાત લશ્કર ઉપર એક રાત્રિએ તેમણે પોતાના નાના ઘોડેસ્વાર લશ્કર સહિત હુમલો કર્યો. આ વખતે એક અજાયબ જેવી યુક્તિ કરી તે ફતેહ પામ્યા તેનું સર જૉન માલ્કમ નીચે પ્રમાણે વર્ણન કરે છે. તે લખે છે કે "કેટલાંક હજાર ઢોરનાં શિંગડાંએ મસાલો અને દીવા બાંધવાનો તેમણે હુકમ કર્યો; તે ઢોરને પછીથી એક દિશામાં હાંકવામાં આવ્યાં અને બીજી દિશામાં તેમણે દરેક ઝાડ અને છોડવા ઉપર દીવા મૂકાવ્યા. આ પ્રમાણે ગોઠવણ કરીને પછી તેમણે એક જુદેજ રસ્તેથી હલ્લો કરવાને અંધારામાં ચૂપચૂપ કુચ કરી. એક બાજુ ઉપર ખરેખરો હલ્લો થવાથી દુશ્મનો સપડાયા; અને બીજા ઘણા ભાગમાં તેમણે દીવાનું અજવાળું જોયું તેથી તેઓએ વિચાર કર્યો કે આપણે નાશ થવાના ભયમાં ઘેરાઈ ગયા

છીએ; તેથી તેઓ વિખરાઇ જઈ બીકના માર્યા પલાયન કરી ગયા માટે તેમની છાવણી જીતનારાઓએ લૂંટી લીધી અને મલ્હારરાવને સંપૂર્ણ રીતે જય મળ્યો. ” તેમની આ જીતને લીધે તેમને ચંદુરની ઉપજમાંથી સેંકડે ૧૨½ (સાડાબાર) ટકા મળ્યા તથા માન મળ્યું.

પાણિપતની અબદલ્લી સાથેની લડાઇમાં સિંધિયાની સાથે મલ્હારરાવ મરેઠી લસ્કરની જમણી ટુકડીના સરદાર હતા. સંગ્રામ થતા પહેલાં મુખ્ય સેનાપતિ સદાશિવરાવ તેમની સાથે ઘણુંજ તિરસ્કાર અને અપમાનથી વર્તતો હતો. આ અનુભવી લડવૈયાની આપેલી શીખામણ તે વારંવાર તુચ્છકારી કાઢતો અને એ ડહાપણ ભરેલી સલાહના સતકારમાં તે કહેતો કે “ભરવાડની શીખામણ કોને જોઇએ છે? ” મુખ્ય છાવણીમાં મળવા જતાં મલ્હારરાવના ઉપર છાપો મારવામાં આવ્યો, અને તેમને દુસ્મનોએ હરાવ્યા, પણ આથી કરીને મુખ્ય લસ્કર સાથે જઈ મળવામાં તેને કંઈ અંતરાય નડ્યો નહિ; તેમજ આ પછીથી જે નાની નાની લડાઈઓ થઈ તેમાં દુસ્મનના લસ્કરનો મોટો ઘાણ વાળવામાં તે નાહિમ્મત થયા નહિ. તેમણે સદાશિવરાવને સલાહ આપી હતી કે તમારે મરેઠા લોકની સૈન્ય રચનાને વળગી રહી પાછા હટતું અને દુસ્મનને આપણી પાછળ પડવા દેવા તથા પછીથી એકાએક તેમને ઘેરી લેવા. ઉપર બતાવ્યા પ્રમાણે આ સલાહને ધિક્કાર ભરેલી રીતે રદ કરવામાં આવી હતી. પરિણામ એ થયું કે ઇ. સ. ૧૭૬૧ ના જાનેવારીની ૬ ઠ્ઠી તારીખે પાણિપતના મેદાનમાં મરેઠાઓએ હાર ખાધી.

આ લડાઈ થયા પછી મલ્હારરાવ મધ્યહિંદમાં પોતાના મૂલકમાં પાછા ગયા અને પોતે સંપાદન કરેલા મૂલકનો બંદોબસ્ત કરવામાં કામે લાગ્યા. આમાં તે સારી રીતે ફતેહ પામ્યા, કારણ કે તે ઉદાર બુદ્ધિના, દ્દઢ મનના અને વિચારવંત હતા, તથા આ ગુણોને લીધેજ તે લોકપ્રિય પણ થયા હતા. તે ૭૬ વરસની પુખ્ત ઉમરે ઈ. સ. ૧૭૬૫ માં મરણ પામ્યા. મરેઠા લોકમાં તે જે નામ મૂકી ગયા છે તે ફક્ત માધજી સિંધિયાથીજ ઉતરતું છે. તેમણે પોતાની પાછળ ૭૫૦૦૦૦૦ (પંચોતેર લાખ) રૂપિઆની વાર્ષિક ઉપજનું રાજ્ય મૂક્યું.

મલ્હારરાવને ખંડેરાવ નામનો માત્ર એકજ દીકરો હતો, તે પાણિપતની લડાઇ પહેલાં કેટલાંક વરસ ઉપર દીગની પાસે ખંભીરના ઘેરામાં મરાયો હતો. એ ખંડેરાવની સ્ત્રી અહલ્યાબાઈને **માલીરાવ** કરીને એક ગાંડો પુત્ર હતો, તે તેના દાદાના મરણ પછી ગાદીએ બેઠો; પરંતુ તે ગા-

ત્ર નવ માસજ જીવ્યો. તેના મરણ પછી અહલ્યાબાઈએ રાજ્યકારભાર હાથમાં લીધો.

આ વખાણવા જોગ બાઈનું રાજ્ય ૩૦ વરસ ટક્યું તેમાં પણ શરૂઆતમાં ગાદી ઉપર નિરાંતથી બેસવામાં તેને કાંઈ હરકત આવ્યા સિવાય રહી નહિ. તે વખતના પેશ્વાના કાકા ખટપટીઆ રઘુનાથરાવે અહલ્યાબાઈ પાસે એક છોકરો દત્તક લેવડાવવાને પોતાની સત્તાથી બન્યું તેટલું કર્યું, કેમકે, જો તેમ થાય તો તે છોકરાની વતી પોતે પોતાના માણસોથી ઈંદોરના રાજ્યનો રાજ્યકારભાર ચલાવવાને શક્તિમાન થાય; પણ બીજા મરેઠી સરદારો તથા ખુદ પેશ્વા તેની ( અહલ્યાબાઈની ) તરફેણમાં હોવાથી તેનું કાંઈ ચાલ્યું નહિ; વળી માધવજી સિંધિયાએ પણ તેના લાભમાં મન આપ્યો તેથી રઘુનાથરાવ ફીકો પડ્યો અને અહલ્યાબાઈને રાજ્યનો કબજો મળ્યો.

ઉપર પ્રમાણે ગાદી ઉપર હરીકામ બેઠા પછી અહલ્યાબાઈનું પહેલું કામ પોતાના લસ્કરને માટે એક મુખ્ય સેનાધિપતિ પસંદ કરવાનું હતું. આ વખતે "मारे तैंनी तरवार, ने जीते तेनुं राज्य," એ પ્રમાણે આખા હિંદમાં ચાલતું હતું. પછી સેનાધિપતિ પસંદ કરવામાં ગુણની બરોબર પૂરીક્ષા કરવી જોઈએ એ કહેવાની કંઈ જરૂર નથી. તુકાજી હોલકર નામનો પુરૂષ, જે તેણીની જ્ઞાતનોજ હતો, પણ તેના ધણીનો સગો નહોતો તેને તેણીએ પસંદ કીધો. તે પાકી ઉમરનો, ઠરેલ, શરમાળ અને રાજ્યલોભ વિનાનો માણસ હતો તથા સઘળા પક્ષકારો તરફથી તેને માન મળતું હતું: આના કરતાં વધારે સારો માણસ અહલ્યાબાઈને કદાપિ મળત નહિ. અરસપરસનાં માન અને વખાણની લાગણીથી બંધાયલાં અહલ્યાબાઈ અને તુકાજીએ ત્રીસ વરસ સુધી રાજ્યકારભાર ચલાવ્યો. આ ત્રીસ વરસમાં લોકોએ જેવા સુખ અને આબાદીમાં દિવસ કાઢ્યા તેવા તેઓએ પહેલાં કદી કાઢ્યા નહોતા તથા ત્યારબાદ પણ કાઢ્યા નહિ હોય.

તુકાજી અને અહલ્યાબાઈએ એકઠાં મળીને કેવી રીતે રાજ્ય ચલાવ્યું તેનું સર જૉન માલ્કમ નીચે મુજબ વર્ણન કરે છે. તે લખે છે કે "જ્યારે તુકાજી દક્ષિણમાં હતો ત્યારે સાતપૂડા પર્વતની દક્ષિણ તરફના તે કુટુંબના મૂલકનો બંદોબસ્ત તે રાખતો હતો તથા તે હદથી ઉત્તર તરફનો મૂલક અહલ્યાબાઈના હાથ તળે હતો; તે જ્યારે હિંદુસ્થાનમાં રહેતો ત્યારે તે તરફ સંપાદન કરેલા મૂલકની, બુંદેલખંડની, અને રજપૂતાણાની ઉપજ જમા ક-

રતો હતો. માળવા અને નીમારનો દેશ અહલ્યાબાઈની હકુમત નીચે હતો; કુટુંબનો ખજાનો પુષ્કળ હતો તે અહલ્યાબાઈ પાસે રહેતો હતો; વળી તેની પાસે તેની પોતાની જાતની મિલ્કત હતી. તેની વાર્ષિક ઉપજ ચાર લાખ રૂપિયાની હતી." ઉપર કહેલો ખજાનો તથા તેના અંગની મિલ્કત ફક્ત તે પોતાની મરજી પ્રમાણે વાપરતી હતી, બાકીની ઉપજનો બરોબર હિસાબ રાખવામાં આવતો અને તે સરકારી ખર્ચમાં વપરાતી હતી. ઉપજ ખર્ચનો હિસાબ પણ બરોબર રાખવામાં આવતો તથા મહેસૂલ અને લશ્કરી ખાતાંનો પગાર આપી દઈને બાકી જે સીલક રહેતી તે અહલ્યાબાઈ સરકારી ખજાનામાં ભરી દેવડાવતી હતી; તે પછીથી બહાર ખાતે રાખેલા લશ્કરની જરૂરીઆતમાં વપરાતી હતી. એજ ગ્રંથકારના લખાણ ઉપરથી એવું પણ માલૂમ પડે છે કે તુકોજી ગમે તે જગોપર હોય તોપણ દરેક પ્રસંગે દેશનો લાભ રહેલો હોય એવું કામ તે હમેશા અહલ્યાબાઇ તરફ તેની સલાહ માટે મોકલતો તથા કેટલાક પારકા રાજાના દરબારમાં તેણીના તરફથી જે પ્રધાન રાખવામાં આવેલા હતા તે તેણીએ જાતેજ પસંદ કરેલા હતા.

આ પ્રખ્યાત હિંદુ બાઇને તેના ત્રીસ વરસના અમલમાં પર રાજાઓ તરફથી જેટલું માન મળેલું તેથી વધારે કોઇ રાજા કે રાણીને ભાગ્યેજ મળ્યું હશે. તે મોટી ભક્તાણી હતી તથા ભજન કરવાની તેને ઘણીજ આદત હતી; તેમ છતાં કેટલાંક અગત્યનાં કામ તેણીને જાતે કરવાનાં હોય તે કરવાને તેને વખત મળતો હતો. તેણીને દરરોજ ખુલ્લા દરબારમાં કામ કરવાની ટેવ હતી. સર જૉન માલ્કમ કહે છે કે તેના રાજ્યનું પહેલું ધોરણ એ હતું કે યથાશક્તિ મહેસૂલ લેવું અને ગામડાંના અમલદારોને તથા જમીનના માલિકોના હક્કને ઘણું માન આપવું. તે દરેક ફર્યાદ જાતે સાંભળતી અને જો કે તે ન્યાયની અને પંચાતની કોર્ટમાં અને નિકાલ કરનારા કારભારીઓને હમેશા દાવા સોંપતી તોપણ તે હરવખતે તેમાં હાથ ઘાલતી હતી. ઈનસાફ આપવાના કામમાં સઘળા મુદ્દા ઉપર તેની સમજ એટલી તો ઊંડી હતી કે તે ધીરજવાન હતી, એવું ફક્ત બતાવી આપતી એટલુંજ નહિ, પણ ઘણાજ નજીવા દાવાની તેના આગળ અપીલ કરવામાં આવતી તેની તપાસમાં તે કદી થાકતી નહોતી.

તે બપોરના બાર ઉપર બે વાગ્યાથી તે છ વાગતા સુધી અને ફરી-

થી રાતના ૯ વાગ્યાથી તે ૧૧ વાગતા સુધી કામ ચલાવતી હતી. તે પોતાના કામપર ઘણું ધ્યાન આપતી તેથી કરીને તેના લાંબા વખતના રાજ્યમાં તે પોતાના પાડોશીઓ સાથે એટલો તો ઉત્તમ સંબંધ કરવાને શક્તિમાન થઈ હતી કે, તેના રાજ્ય ઉપર ફક્ત એકજ વખત હુમલો કરવામાં આવ્યો હતો અને તે પણ નિષ્ફળ ગયો હતો. તેના રાજ્યનો અંદરનો કારભાર પણ ઓછો ફતેહમંદ નહોતો. તેના અમલમાં તેની રૈયત જેટલી સુખી અને સંતોષી હતી તેટલી હિંદુસ્તાનના બીજા કોઈ પણ રાજ્યની કે ભાગની નહોતી. વળી તેનાં જે કામોથી તેનું રાજ્ય યાદ રાખવા જેવું થયું છે તેમાં તેણે તે દેશની હાલની રાજધાની ઇંદોર શહેર વસાવ્યું તે પણ એક છે. જે વેળા તેનો રાજ્યકારભાર શરૂ થયો તે વખતે તે માત્ર એક નાનું ગામડું હતું, પણ ટુંક મુદ્દતમાં તેની કૃપાદૃષ્ટિથી તે બદલાઈને એક મોટું ભભકાવાળું શહેર બની ગયું. તેણે પોતાના અમલમાં કેટલાક કિલ્લા બંધાવ્યા અને ઘણો પૈસો ખરચીને વિંધ્યા પર્વત, જેનો ચઢાવ સીધો ઊંચો છે ત્યાં જવાનો એક રસ્તો કરાવ્યો, તથા તેણે ધર્મ સંબંધી મકાનો બાંધવામાં પૈસાની મોટી મોટી રકમો ખરચી.

અહલ્યાબાઇ ફિકર અને થાકથી તવાઇ જઇને ૬૦ વરસની ઉમરે ઈ. સ. ૧૭૯૫માં દેવલોક પામી. સર જૉન માલકમ એના વિષે પોતાના માળવાના વૃત્તાંત નામે ગ્રંથમાં લખે છે કે "એ બાઈ વિષે જેમ જેમ વધારે તપાસ કરીએ છીએ તેમ તેમ તેને માટે પ્રશંસાબુદ્ધિ આપણામાં વધતી જાય છે. એની ઉત્તમ શક્તિની વિશેષ ખૂબી એ છે કે રાજ્યવહીવટનું કામ જે એણે માથે લીધું હતું તે કામ સંબંધી માનસિક અને શારીરિક શ્રમ ત્રીસથી સાઠ વરસની ઉમર સુધી એક સરખી રીતે તેણે સહન કર્યો. રાજ્યકાર્યમાંથી મળતા અવકાશનો બધો સમય તે ભક્તિ અને દાનધર્મના કામમાં ગાળતી હતી. ધર્મે એના મન ઉપર એવી અસર કરી હતી કે સંસારી કર્તવ્ય કરવા વિષે પણ એનું મન સુદૃઢ થએલું હતું. તે એમ બોલતી કે મારી સત્તાનો જે ઉપયોગ હું કરૂંછું તેને માટે હું ઇશ્વરને જવાબદાર છું. તેની સંભાળમાં ઈશ્વરે જે મોટો પ્રદેશ સોંપેલો હતો તે પ્રદેશનો રાજ્યવહીવટ ચલાવવામાં એ બાઈએ પોતાની અદ્ભુત શક્તિ અને ગુણ બળ દર્શાવ્યાં, તે સારૂ આપણા મનમાં એ બાઈ વિષે પ્રથમ તો આશ્ચર્ય અને પ્રશંસાબુદ્ધિ ઉત્પન્ન થાયછે, પરંતુ પોતાના ગાંડા પુત્રની સં-

ભાળ રાખવામાં અને તેને ઉછેરવામાં તેની કામળતા વિષેની અને તે પુત્રના મૃત્યુથી તેને થએલા અસહ્ય શોક વિષેની વાતો આપણા જાણવામાં આવે છે, ત્યારે તે કરતાં પણ વધારે અસર આપણા મન ઉપર થાય છે. આ પ્રેમયુક્ત કામળતાનો ગુણ તેનામાં માતુશ્રી તરિકેનોજ માત્ર હતો એમ ન સમજવું; પોતાની રૈયત પ્રત્યે પણ એવી મમતા એવીજ હતી. વળી એજ ગ્રંથકાર પોતાના એજ પુસ્તકમાં લખે છે કે અહલ્યાબાઇ મધ્યમ કદની તથા ઘણી નાજુક હતી; તેનો ચહેરો જો કે પાકા બદામી રંગનો હતો, તોપણ તે સ્વચ્છ હતો. તે ઘણી આનંદી હતી અને ભાગ્યેજ ગુસ્સામાં દેખાતી. તેનું મન કેળવાએલું હોઇને સરકારી કામકાજ કરવામાં સ્વચ્છ અને ચપળ હતું. તેને ખુશામતથી જરા પણ અસર થતી નહોતી. તેના ભલા કારભારમાં ઉપર બતાવ્યા પ્રમાણે રાજ્ય આબાદ થયું ને લોક સુખ પામ્યા. જીવતી હતી ત્યારે બહુ વખણાતી અને મુઆ પછી દેવી ઠરાવી લોક અદ્યાપિ તેની મૂર્તિને પૂજે છે. ધન્ય છે એ રાણીને !!! રાજ્ય કરનારામાં એવાં ઘણાં હોય તો કેવું સારૂં !!

અહલ્યાબાઇનું વૃત્તાંત બંધ કરતી વખતે તુકાજીનાં લશ્કરી પરાક્રમ વિષે થોડી બીના લખવી જોઇએ, વધારે લખવાની કંઇ જરૂર નથી. ઇ. સ. ૧૭૮૦ માં કર્નલ ગાદર્દની સરદારી નીચે અંગ્રેજોની સામે લડવામાં માધજી સિંધિયાની સાથે તુકાજીને ગૂજરાતમાં કામે લાગેલો તથા સને ૧૭૮૬ માં ટિપુ સુલતાનની સામે લડવામાં સાવનૂરના નબાબને સહાય કરી ટિપુના સૈન્યને હરાવતો આપણે તેને જોઇએ છીએ. ઇ. સ. ૧૭૯૨ માં તેણે પોતાના લશ્કરમાં યૂરોપિઅન લોકની યુદ્ધ રચના અને કવાયદ દાખલ કરી તથા આ વખતે ચાર ટુકડીઓને કવાયદ શીખવવાને એક ફ્રેંચ અમલદાર શેવલીઅર ડુડ્રન્સના ઉપરીપણા નીચે મૂકી. અજમેરની પાસેની લખેરીની લડાઇમાં હોલકરનું ત્રીસ હજાર માણસનું લશ્કર હતું, તેમાં આ ચાર પલટણો હતી તે ગોપાળરાવ ભાઉની સરદારી હેઠળના ૨૦૦૦૦ (વીસ હજાર) ઘોડેસ્વાર અને ૯૦૦૦ (નવ હજાર) કવાયદી પ્યાદલ લશ્કરની સામે લડી. સિંધિયાનું લશ્કર પણ યૂરોપિઅન રીત મુજબ કવાયદ શીખેલું અને યૂરોપિઅન સરદાર ડી. બોઇનની સરદારી નીચે હતું, તેણે પહેલ વહેલો હોલકરના લશ્કર ઉપર હુમલો કર્યો. ડુડ્રન્સની પલટણો જ્યાં સુધી સઘળી નાશ પામી ત્યાં સુધી લડી અને જો કે હોલકર હાર પામ્યો તથા તેણે પોતાની સઘળી તોપો ખોઇ,

તોપણ કુદૃન્સે કરેલા ટકાવ ઉપરથી તે રીતને વળગી રહેવાને તુકાજીને હિમ્મત આવી.

તુકાજી હોલકર અહલ્યાબાઇના મરણ પછી બે વરસ જીવ્યો. તે પોતાની પાછળ ચાર પુત્ર મૂકીને ઇ. સ. ૧૭૯૭ માં મરણ પામ્યો. ખાશીરાવ અને મલ્હારરાવ તેની વિવાહિત સ્ત્રીના પેટના તથા વીઠોજી અને જસવંતરાવ તેની અવિવાહિત સ્ત્રીના પેટના હતા. ઔરસ પુત્ર પૈકી ખાશીરાવ કમઅક્કલ હતો, પણ મલ્હારરાવ નામ કાઢે તેવો હતો. તેઓના બાપના મરણ પછી ચારે જુવાનીઆઓને પુને પેશ્વાના દરબારમાં બોલાવવામાં આવ્યા ત્યારે સઘળા લોકો એવી આશા રાખતા હતા કે બહાદુર મલ્હારરાવને ગાદી મળશે, પરંતુ આ વખતે પેશ્વાના દરબારમાં દોલતરાવ સિંધિયાનું પૂર ચલણ હતું. તેણે હોલકરનું રાજ્ય એક બેવકૂફ માણસ ચલાવે તો ઠીક એમ ધારી પોતાનો મત ખાશીરાવના લાભમાં આપ્યો, રાતની વખતે મલ્હારરાવ ઉપર હલ્લો કરી તેને કાપી નાંખ્યો તથા તેના છોકરા ખંડેરાવને કેદ કર્યો. વીઠોજી અને જસવંતરાવ નાશી છૂટ્યા પણ પાછળથી વીઠોજી દક્ષિણમાં લૂટ કરતાં પકડાયો અને તેને ઘાતકીપણે મારી નાંખવામાં આવ્યો.

હોલકરની રૈયતની સઘળી આશા હવે જસવંતરાવ ઉપર હતી. તે પુનેથી નાશી જઇને નાગપુરના રાજાના આશરા તળે રહ્યો, પણ આ ઠેકાણે તેને દગાથી કેદ પકડવામાં આવ્યો. તે થોડી મુદ્દત સુધી કેદમાં રહ્યા બાદ ત્યાંથી નાઠો અને એક વરસ સુધી ભટકતો ફર્યો. તેણે આ હાલતમાં પોતાનું બળ, બહાદુરી તથા પોતાનામાં જે ઊંચા ગુણો હતા તે બતાવી આપ્યા. તેની પ્રશંસા ઇંદોરમાં થઈ અને આખા લશ્કરે તેને ઇંદોરમાં આવવા માટે વિનંતિ કરી; તેથી તે આવ્યો અને તે પછી તેને દુદૃન્સના હાથ નીચેનું કવાયદી પ્યાદલ લશ્કર તથા તોપખાનું, અમીરખાન તથા તેના તાબાના પઠાણ લોકો, અને તેના મદદગાર પિંઢારા લોકો ટોળાબંધ આવી મળ્યા. આથી જસવંતરાવે કમઅક્કલ ખાશીરાવનો સઘળો હક્ક રદ કર્યો, તથા તેણે પોતાના ભત્રિજા ખંડેરાવના નામથી એકદમ રાજપ્રતિનિધિનો અધિકાર ધારણ કર્યો. અહલ્યાબાઇનો એકઠો કરેલો પુષ્કળ ખજાનો તેને ઇંદોરમાંથી મળ્યો. પોતાના અમલની શરૂઆતમાં તેણે એવી કબૂલત આપી કે હું નિયમિત રીતે લશ્કરને પગાર આપીશ, પરંતુ તેનાં જરૂરિયાતી ખર્ચો

વધી પડવાથી તથા તેના લોભી સ્વભાવથી તેણે જે કમૂલત આપી હતી તે તેને તરતજ તોડવાની જરૂર પડી. તેણે સિંધિયાનો તથા પોતાના ધણી પેશ્વાનો મૂલક લૂંટીને લસ્કરને પગાર આપવા માંડયો; આમ કરવામાં તેણે કાંઈ પણ આચકો ખાધો નહિ અને આ પ્રમાણે પોતાના મૂલકની ખરાબી થતી સાંભળીને દોલતરાવ સિંધિયાને પોતાના મૂલકમાં જવાની જરૂર પડી.

હવે સિંધિયા તથા હોલકરની વચ્ચે લડાઈ સળગી. પેશ્વા આ વખત સિંધિયાના પક્ષમાં થયો તેથી સિંધિયાની સરસી થઇ. જસવંતરાવ હોલકર તેમની નજર ચુકવી એકાએક પુણે આવ્યો. પેશ્વાની ફોજ તેનાથી હારી અને બાયલો બાજીરાવ નાશી વસાઈમાં ભરાયો. અંગ્રેજે આવી તેનું રાજ્ય તેને પાછું અપાવ્યું. આ ઠેકાણે દોલતરાવ સિંધિયાની જીત થઈ તેથી પેશ્વાના નાશનો રસ્તો ખુલ્લો થયો અને તેજ કારણથી તેમને વસાઈનું તહનામું પણ કરવું પડયું. જસવંતરાવ આ પછી પોતાના મૂલકમાં ગયો અને ત્યાં જઈ તેણે અંગ્રેજ સરકાર તથા સિંધિયાની વચ્ચે જે વિગ્રહ થયો તે બેઠાં બેઠાં જોયાં કીધો, પણ તેમાં તેણે કાંઈ ભાગ લીધો નહિ. જો તેણે પોતાના જાતભાઈ મરેઠી સરદારને મદદ કરી હોત તો તેનું પરિણામ જુદુંજ થાત. તેણે આ પ્રમાણે શા માટે નહિ કીધું તે વાતનો છૂપો ભેદ હજુ માલૂમ પડયો નથી. આ લડાઈમાં કોણ જીત પામશે એ સંશય ભરેલું છે એમ ધારીને બેમાંથી એકે પક્ષમાં તે ભળ્યો નહિ. સિંધિયાને અંગ્રેજોએ હરાવ્યો કે તેણે તેમને તરતજ બતાવી આપ્યું કે તમારી ફતેહમંદ ફોજને મળવાને હું પણ તૈયાર થઈ રહ્યો છું. તે લડવાનો અનુકૂળ વખત ખોઈ હવે અંગ્રેજ જોડે લડવા આવ્યો. તેણે તેમની પાસે મૂલક માગ્યો અને બ્રિટિશ રક્ષણમાં જે રજપૂત રાજ્યો હતાં તેમને સતાવ્યાં. ઈ. સ. ૧૮૦૪ માં તેની સાથે લડાઈ થઈ, તેમાં પ્રથમ હોલકરને ફતેહ મળી, અને તેની સામે બ્રિટિશ ફોજ લઈ કર્નલ માન્સન આવ્યો તેનો પરાજય થયો તથા તોપો અને સરસામાન છોડી તેને નાસવું પડયું. જસવંતરાવે દિલ્હી ઉપર હલ્લો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. દિગગઢ આગળ ફ્રેઝર અને માન્સને તેનો પરાભવ કર્યો ને તેની ૮૭ તોપો લીધી. લૉર્ડ લેકે ફરૂકાબાદ આગળ તેની બીજી ફોજને હરાવી તેનો ઘાણ વાળ્યો; પછી દિગગઢ જીત્યો. એ કિલ્લો ભરતપુરના જાટ રાજાનો હતો તે હોલકર તરફ થયો હતો. હોલકરની રાજધાની ઈંદોર તથા તેના બીજા કિલ્લા તાબે કરી અંગ્રેજી ફોજે ભરતપુરને ઘેર્યું. રા-

જાએ અંદર રહી મોટી બહાદુરીથી તેનો બચાવ કર્યો અને અંગ્રેજના ચાર હલ્લા પાછા વાળ્યા. પણ અંતે નમી ૨૦ લાખ રૂપિઆ અંગ્રેજને આપી હોલકરને તજી તેણે સલાહ કરી. રાજા સાથે જ્યારે સંધિ થઈ ત્યારે જસવંતરાવ પંજાબમાં નાશી ગયો. વખણાએલો અને બહાદુર સરદાર લૉર્ડ લેક તેની પાછળ પડયો. હવે પોતાની જીંદગી સિવાયની સઘળી આશા મૂકી દઈને તે લેકને તાબે થયો તથા તેણે કબૂલ કર્યું કે હું તાબે રહીશ અને મને જીવતો જવાદો. અંગ્રેજ સરકારે તેના સઘળા ગુન્હા માફ કર્યા અને તેનું સઘળું રાજ્ય તેને પાછું આપ્યું. બીજે વરસે એટલે ઇ. સ. ૧૮૦૫ માં તેના રાજ્યનો થોડો મૂલક અંગ્રેજોએ પોતાના કબજામાં રાખ્યો હતો તે પણ તેને આપી દીધો.

ઉપલી લડાઈમાંથી પરવાર્યા પછી જસવંતરાવ ઈંદોર આવ્યો અને તે પોતાનું લશ્કર સુધારવામાં કામે લાગ્યો; કારણ કે તે ઘણું વધી ગયું હતું અને કવાયદ સિવાય એક હુલડી ટોળા જેવું બની ગયું હતું. તેણે એકદમ તે સંખ્યામાં ઘટાડો કર્યો અને પોતાના રાજ્યની ઉપજના પ્રમાણમાં તેની સંખ્યા કરી, તથા તેમાં તેણે બંદોબસ્ત અને કવાયદનો ધારો દાખલ કર્યો. આથી કરીને પરિણામ એ થયું કે કાઢી મૂકેલા ઘોડેસ્વારો તેની સામે ફરી ગયા એટલુંજ નહિ, પણ તેને ઠેકાણે તેના ૧૧ વરસના ભત્રિજા ખંડેરાવને રાજા તરિકે જાહેર કીધો. આ હરીફને હમેશને માટે દૂર કરવાના હેતુથી જસવંતરાવે પહેલાં તો બળવાખોરોને શાંત પાડયા, અને પછીથી પોતાના ભત્રિજાને ઝેર દઈ મારી નાંખ્યો. આવીજ રીતે પછીથી ઘણી ટુંક મુદતમાં તેણે પોતાના સગા ભાઇ ખાશીરાવનો તથા તેની ગર્ભવતી સ્ત્રીનો પણ કાળ આણ્યો. ઉપર મુજબ પોતાને અડચણ કરતા સઘળા દાવાદારોનો નાશ કરીને તે પોતાના લશ્કરનો સુધારો કરવામાં મચ્યો. તેણે તોપો પાડવા માંડી અને તે પાડવાના કારખાનામાં તે પંડે કામ કરવા મંડયો. આવી રીતે સખ્ત મહેનત કરવાથી તથા અતિશય દારૂ પીવાની લતથી તેનો સ્વભાવ તામસી થઈ ગયો તથા તેનો હુકમ જો તેજ સ્થળે માનવામાં ન આવે તો તે ચીઢવાઇ જવા લાગ્યો. ધીમે ધીમે તેનું મન ભટકેલ થઇ ગયું. ઈ. સ. ૧૮૦૮ માં તે ખરેખરો ગાંડો થયો તથા તેને કબજામાં રાખવો પડયો. તેને સાજો કરવાને ઘણા ઉપાયો કર્યા, પણ તે સઘળા નિષ્ફળ ગયા. એક વરસ સુધી દિવાનાપણામાં રહ્યા બાદ તે પરિપૂર્ણ મૂઢ સ્થિતિમાં

આવ્યો. આ હાલતમાં તે બે વરસ સુધી રીબાયો અને આખરે તા. ૨૦મી અકટોબર સને ૧૮૧૧ ના રોજ બામપુરા શહેરમાં મરણ પામ્યો.

જસવંતરાવ ચંચળ, મધ્યમ કદનો, અને મજબૂત બાંધાનો હતો; તેનો ચહેરો શામળો હતો અને એક આંખ જવાને લીધે તેને ઘણી અડચણ પડી હતી. તેની ચાલનો હેવાલ આપતાં ગ્રાન્ટડફ લખે છે કે " જસવંતરાવ હોલકરની ચાલનું મુખ્ય લક્ષણ એ હતું કે તે પોતાના જાતભાઈ બીજા મરેઠી સરદારોની માફક ચપળતાનાં કામ કરવામાં બહાદુર હતો; તે ફારસી તથા મરેઠી બન્ને ભાષા લખી જાણતો હતો; તે નિષ્કપટી, સભ્ય, અને હાજર જવાબ દેનાર હતો." આ વિના તેનામાં બીજા તારીફ લાયક થોડાજ ગુણ હતા, કારણ કે તે કોઈ વેળા સ્વછંદીપણે ઉડાઉ થઈ જતો. તે જોરજુલમથી લૂંટી લેનાર, નિર્દય, અને ઘાતકી પણ હતો; વળી તે તામસી, અદેખો, અને જૂલમી હતો.

જસવંતરાવ જ્યારે ગાંડો થયો ત્યારે રાજપ્રતિનિધિપણું તેની ઉપસ્ત્રી તુળસીબાઇએ ધારણ કર્યું. તે ઘણી ખૂબસુરત, મોહ પમાડે એવી, અને બુદ્ધિશાળી હતી. જસવંતરાવની એક બીજી ઉપસ્ત્રીના ચાર વરસના છોકરાને તેણે **મલ્હારરાવ** હોલકરના નામથી દત્તક લીધો અને તેની બાલ્યાવસ્થા, જે લાંબા વખત સુધી ચાલે તેવી હતી તે દરમ્યાન રાજ્યનો કારભાર પોતે કરવા માટે તે યત્ન કરવા લાગી. તેણે પોતાનાં ધણીના વખતના કામદાર બાલારામ શેઠને દિવાનપદ આપ્યું. તુળસીબાઈના મનમાં તે મારા લાભમાં છે એવો પક્કો ભરૂંસો હતો, પણ નવું બનાવેલું લશ્કર જે પોતાના જોર વિષે મગરૂર હતું તેને દાબમાં રાખવાને એક સ્ત્રીના દબાણ કરતાં વધારે દબાણની જરૂર હતી. તે લશ્કરે પગારને માટે બંડ કર્યું, કેટલાક પાડોશી રાજાઓનો મૂલક લૂંટી લેવામાં આવ્યો હતો તેઓએ આચકો ખાધા સિવાય વેગળેનો મૂલક લઈ લીધો, મલ્હારરાવ અને અહલ્યાબાઈનું રાજ્ય જે સ્નેહાકર્ષણથી ટકી રહ્યું હતુ તે હવે તૂટી ગયું, અને આખા રાજ્યમાં પડતી અને ફૂટફાટ થવાનો ડર પેદા થયો. પગારને માટે લશ્કરની માગણીઓ એટલી તો તિરસ્કાર ભરેલી થવા લાગી કે તુળસીબાઇને આખરે ગંગરાવ શહેરના મજબૂત કિલ્લામાં આશ્રય લેવાની જરૂર પડી. અહીં એક એમ ભરેલા કાવતરાથી દોરવાઇને તથા તેના આશક અફલના બારદાન ગણપતરાવની શીખવણીથી તેણે દિવાન બાલારામ શેઠને ગરદન મરાવ્યો,

પણ આ જૂલમી કૃત્યથી લશ્કરની બૂમ ઘટવાને બદલે એટલી તો વધી કે તેથી કરીને તેમને ત્યાંથી પણ નાશી જઇ આલોટમાં રહેવાની જરૂર પડી. આ બનાવ ઇ. સ. ૧૮૧૭ માં બન્યો. આ વખતે પીંઢારા લોકની સાથે અંગ્રેજોને લડાઈ થઇ. એક અંગ્રેજી લશ્કર તે લોકોને નરમ પાડવા સારૂ ઉજ્જન આગળ એકઠું થયું હતું. તુળસીબાઇએ ધાર્યું કે આ સમય ઘણોજ ફાયદાકારક છે માટે તે જવા દેવો નહિ. તેણે અંગ્રેજ સેનાપતિને પોતાને તથા પોતાના બાળરાજાને તેમના રક્ષણમાં લેવાને આજીજી કરી, પણ તેનો આ હેતુ પાર પડે એટલામાં અંગ્રેજસરકાર અને પેશ્વા વચ્ચે લડાઇ સળગી, તેમાં હોલકરના દરબારમાંથી એક મોટા પ્રબળ પક્ષે મરેઠા લોકના પૂતળા જેવા રાજા પેશ્વાને મદદ કરવાનો પોતાનો વિચાર જાહેર કીધો. આ બારીક વખતમાં તુળસીબાઈ નાઉમેદ થઈ પડી. લશ્કરનું ઉપરીપણું પઠાણ સરદારોને હાથ હતું. એ લોકો બ્રિટિશ સરકાર સાથે સમજુતી થાય તેમાં બિલકુલ વિરૂદ્ધ હતા. તેમણે અંગ્રેજો જોડે અદાવત બતાવી આપવાને શરૂઆતમાંજ બાળરાજાને પકડી લીધો, તુળસીબાઇને ગરદન મારી, અને તેના આશક દિવાન ગણપતરાવને જાપ્તામાં રાખ્યો.

તુળસીબાઇને તા. ૨૦ મી ડીસેંબર સને ૧૮૧૭ ને રોજ ગરદન મારવામાં આવી. તેની પ્રવીણતા અને ચાલચલગતનું સર જૉન માલ્કમ નીચે મુજબ વર્ણન કરે છે. "તુળસીબાઇને જ્યારે મારી નાંખવામાં આવી ત્યારે તે પૂરાં ત્રીસ વરસની પણ નહોતી. તે ખૂબસુરત, તીવ્ર બુદ્ધિની અને તેનું બોલવું મોહ ઉપજાવે એવું હતું. બોલવાની છટામાં તેની બરાબરી કરી શકે એવું કોઇ નહોતું અને તેથી કરીનેજ લોકો તેની પાસે આવતા તથા તેની ઇચ્છા પ્રમાણે ચાલતા હતા. તે ઘોડા ઉપર બેસતી ત્યારે શોભી રહેતી તથા જ્યારે તે તેના ઉપર બેશી ફરવા નીકળતી ત્યારે રાજકુટુંબની પહેલા દરજ્જાની બૈરીઓનું એક મોટું ટોળું તેની સાથે રહેતું. જો કે તે જસવંતરાવની પરણીયત સ્ત્રી* નહોતી, તોપણ તેના કુટુંબની મિલ્કત

* આ બાઈ નીચ જાતની હતી. જસવંતરાવ સાથે ઓળખાણ થતા પહેલાં તે પરણેલી હતી. તે તેનું રૂપ જોઇને તેને મોહી પડયો તથા તેને પોતાના ઘરમાં ઘાલી તેના ધણીને કેદમાં નાંખ્યો. આખરે તેના ધણીને તેની ખૂબસુરત સ્ત્રીના બદલામાં એક ઘોડો, પોશાક, અને થોડાક રૂપિઆ મળ્યા. (નેટિવ સ્ટેટસ ઓફ ઈન્ડિઆ.)

તેની પાસે હતી, તથા જે છોકરાને જસવંતરાવના વારસ તરિકે જાહેર કરવામાં આવ્યો હતો તે તેણીના કબજામાં હતો તેથીજ તેની વિધવા તરિકે તેણીને માન્ય કરવામાં આવી હતી. મયત રાજાની માનીતી અને બાળ રાજાની વાલી તરિકે તે હતી, તેથી હોલકરના કુટુંબને વળગી રહેનારાઓની તેના લાભમાં ઘણીજ મજબૂત અસર હતી. આટલું છતાં પણ મરતી વખતે તેને કોઇએ માન આપ્યું નહિ અને તે મરી ગઈ તો કોઇને દયા પણ આવી નહિ.” તુળસીબાઇને મારી નાંખ્યા પછી બીજે દિવસે પઠાણ સરદારોના ઉપરીપણા નીચેના હોલકરના લશ્કરનો મહીદપુર આગળ પરાજય થયો. બાળરાજા મલ્હારરાવ આ વખતે સોળ વરસની વયનો હતો તે એક હાથી ઉપર બેઠેલો હતો. તેના વિષે એવું કહેવાય છે કે તે આ લડાઇમાં જુસ્સાથી લડયો હતો, પણ જ્યારે તેના સિપાઇઓએ ગભરાટમાં નાસવા માંડયું ત્યારે તે રડી પડયો. એક પખવાડીઆ બાદ તા. ૬ ઠ્ઠી જાન્યુઆરી સને ૧૮૧૮ના રોજ મંદેસરનું તહનામું થયું તેમાં તેને પોતાના રાજ્યનો ⅔ ભાગ ખોવો પડયો તથા એક પરતંત્ર રાજાની સ્થિતિમાં લાવી મૂકવામાં આવ્યો. એ તહનામાની મુખ્ય શરતો નીચે પ્રમાણે હતીઃ—

(૧) સાતપૂડા અને તેની દક્ષિણમાં આવેલો મૂલક અંગ્રેજને હોલકરે આપવો.

(૨) રજપૂત સંસ્થાનો ઉપર મેળવેલી તેની સઘળી જીતો તથા હક્કો ઉપરથી તેણે પોતાનો હાથ ઉઠાવવો.

(૩) કોટાના રાજાએ હોલકરને ત્યાં પહેલાં જે ચાર પરગણાં ગીરવી મૂકેલાં છે તે તેને પાછાં આપવાં.

(૪) હોલકરના કુટુંબની જે જાગીરો અમીરખાન અને જાફરખાનના કબજામાં છે તે તેમની પાસે રહેવા દેવી, ને જાફરખાનને તેના બદલામાં છસેં ઘોડેસ્વાર લશ્કર મદદમાં આપવું.

ઉપર પ્રમાણે શરતો થઇ અને તેના બદલામાં તેના રાજ્યનું રક્ષણ કરવાનું અંગ્રેજસરકારે માથે લીધું. આ બાકી રહેલા મૂલકની તે વખતે ખરેખરી વાર્ષિક ઉપજ રૂ.૧૨૦૦૦૦૦ (બાર લાખ) થતી હતી. હાલ રૂ. ૭૦૦૦૦૦૦ (સિત્તેર લાખ) થાય છે.

ઈ. સ. ૧૮૧૮ના કોલકરાર ઉપર દિવાન તાત્યા જોગે પોતાની સહી કરી આપી હતી, તેથી તેમાં કબૂલ કર્યા પ્રમાણે વધારાનું લશ્કર તથા તે-

નાં ખાતાં અને દેશનું મ્હેસુલ પાછું ઠેકાણે આણવામાં તેણે પોતાનું સઘળું લક્ષ આપવા માંડયું. આ કામમાં અંગ્રેજસરકારે તેની વખાણવા લાયક કોશિશને લીધે મદદ અને ઉત્તેજન આપ્યું. એમ કર્યા સિવાય તેના સઘળા પ્રયત્ન ધૂળધાણી થાત, કારણ કે ખજાનો ખાલી હતો અને દેશમાં અવ્યવસ્થા થઇ ગઇ હતી; પણ અંગ્રેજસરકારે તેને વખતો વખત નાણાંની રકમો અગાઉથી ધીરી, તેને લીધે તે મુશ્કેલીમાંથી તરી નીકળવા શક્તિમાન થયો. તે સુધારો કર્યો જતો હતો એટલામાં ઈ. સ. ૧૮૧૯ ની સાલમાં બે બળવા થયા, તેથી તેની મુશ્કેલીમાં ફરીથી પાછો વધારો થયો તથા દેશમાં બંદોબસ્ત કરવામાં ઢીલ થઇ. આ બળવામાંનો એક મલ્હારરાવ હોલકરના નામથી એક ઢોંગીએ કર્યો હતો, અને બીજો મહારાજાના પિત્રાઇ હરીરાવ હોલકરે કર્યો હતો. પહેલો ઢોંગી જેનું ખરૂં નામ કૃષ્ણકોર હતું તેણે ચંબલ નદીની પશ્ચિમે એક મોટું લશ્કર એકઠું કર્યું અને કેટલાક વખત સુધી લડાઈ જારી રાખી, પરંતુ દિવાને બનાવેલા મહીદપુરવાળા અંગ્રેજસરકારના હાથ નીચેના લશ્કરે તેને હરાવ્યો એટલે તે કોટે નાશી ગયો. અહીં તેને ઓળખવામાં આવ્યાથી કેદ કર્યો, પણ આખરે બીજા લોકોની સલાહ અને શીખવણીથી તેણે આ કૃત્ય કર્યું હતું એમ માલૂમ પડવાથી તેને માફી આપવામાં આવી. હરીરાવે કરેલો બળવો થોડો ત્રાસદાયક હતો. થોડા વખતમાં તેને પોતાના આ બેવકૂફી ભરેલા કામને માટે પસ્તાવો થયો એટલે તે પોતાના પિત્રાઇના આશરામાં આવી પડયો. એવું કહેવાય છે કે મહારાજાની મરજી તેને માફી આપવાની હતી, પણ તેને છૂટો મૂકવાથી સુલેહનો ભંગ થશે એમ ધારી મહારાજાને તેમ નહિ કરવાને તાત્યા જોગે સમજાવ્યું. આથી તેને મહેશીરમાં કેદ કર્યો.

ઇ. સ. ૧૮૨૬ ના એપ્રિલ માસમાં જે હોશિયાર દિવાને પોતાના રાજ્યની ચડતી થવાને માટે કોશિશ કરી હતી તે મરણ પામ્યો. તેના પછી એ જગોએ રાવજી ત્રિંબક થયો, પણ તે લાંબા વખત સુધી એ હોદા ઉપર ટક્યો નહિ. એક વરસ પછી તેને એ જગા ઉપરથી દૂર કરવામાં આવ્યો અને દેવજી બક્ષી દિવાન થયો. તે પણ નાલાયક ઠર્યો અને છેવટે આપારાવ કૃષ્ણ નામે એક હોશિયાર અને ચંચળ પંડિતને આ ઊંચા દરજ્જાના હોદા ઉપર નીમવામાં આવ્યો. તેના વખતમાં અંગ્રેજ સરકાર સાથે ફરીથી એક કરાર થયો, તેની રૂઈએ માળવામાંથી અફીણ ખરીદવાનો ખાસ હક્ક

તેમને મળ્યો. જો કે આ ગોઠવણને લીધે ભારે અડચણો પડવાથી ઇ. સ. ૧૮૨૯ માં તે હક્ક છોડી દેવામાં આવ્યો, તોપણ બ્રિટિશ હદમાં થઇને દરિયા કાંઠે જે અફીણ જાય તેના ઉપર જકાત ઠેરવવામાં આવી.

મલ્હારરાવ હોલકર સરકારી કામોમાં જાતે થોડુંજ લક્ષ આપતો હતો. તે લંપટ અને ઉડાઉ હતો તથા હલકા દરજ્જાના લોકોની સલાહ પ્રમાણે ચાલતો હતો, તેથી તેના રાજ્યની ખરાબી થતી હતી. રાવજી ત્રિંબક પછી જે ત્રણ દિવાન થયા તેમાં એકે પ્રખ્યાત માણસ નહોતો. આથી કુદરતી પરિણામ એ થયું કે ઉપજ ઘટી ગઈ અને તેનો દેશ મહીદપુરની લડાઈ પહેલાં જેવી સ્થિતિમાં હતો તેવી સ્થિતિમાં આવી ગયો; ખજાનો ખાલી થઈ ગયો અને સિપાઈ બળવાખોર થઈ જવા લાગ્યા. ઈ.સ. ૧૮૨૯ માં રાજાની આંખો આ આફત સામે ઉઘડી, તેથી તેણે ફેરફાર અને સુધારો કરવાનું વચન આપી પોતાની મા, જેની પાસે પુષ્કળ દ્રવ્ય હતું તેને નાણાં સંબંધી ગભરાટમાંથી પોતાને મુક્ત કરવાને સમજાવી. તેણીની મરજી મુજબ આપારાવ કૃષ્ણ દિવાનને બરતરફ કીધો અને તે જગો માધવરાવ ફડનવીસ નામે માણસને આપી.

ઈ. સ. ૧૮૩૩ ના અકટોબર માસમાં મલ્હારરાવ હોલકર ગુજરી ગયો. તેની પાછળ કોઈ વારસ નહોતો તેથી તેના મરણ પછી તેની વિધવા ગોતમબાઇએ પોતાની સાસુના અનુમતથી બાપુરાવ હોલકર, જે મલ્હારરાવની જાતનો હતો અને તુકાજી હોલકરથી ઘણી પેઢીએ નહોતો તેના દીકરાને **માર્તંડરાવના** નામથી દત્તક લીધો, અને તેને તા. ૧૭ મી જાન્યુઆરી સને ૧૮૩૪ ના રોજ વિધિપૂર્વક રાજ્યાભિષેક કર્યો. અંગ્રેજ સરકારે તેને ગાદીના વારસ તરિકે માન્ય કર્યો, તોપણ એટલી શરત કરી કે જો તે કોઈ બીજા પક્ષની સત્તા ઊંધી વાળવાને યત્ન કરે અથવા હોલકરના કુટુંબીઓ તથા સરદારોની મરજીથી વિરૂદ્ધ વર્તે તો તેને મદદ કરવાને અમે બંધાયલા નથી. આ પ્રમાણે ગોઠવણ થઈ, એટલામાં માજી રાજાનો પિત્રાઈ હજુ સુધી મહેશીરના કેદખાનામાં જીવતો હતો ત્યાંથી તેને તેના મળતીઆઓએ છૂટો કરી લાવી મન્દેસર આગળ તા. ૨ જી ફેબ્રુઆરી સને ૧૮૩૪ ના રોજ રાજા તરિકે જાહેર કર્યો. હજારો લોકો તથા સિપાઇઓ તેના પક્ષમાં જઈ મળ્યા, બાળરાજાને તેમણે તજી દીધો, અને તા. ૧૭ મી એપ્રિલ સને ૧૮૩૪

ના રોજ હરીરાવ હોલ્કરને બ્રિટિશ રેસિડેંટની સમક્ષ મહારાજા તરીકે રાજ્યાભિષેક કરાવ્યો. માર્તંડરાવને આ વખતે દેશનિકાલ કર્યો, અને તેને ગાદી ઉપર આવવાનો સઘળો હક છોડી દેવાની શરતે દરમાસે રૂ.૫૦૦)ની નીમનોક બાંધી આપી.

નવો રાજા રાજ્ય કરવાને બિલકુલ લાયક નહોતો; તે દમ વગરનો, બીકણ અને વહેમી હતો; તેનો સઘળો જુસ્સો લગભગ પંદર વરસ સુધી કેદખાને પડી રહેવાથી નરમ પડી ગયો હતો. તેણે પોતાના વડીલોના રિવાજ મુજબ જે લોકોએ પોતાના હરીફના ખોટા દાવાને ટેકો આપ્યો હતો તે સઘળા લોકો ઉપર વેર વાળીને રીવાજી ફાંશીઆ નામે એક ગરીબ માણસને દિવાન બનાવ્યો. આ માણસ ગયાં પંદર વરસથી અપ્રસિદ્ધ જગોમાં રહેલો હતો તેથી તેને દેશમાં શી રીતે વહીવટ ચલાવવો તેની કંઇ માહિતી નહોતી; ગરીબ અવસ્થામાં ઉછરેલો હોવાથી તે લોભી હતો તથા જેમ બને તેમ કરી પોતાનું ગજવું તર કરવાને આતુર હતો; વળી તે દારૂડીઓ પણ હતો. તેણે પહેલું કામ એ કર્યું કે મહારાજાની અનૌરસ પુત્રીને પોતાના વડા દીકરા દાદાભાઉ વેરે પરણાવી અને તેમને પહેરામણીમાં કીમતી પરગણાં બક્ષિશ આપ્યાં. એ પ્રમાણે તેણે પોતાના પહેલા કામથીજ ગરીબ અવસ્થામાં આવી ગએલાં રાજ્યની ઓછામાં ઓછી બારમા ભાગ જેટલી ઉપજ કાઢીને બીજાને આપી દીધી.

આ દિવાનના વહીવટમાં ઉપજ ઘટી જઇને ખર્ચ વધવા લાગ્યું, તેથી છેવટે ઈ. સ. ૧૮૩૪ માં તેનું અજાયબ જેવું પરિણામ એ થયું કે ઉપજ ઘટીને રૂ. ૯૨૫૦૦૦ (સવાનવ લાખ) ની થઇ ગઈ અને ખર્ચ વધીને રૂ. ૨૩૬૯૦૦૦ (તેવીસ લાખ અગણોતેર હજાર) નું થઇ ગયું. આ સઘળો બનાવ દિવાન રીવાજી ફાંશીઆના રાજ્યકારભારથી બન્યો એમ કહેવાને બિલકુલ આચકો ખાવા જેવું નથી. તે હરીરાવની માફક ઘણોજ બીકણ હતો. મહારાજાને વારંવાર તે કહેતો કે ફોજ બળવો કરવાની તૈયારીમાં છે અને તેને હુંજ ફક્ત કબજામાં રાખી શકું છું. લશ્કરને તે પોતાની મરજી માફક વધારતો અને ઘટાડતો હતો. વધારાનું ખર્ચ કરવાને તે ડૂબાવી દે એવા ભારે વ્યાજથી શાહુકારો પાસેથી કરજ કરી નાણાં લેવા લાગ્યો, પરંતુ આ પ્રમાણે લાંબા વખત સુધી ચાલ્યું નહિ. ઈ. સ. ૧૮૩૫ ની સાલમાં એક કાવતરૂં થયું. એવું કહેવાય છે કે રાજા મલ્હારરાવના છેલ્લા

દિવાન માધવરાવ ફડનવીસે એ કાવતરૂં કર્યું હતું. એ સાલના સપ્ટેંબર માસની ૮ મી તારીખે માજી રાજાના બે અમલદારોના હાથ નીચે ત્રણસેં હથિયારબંધ માણસોનું એક ટોળું ઇંદોરમાં પેઠું. શહેરમાં પેસતાં તેમને કોઇએ અટકાવ કર્યો નહિ તેથી વગર હરકતે તેઓ રાજમહેલ સુધી ગયા; ત્યાં તેમને કેટલુંક રાજાનું લશ્કર પણ મળી ગયું. જો તેઓ એમનાએમ અગાડી ધસ્યા ગયા હોત તો તેઓ તેમના આ બહાદુરીના કામમાં ફતેહ પામત, પરંતુ એ આગેવાનો મલ્હારરાવની વિધવા તે વખતે રાજમહેલમાં રહેતી હતી તેની પાસે સલાહ લેવા ગયા; તેણીએ તેમના એ કૃત્યને માટે તેમને ઠપકો દઇ મદદ આપવાની ના પાડી, તેથી તેઓ ગભરાયા. હવે કયે રસ્તે ઉતરવું તેનો તેઓ વિચાર કરતા હતા એટલામાં હરીરાવના મહેલના રક્ષણ કરનાર નિમકહલાલ લશ્કરે તે ચઢી આવનારા ઉપર હુમલો કર્યો અને તેમને ઘેરી લીધા. બાજી હાથથી ગએલી જોઇને તે બે આગેવાનો પોત પોતાનીજ તરવારો કાઢી લડવા ઉતરી પડ્યા. આ ઠેકાણે સામાન્ય કતલ ચાલી તેમાં ચઢી આવનાર અને તેમને મળી ગએલા પૈકી કોઈપણ બચીને નાશી શક્યો નહિ; તેઓ સઘળાનો આ લડાઈમાં નાશ થયો. આ કાવતરાથી હરીરાવની ધાસ્તીમાં એટલો બધો વધારો થયો કે તે ઉપલો બનાવ બન્યા પછી રાજમહેલની બહાર કદી નીકળતો નહિ. આ કાવતરૂં થયા બાદ તે પંદર મહિના સુધી પોતાના મહેલના ઓરડામાંથી બહાર પણ આવ્યો નહોતો.

આખરે આપ્પાનો વખત આવી પહોંચ્યો. રીવાજી ફાંશીયા વધારે નાણાં પેદા કરી શક્યો નહિ, કેમકે તેણે રાજ્યની શાખ ખોઈ દીધી હતી; તેથી નોકરી છોડી દીધા સિવાય તેની પાસે બીજો ઇલાજ નહોતો. તેણે ઇ. સ. ૧૮૩૬ના નવેમ્બરમાં નોકરી છોડી. તેની જગોએ સલીકરામ મંત્રી નામે માણસ દિવાન થયો.

ઉપર બતાવ્યા પ્રમાણે ફેરફાર થયો ખરો, પણ દેશમાં એટલી બધી અવ્યવસ્થા પ્રસરી ગઇ હતી કે તેથી કરીને ઈ. સ. ૧૮૩૭-૩૮માં અંગ્રેજ સરકારને વચ્ચે પડવાની જરૂર જણાઈ. એ સરકારે હરીરાવ હોલકરને એવી જાહેર ખબર કરી કે "તમારા રાજ્યકાજમાં અગત્યનો સુધારો કરવામાં આવ્યો છે એવી મતલબનો નક્કી ઠરાવેલી મુદ્દતે ઇંદોરના રેસિડેંટ તરફથી રીપોર્ટ નહિ આવે તો તમારા મૂલકનો બંદોબસ્ત કરવો તે, અંગ્રેજ સરકાર પો-

તાની ફરજ છે એમ સમજશે." આથી કરીને હરીરાવ હોલકર ડર્યા અને તેણે તરતજ આબાજી બલાલ નામે એક વિદ્વાન અને સદ્દગુણી માણસની દિવાન તરિકે નીમણુક કરી. તેણે થોડાક માસમાં કેટલાક અગત્યના સુધારા કર્યા, ખર્ચ ઓછું કરી નાંખ્યું, રેવન્યુ ખાતાના લાંચીઆ અમલદારોને કાઢી મૂકયા, દેશમાંના જે પરગણાંના લોકો પાસેથી જોર જૂલમથી નાણાં કઢાવેલાં તેમને તેના બદલામાં પૈસા આપ્યા, અને મહેસૂલ વસૂલ કરવાની સુધારેલી રીત દાખલ કરી.

હરીરાવ હોલકર ઈ. સ. ૧૮૪૩ના અકટોબરની ૨૩મી તારીખે દેવલોક પામ્યા. તેમને કોઈ વારસ નહોતો. મરતા પહેલાં તેમણે રાજ્યકર્તા કુટુંબના દૂરના સગા એક અપ્રસિદ્ધ જાગીરદારના ૧૩ વરસની વયના ખંડેરાવ નામે છોકરાને દત્તક લીધો હતો. આ ખંડેરાવને બ્રિટિશ સરકારે મંજૂર રાખ્યો, પણ તે ગાદીએ બેઠા પછી ત્રીજે મહીને મરી ગયો. તેના મરણ પછી હરીરાવ હોલકરની માએ અંગ્રેજ સરકારની સંમતિથી ભાઉ હોલકરનો નાના દીકરાને ખોળે લીધો અને તેને ગાદીએ બેસાડવાની હિંદુસ્તાનની સરકારે મંજૂરી આપી.

આ પુત્રનું નામ મલ્હારરાવ હતું. એ સમયે તેમનું વય દશ વર્ષનું હતું અને તેમનો ચહેરો ખૂબસુરત હતો. ઈ. સ. ૧૮૪૪ના જૂનની ૨૭મી તારીખે ઇંદોરના રેસિડેન્ટ સર રૉબર્ટ હામિલ્ટને તેમને ગાદી ઉપર બેસાડયા, અને તેમનું નામ તુકાજીરાવ હોલકર રાખ્યું. આ પ્રમાણે ગાદીપતિ નીમ્યા, પરંતુ રાજ્ય ચલાવવા સારૂ જે કાઉન્સિલ કામ કરતી હતી તેને કાયમ રાખી. બાળ મહારાજાની બુદ્ધિ દિવસાનુદિવસ ખીલતી ચાલી તેથી, તથા તેમની રીતભાત અને રાજ્યકાર્યથી સારી રીતે જાણીતા થવાની ઇચ્છા ઉપરથી કાઉન્સિલના મેમ્બરોને ઘણો સંતોષ થયો, અને તેમણે અગત્યનું કેટલુંક કામ તેમની દેખરેખ નીચે સોંપ્યું. ખજાના ઉપરની દરેક ચીઠી ઉપર તેમની સહી જોઈએ એમ ઠરાવ્યું. આથી દરેક ચીઠીની હકીકત એમણે તપાસવા માંડી અને તેથી તાબાના અધિકારીઓના તરફથી વગર વિચાર્યું ખર્ચ કરવા ઉપર ખરેખરો દાબ રહ્યો. આ વૃત્તાંત ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડિંગ સાહેબને જણાવવામાં આવ્યાથી તેઓ એટલા બધા પ્રસન્ન થયા કે તેમણે પોતાનો સંતોષ દર્શાવવા સારૂ એક પત્ર ખુદ મહારાજાને અને એક પત્ર રાજમાતાને લખ્યો. પોતાની કેળવણી પૂર્ણ કર-

વાના હેતુથી ઈ. સ. ૧૮૫૧–૫૨માં મહારાજા ઉત્તર હિંદુસ્તાનનું દેશાટન કરવા નીકળ્યા. તેમણે આગ્રા, દિલ્હી, હરદ્વાર, રૂર્કી, જયપુર, અને બીજાં જોવા લાયક નગરોની ભેટ લીધી. આ દેશાટનથી પાછા આવ્યા પછી થોડા વખતમાં તેઓ ઉમર લાયક થયા એટલે ભરતખંડની સરકારે રાજ્યનો બધો વહીવટ તેમને સોંપવાનો પોતાનો વિચાર દર્શાવ્યો. આ વિચારને અનુસરી તા૦૮ મી માહે માર્ચ સન ૧૮૫૨ ના રોજ એક મોટો દરબાર ભરવામાં આવ્યો, તેમાં બધા ઠાકોરો અને મોટા મોટા જમીનદારોને નોતર્યા. રીત પ્રમાણેની ક્રિયા થઈ રહ્યા પછી ત્યાંના રેસિડેન્ટ સર રૉબર્ટ હામિલ્ટન, જે મહારાજાનું ભલું થવામાં ઘણું મન રાખતા હતા, તેમણે ગવર્નર જનરલનો પત્ર મહારાજાના હાથમાં આપી જણાવ્યું કે જે મોટા રાજ્યની ગાદી ઉપર આપને બેસાડવામાં આવ્યા છે તે રાજ્યનું કામ કરવા અને તેનું જોખમ ઉપાડી લેવા ગવર્નર જનરલ સાહેબે આપને યોગ્ય ગણ્યા છે તે વાત જણાવતાં હું ઘણોજ ખુશી થાઉં છું અને આશા રાખું છું કે આજ સુધી આપના વિષે જે ઊંચા વિચાર બંધાયલા છે તે સદા કાયમ રખાવશો. ઈ. સ. ૧૮૫૩માં હોલકર સરકાર બીજી વખતના દેશાટનમાં મુંબાઈ, પુના, અને દક્ષિણનાં બીજાં શહેર જોવા પધાર્યા.

ઈ. સ. ૧૮૫૭ માં બંડ થયું ત્યારે હોલકર સરકારનું લશ્કર તેમના મૂલકમાં વીખરાયેલું હતું, તેમનો સર સામાન, હથિયાર વગેરે બરાબર નહોતાં, અને તેમનો દારૂગોળો થઈ રહેલો હતો. આ વખતે ઈંદોરમાં સર હેન્રી ડુરાંડ સાહેબ રેસિડેન્ટ હતા. તેમને અને મહારાજાને કાંઈ કારણથી અણુરાગ ચાલતો હતો. જોઈતી ચીજો પૂરી પાડવા સારૂ દરબાર તરફથી રેસિડેન્ટની સહાય માગવામાં આવી. આથી તેણે મુંબાઇના ગવર્નર લૉર્ડ એલ્ફિન્સ્ટનને એક હજાર બંદૂક મોકલવા સારૂ લખ્યું; પરંતુ એક વખત મુંબાઈના ગવર્નર લૉર્ડ એલ્ફિન્સ્ટનને તાર કરતાં કર્નલ ડુરાંડના એકાએક જાણવામાં આવ્યું કે, રેસિડેન્સિ ઉપર જે તોપો છોડવામાં આવી હતી તેમાં હોલકર સરકારના તોપખાનામાંની જે તોપો તેમની વિનંતિ ઉપરથી રેસિડેન્સિ અને ત્રિજોરીના સંરક્ષણને સારૂ આણેલી હતી તે પણ હતી. મુંબાઇથી મદદ માગેલી હતી તે આવી પહોંચી તેની અગાઉ કર્નલ ડુરાંડે પોતાનાં માણસોને એકઠાં કરી ઈંદોર છોડી જવાનો નિશ્ચય કર્યો. ઘણી મુશ્કેલીથી તે બૈરાં છોકરાંને શિહોરમાં મૂકી શકયો અને તેમને ત્યાં રહેવા દઈ પોતે મું-

બાઈથી જે લશ્કર મધ્યભાગમાં બંદોબસ્ત રાખવા જતું હતું તેની વ્યવસ્થા કરવા સારૂ આસીરગઢ ગયો. આ લશ્કર જલદીથી આવી પહોંચ્યું તેથી ધાર લઈ લીધું અને મંદેસરૂ આગળ બે મારામારી થઈ તેથી નિમચનો બચાવ થઈ ગયો. હોલકર સરકારનું લશ્કર બંડમાં સામિલ થઈ ગયું તે સારૂ વડી સરકારે હોલકર સરકારને જવાબદાર ગણ્યા નહિ. વિશેષમાં લૉર્ડ એલ્ફિન્સ્ટન સાહેબનું એમ ધારવું હતું કે ડુરાંડ સાહેબે પૂરો વિચાર ન કરતાં ઉતાવળથી હોલકરને વગોવ્યા છે, અને પોતે ઇંદોરથી જતા રહી દુનિયાના મનમાં એમ આણ્યું કે કાંતો મહારાજા દગલબાજ નીકળ્યા હશે, યાતો રેસિડેન્ટસાહેબ પાકા કારણ વિના ઇંદોરથી જતા રહ્યા હશે. સર હેનરી ડુરાંડનો અભિપ્રાય એવો હતો કે દેશી રાજા પોતાના લશ્કરની વર્તણુકને સારૂ જવાબદાર છે. આ અભિપ્રાયને અનુસરીને તેમની બધી દલીલો હતી. "સિપૉયવૉર" એ નામનું પુસ્તક લખનાર લખે છે કે "જુલાઈ માસના પહેલા અઠવાડીઆમાંની હોલકરની વર્તણુકને લગતી બધી હકીકતનો પૂર્ણ અને ઘણા વખત સુધી વિચાર કરતાં તે ખરેખરા અંગ્રેજ સરકાર તરફ હતા એમ મારા મનની ખાત્રી થયા વિના રહેતી નથી." લૉર્ડ એલ્ફિન્સ્ટને પણ કર્નલ ડુરાંડને એક પત્રમાં લખ્યું છે કે "મને એમ લાગે છે કે તમે હજી હોલકર વિષે સંદેહ રાખોછો. તમે ઇંદોરમાંથી ગયા ત્યાર પછી જે બન્યું છે તે ઉપરથી હોલકર રેસિડેન્સિ ઉપર થયેલા હલાના કામમાં સામિલ હોવાના તહોમતમાંથી મુક્ત થાય છે. બેશક જો તેમનું દિલ આપણા વિરૂદ્ધ હોત તો આખો દેશ ખળભળી ઉઠત, તમામ નાના ઠાકોરો એમના સામું જોઈ રહ્યા હતા; અને ઠેઠ ગૂજરાતની સરહદ સુધી એમની વર્તણુકની અસર જણાઇ આવત. આ વાત એટલે બધે ઠેકાણેથી આવેલી છે કે એ વિષે કાંઇ સંદેહ રહેલો નથી, માટે હું વિનંતિ કરૂંછું કે તમારે હોલકરની વિરૂદ્ધ કાંઇપણ વહેમાવું નહિ, કારણ કે માળવામાં અને ગૂજરાતમાં પણ શાંતિ રહીછે તેને સારૂ આપણે તેના આભારીછીએ."

ઉપર પ્રમાણે લૉર્ડ એલ્ફિન્સ્ટનનો અભિપ્રાય હતો. પરંતુ ઉપરી સરકારમાં હોલકર વિષે જે વહેમ ભરાયો હતો તે નીકળી શકયો નહિ. એ ખરૂં કે તેમને "ગ્રાન્ડ કમાંડર ઑફ ધ સ્ટાર ઑફ ઇન્ડિઆ" અને 'કાઉન્સિલર ઑફ ધી એમ્પાયર" બનાવ્યા, પરંતુ દેશી રાજ્યની ગણના પ્રમાણે જે મોટામાં મોટું માન—એટલે મૂલકની બક્ષિશ સિંધિયાને આપવામાં

આવ્યું હતુ તે તેમને મળ્યું નહિ. આથી તેમને ઘણું ઓછું આવ્યું હતુ. લાગ આવતો ત્યારે તેઓ આ વાત ભરતખંડની સરકારની રૂબરૂ લાવતા. માજી વાઇસરાયની રૂબરૂ એ વાત તેમણે છેલ્લીવલી આણી હતી. તેમને દત્તક પસંદ કરવા વિષેની સનદ ઈ. સ. ૧૮૬૨ માં આપવામાં આવી.

ઈ.સ. ૧૮૬૫ માં રેલવે કામને સારૂ જે જમીન જોઇતી હતી તે બધી તેમણે તે ઉપરનો પોતાનો રાજ્યહક્ક રાખી દીવાની ફોજદારી હકૂમત સાથે મફત આપી એટલુંજ નહિ, પરંતુ ખરેખરી વાણીઆઈ ગત પ્રમાણે સાડાચાર ટકાને વ્યાજે એક કરોડ રૂપિઆ "હોલકર સ્ટેટ રેલવે" બાંધવા સારૂ ૧૦૧ વર્ષની મુદ્દતે ભરતખંડની સરકારને ધીર્યા; અને એ રૂપિઆ મહારાજા હોલકરના, તેમના વારસના, અને તેમની પછીથી ગાદીએ બેસનારના નામ ઉપર રહે એમ ઠરાવ્યું. એજ સાલમાં મહારાજાનું ચિત્ત રાજ્યની જમીનની વિઘોટીનો ઠરાવ કરવા ઉપર લાગ્યું. આ ઠરાવનું એક લક્ષણ એ હતું કે જમીનના કબજા ભોગવટાનો ખેડુતનો વંશપરંપરાનો હક્ક નહિ પરંતુ તે વિષે સરકારની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરવાનો સરકારનો હક્ક એમ ગણવામાં આવ્યું. આ ધોરણને અનુસરી જે વિઘોટી ઠરાવવામાં આવી તે ઘણી ભારે હતી. ઈ. સ. ૧૮૬૧ ની સાલમાં ભરતખંડની સરકારે હોલકર સરકારને જે જમીન આપી હતી, અને જેની વાર્ષિક ઉપજ રૂ. ૨૮૦૦૦ ની થતી હતી તેની વિઘોટી હવે રૂ. ૧૦૦૦૦૦ ઠરી હતી. આ પ્રમાણે વિઘોટી વધારી દીધાના વાજબીપણા વિષે જ્યારે જનરલ ડાલી સાહેબે હોલકર સરકારને પૂછ્યું, ત્યારે તેમણે એવો ખૂબી ભર્યો ઉત્તર આપ્યો કે "આ વિઘોટી વિરૂદ્ધ લોકમાં જે બોભાટ થયો છે તે તેના ગેરવાજબીપણા વિષે નથી, પરંતુ તે કામ એકદમ થયું છે તે વિષે છે. એ વાત ખરી કે મેં એકદમ વધારો કર્યો છે, પરંતુ આવી અગત્યની બાબત તરફ દુર્લક્ષ કરી પડી રહેવા દેવા વિષે કાંઇ કારણ નથી, અને આ ગોઠવણ કરવાનો બોજો મારાં છોકરાંને માટે નાંખી કામ પડ્યું રહેવા દઉં તે કરતાં એ બોજો હું ઉપાડી લઉં એ મને સારૂં લાગ્યું. મારા પ્રત્યે લોકના નારાજીપણા વિષે તમારા સાંભળવામાં બહુ આવે છે અને તમે ઘણા વિચાર કરોછો, પરંતુ એ વાત બહુ લક્ષ આપવા યોગ્ય નથી. એકે રાજ્ય લોકપ્રિય નથી, તમારૂંએ નથી અને કોઈનું હોય એમ હું જાણતો પણ નથી."

ઈ. સ. ૧૮૭૨માં મહારાજાએ સર ટી. માધવરાવને પોતાના દિવાન

નીમી રાજ્યવહીવટમાં ફેરફાર કર્યો ત્યાં સુધી મહારાજાનો અધિકાર સ્વતંત્ર હતો. તેઓ જાતેજ નિયમના રચનારા અને ન્યાયના કરનારા હતા. એક મંત્રીમંડળ હતું ખરૂં, પરંતુ તે મંત્રીઓ તો મહારાજાની આજ્ઞા પ્રસિદ્ધ કરવાનું અને અમલમાં આણવાનું કામ કરતા હતા, તેમને કાંઇ અધિકાર નહોતો. સર ટી. માધવરાવની નીમણુક થયા પછી તેમનો રાજ્યવહીવટ કરવાનો રિવાજ સન ૧૮૭૩–૭૪ના રીપોર્ટમાં બતાવ્યા મુજબ નીચે પ્રમાણે હતો. "જુદાં જુદાં ખાતાંના મંત્રીઓ પોતપોતાના ખાતાના કામના કાગળ તૈયાર કરી સર ટી. માધવરાવની સહી લેવા સારૂ લાવતા, તોપણ જરૂરીઆત કામમાં વિચાર કરવા સારૂ અને પૂર્વ સૂચના મેળવવા સારૂ પ્રથમથીજ કેટલાંક કામ લાવતા. કોઈ વિશેષ મહત્વનું યા મુસ્કિલ કામ હોય તો ઘણું કરીને બધા મંત્રીઓ એકઠા થતા અને તે વિષે વિચાર કરતા. આ રીતે એકત્ર અને પૃથક્ પૃથક્ જવાબદારી ઠરાવી." રોજના ચાલુ કામમાં મહારાજાને પૂછવામાં આવતું નહિ; પરંતુ વધારે ખર્ચ કરવાનાં, રેસિડેન્સિના સંબંધનાં, અને જેમાં દેહાંત દંડ અથવા જન્મપર્યંતની સજા કરવાની હોય તે બધાં કામ મહારાજાની આજ્ઞા પ્રમાણે કરવામાં આવતાં. રેવન્યુખાતું મહારાજાની દેખરેખ નીચે હતું.

ઈ. સ. ૧૮૬૯ માં મહારાજાએ સુતરનું એક કારખાનું કાઢયું; એ સારી રીતે ચાલ્યું તેથી થોડા વખત પછી બીજું કારખાનું ઉભું કર્યું; એ બંનેમાં નફો પરવડે છે. માળવા અને નીમારમાં થએલું રૂ ઘણેભાગે એમાં વપરાય છે.. આ કારખાનાંમાંથી મહારાજાને ખાનગી ઉત્પન્ન સારૂં થાય છે.

ઈ. સ. ૧૮૭૫માં મહારાણી વિકટોરિઆના પાટવી શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સ કલકત્તે આવ્યા ત્યારે તેમની મુલાકાત માટે મહારાજા કલકત્તે ગયા. પ્રિન્સ પણ તા. ૮મી માર્ચ સન ૧૮૭૬ ના રોજ ઈંદોરમાં આવ્યા. આ વખતે મહારાજાએ ૩૦૦ ભીલ ભીલડીઓનો અલૌકિક નાચ બતાવી શાહજાદાને બહુ રાજી કર્યા. આ નાચ માટે એજ વખત શાહજાદા બોલ્યા કે "એ ઈંગ્રેજના બૉલની (નાચની) એક જાતની નકલ છે."

નાગદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત સન ૧૮૭૭ ના જાન્યુઆરીની તા. ૧ લીના રોજ હિંદના પાયતખ્ત શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો, તેમાં મહારાજા તુકાજીરાવ દિલ્હી પધાર્યા. પ્રથમ તેમને ૧૯ તોપનું માન મળતું હતું તેમાં વધારો કરી

૨૧ નું આપવા તે વખતના દરબારમાં ઠરાવ થયો. વળી એક પાદશાહી વાવટો લશ્કરી દમામ સાથે પછવાડેથી તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. મહારાજા તુકાજીરાવ સન ૧૮૮૬ માં કૈલાસવાસી થયા. તેમના પછી તેમના વડા કુંવર **શિયાજીરાવ** ગાદીએ બેઠા. એ ઈંદોરના હાલના મહારાજા છે.

ઈ. સ. ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. મહારાજા શિયાજીરાવ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

મલ્હારરાવ.
|
ખંડેરાવ. (બાપની હયાતીમાં મરણ પામ્યો હતો)
|
માલીરાવ. (ગાંડો, એણે નવ માસ ગાદી ભોગવી)
|
અહલ્યાબાઈ. ( ખંડેરાવની વિધવા ).
|
તુકાજી. ( દત્તક. )
|
જસવંતરાવ.
|
મલ્હારરાવ.
|
માર્તંડરાવ.
|
હરીરાવ.
|
ખંડેરાવ.
|
તુકાજીરાવ.
|
શિયાજીરાવ.
( હાલના મહારાજા. )

**ઈંદોર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર કાટકી નદીને ડાબે કિનારે આવેલું છે, અને એમાં મહારાજા તથા મધ્યહિંદ એજન્સિનો **એજંટ ટુ ધ ગવર્નર જનરલ** રહે છે. આ શહેર રાજ્યના સ્થાપનાર મલ્હારરાવ હોલકરના મરણ પછી ઇ. સ. ૧૭૭૦ માં અહલ્યાબાઇએ બાંધ્યું. એ પહેલાં આ રાજ્યની રાજધાની કામ્પીલ નગરમાં હતી, તે ઈંદોરથી અગ્નિકોણમાં ૧૮ મૈલને અંતરે આવેલું છે. એ શહેરમાં ૫૭૦૦૦ હિંદુ, ૧૬૦૦૦ મુસલમાન અને ૨૦૦૦ પરચુરણ જાતના લોક મળી કુલ ૭૫૦૦૦ માણુસની વસ્તી છે. શહેરના રસ્તા સારા, પાકા, અને સુધારેલા છે. રાજમહેલ એક જોવા લાયક મકાન છે, અને શહેરના દરેક ભાગમાંથી જોઇ શકાય છે. એ વિના (૧) લાલબાગ, (૨) ટંકશાળ, (૩) હાઇસ્કૂલ, (૪) બજાર, (૫) લાઇબ્રેરી, (૬) દવાખાનું, અને (૭) રૂનું કારખાનું એ જોવા લાયક જગ્યાઓ છે. લાલબાગમાં ઉનાળામાં હવા ખાવા સારૂ એક મકાન બંધાવેલું છે, તે ઘણુંજ ઉમદા બાંધણીનું છે અને તેમાં ઘણાં પ્રાણીઓનો મોટો સંગ્રહ છે. રાજમહેલ રેલવે સ્ટેશનથી આશરે એક મૈલ દૂર છે. ઈંદોરના રેલવે સ્ટેશનથી બીજી બાજુએ અંગ્રેજી છાવણી છે. ત્યાં એક દવાખાનું, કેટલાક બંગલા અને એક રાજકુમાર કૉલેજ છે. ઈંદોરમાં મહારાજાની એક હાઇસ્કૂલ છે, તેમાં મેટ્રિક્યુલેશન સુધીનો અભ્યાસ કરાવે છે. વળી એક કૉલેજ છે, તેમાં દક્ષણી બ્રાહ્મણોને શીખવવામાં આવે છે; સિવાય ઈંદોરમાં બે કન્યાશાળાઓ છે.

---

## ભોપાળ.

ભોપાળનું રાજ્ય "ભોપાળ અથવા બેગમનું રાજ્ય" એ નામે ઓળખાય છે. એ રાજ્ય ઉપર અમલ કરનાર પઠાણ જાતનાં મુસલમાન બીબી છે અને તે બેગમ કહેવાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે સિંધિયાનો મૂલક, ઈશાન અને અગ્નિકોણમાં સાગર તથા નર્મદાનદીના કાંઠાના પ્રાંત, નૈઋત્યકોણમાં હોલકર તથા સિંધિયાનો મૂલક, અને વાયવ્યકોણમાં પણ સિંધિયાનો મૂલક આવેલો છે.

ભોપાળના રાજ્યનો **વિસ્તાર**—૮૨૦૦ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં વસ્તી આશરે ૭૭૦૦૦૦ ( સાત લાખ સિત્તેર હજાર ) માણુસની

છે. **વાર્ષિકપેદાશ**—રૂ. ૨૬૮૩૪૦૦ ( છવીશ લાખ ત્યાશી હજાર ચારસેં) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજસરકારના રક્ષણમાં છે, તેમના તરફથી દેખરેખ રાખવા મૂકેલો અમલદાર ભોપાળની નજીક સિહોરમાં રહે છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્ય તાબે જે દેશ છે તેના મધ્યભાગનો મૂલક વિંધ્યાદ્રિ આવવાથી ખરબચડો અને ટેકરાટેકરીવાળો છે, તોપણ તે પથ્થરનાં ઝરણને લીધે ટાઢો રહીને રસાળ છે; સિવાયનો સઘળો મૂલક ખુલ્લો અને સપાટ છે. **નદી**—બેતવા, એ આ રાજ્યના નૈઋત્યકોણ તરફના ભાગમાં આવેલા વિંધ્યા પર્વતમાંથી નીકળી આ રાજ્યની તથા સિંધિયાના મૂલકની સરહદ્દ કરી ઈશાનકોણ તરફ વહેતી જઈ બુંદેલખંડમાં થઇ સંપથારના મૂલકમાં જાય છે, અને ત્યાંથી પાછી અગાડી જઈ બેહરીથી થોડે દૂર જમનાને મળે છે. સિવાય તેને મળનારી નાની નાની નદીઓ અને નાળાં ઘણાં છે. **હવા**—ગરમ છે. વરસાદ ઈશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—સઘળા દેશની જમીન પાણીની આવદાની સારી હોવાથી રસાળ છે; તેમાં ઘઉં, જાર, બાજરી, તેલીબીઆં, શેરડી, કપાસ, તમાકુ, તમામ જાતનાં કઠોળ વગેરે થાય છે. **જનાવર**—ઘણુંખરૂં આખા દેશમાં ડુંગર અને ઝાડીની અંદર વાઘ, ચિત્રા, વરૂ, હરણ, સાબર, વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; આ દેશના વાઘ ઘણા ક્રૂર હોય છે. લોક ગાયો, ભેંસો, બળદ વગેરે પાળે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને મુસલમાનની છે. મુસલમાનમાં વહોરા અને પઠાણ એવા બે ભેદ છે. પઠાણ લોક સિપાઇગીરી કરે છે અને વહોરા એ વેપારી વર્ગના છે. એ વિના ગોંડ લોક છે, તેમજ હિંદુલોકની વસ્તી પણ છે. મોટાં શહેરોમાં વાણિયા વગેરે ઊંચી જાતના લોક પણ વસે છે. આ દેશની ભાષા હિંદુસ્તાની છે. મુખ્ય શહેર—**ભોપાળ**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે અને તેમાં બેગમ સાહેબને રહેવાના મહેલ ભભકાદાર અને સુંદર બાંધણીના છે. આ શહેર રેલવેનું સ્ટેશન છે. શહેરમાં પોસ્ટ ઓફિસ તથા રેલવે સ્ટેશન ઉપર તાર ઓફિસ પણ છે. સિવાય **ઇસલામનગર, અષ્ટે, સિહોર, રાયસીન,** વગેરે પ્રસિદ્ધ શહેરો છે. **રેલવે**—ઇટારસીથી હુશંગાબાદ ઉપર થઈને "ભોપાળ સ્ટેટ રેલવે" નામે જે લાઇન જાય છે, તે લાઈનનો ઘણોખરો ભાગ આ રાજ્ય તાબાના મૂલકમાં થઈ પસાર થાય છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ જો પછાડી ન હોય તો વગર નજરાણો આપે મુસલ-

માની સરેહ પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ "કૈસરેહિંદ" તરફથી એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઈંગ્લાંડમાં જૂના વખતમાં ચાલતા ફ્યુડલ ધારાને મળતી છે. આ રાજ્યના લશ્કરમાં ૬૯૪ સ્વાર, ૨૨૦૦ પ્યાદલ, ૫૭ તોપ અને ૨૯૧ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—ભોપાળનું રાજ્ય અફગાન જાતના મીરખી ખેલ પઠાણ મુસલમાન બેગમના તાબામાં છે. એ રાજ્યની સ્થાપના ઈ. સ. ની અઢારમા સૈકાની શરૂઆતમાં **દોસ્તમહંમદખાને** કરી. દોસ્તમહંમદખાનને ઔરંગજેબ પાદશાહે ભેરશીઆ પ્રાંતનો સૂબો નીમ્યો હતો. પાદશાહના મરણ પછી દિલ્હીમાં જે ગરબડ અને ઉથલપાથલ થઈ તેનો લાભ લેઇને તેણે એ પ્રાંત કબજે કરી લીધો, અને તે પોતાને નવાબ કહેવડાવવા લાગ્યો. આ વેળા તેણે જે દેશ કબજે કરી લીધો તેમાંનો કેટલોક કરેલી નોકરીના બદલામાં, કેટલોક લુચ્ચાઇથી અને કેટલોક દગા ફટકાથી પોતાને તાબે કરી લીધો હતો. દોસ્તમહંમદખાન ઔરંગજેબ પાદશાહના મરણ પછી ૧૬ વરસ જીવ્યો; તે ઈ. સ. ૧૭૨૩ માં ૬૬ વરસની ઉંમરે મરણ પામ્યો. એના પછી ગાદીના બે વારસ હતા, (૧) યારમહંમદ મોટો પણ અનૌરસ શાહજાદો અને (૨) સુલતાન મહંમદ નાનો પણ ઔરસ શાહજાદો હતો. **યારમહંમદનો** પક્ષ નિજામે પકડવાથી તેને ભોપાળની ગાદી મળી અને સુલતાન મહંમદને રાધગઢનો કિલ્લો તથા તેના તાબાનાં ગામો લઇને પોતાના દાવાનું રાજીનામું આપવું પડયું. આ નવાબે કઇ સાલથી તે કઈ સાલ સુધી રાજ્ય કર્યું તે જાણવામાં આવ્યું નથી. તેના મરણ પછી એ ગાદીએ તેનો બેટો **ફેઝમહંમદ** બેઠો. યારમહંમદ તથા ફેઝમહંમદમાં તેમના વડવાના જેવી બુદ્ધિ નહોતી, તોપણ આ બંને નવાબમાં એક મોટો ગુણ હતો. જોકે તેમનામાં બુદ્ધિ થોડી હતી, તોપણ તેઓ બીજાને સમજાવી કાબુમાં રાખવામાં હોશિયાર હતા. તેમના અમલમાં એક પ્રમાણિક અને અગમબુદ્ધિવાળા હિંદુ પ્રધાનથી કારભાર ચાલતો હતો. ફેઝમહંમદ ધર્માંધ હતો ખરો પણ તે કોઇના ઉપર ધર્મને માટે જૂલમ કરતો નહોતો, ફક્ત પોતાની જાતને માટેજ ધર્માંધ હતો. તે ૩૮ વરસ સુધી રાજ્ય કર્યા પછી મરણ પામ્યો. એના પછી એ ગાદીએ તેનો ભાઇ **મહંમદયસન** આવ્યો, પણ તે થોડાજ દિવસમાં મરણ પામ્યો. મહંમદયસનના મરણ પછી તેનો ભાગ્યશાળી નાનો

ભાઇ **હયતમહંમદ** ગાદી ઉપર બેઠો. આ નવાબમાં તેના વડીલોના જેવી બુદ્ધિનો થોડો ભાગ હતો. તેના ૨૯ વરસના રાજ્યકારભારમાં ઘણીક બાબતો બની. આમાંની બે મુખ્ય હતી. પહેલી બિના એ બની કે અંગ્રેજો અને મરેઠા વચ્ચે લડાઇ સળગી; તેનો છેડો શરમ ભરેલી વારગામની લડાઇથી આવ્યો. આ લડાઇમાં વારન હેસ્ટિંગ્સે બંગાળામાંથી ૪૦૦૦–૫૦૦૦ માણસનું લશ્કર મોકલ્યું. એ લશ્કરને મધ્યહિંદમાં થઇને જવાનું હતું તેથી તેમને ઘણીક હરકતો અને દુઃખ પડ્યું. મધ્યહિંદમાં જ્યાં આગળ થઇને તેમને જવાનું હતું, ત્યાં આવેલાં સઘળાં રજપૂત રાજ્યો મરેઠાનાં ખંડીઆં હતાં. આ કારણથી બ્રિટિશ લશ્કરને મદદ કરવાની તેઓએ ના પાડી, પરંતુ અંગ્રેજી સરદાર ગાર્ડને જ્યારે આગળ વધવાને મુસ્કેલી પડી, ત્યારે ભોપાળના નવાબે તેમને સહાય કરી પોતાના મૂલકમાં થઇને જવાનો માર્ગ આપ્યો એટલુંજ નહિ, પણ તેમને ખોરાક વગેરેની પુષ્કળ મદદ કરી. ભોપાળના રાજ્યને આ વખતથી બ્રિટિશ સરકાર સાથે મિત્રાચારી થઇ, તે હજુ પણ ચાલે છે. બીજી બિના એ બની કે, આ રાજ્ય ઉપર પીંઢારાઅને મરેઠાઓએ હુમલો કર્યો અને સઘળે ઠેકાણે લૂંટ ચલાવવા માંડી. આ બારીક વખતમાં વજીર મહંમદ, કે જેને તરકટીઆ લોકોએ રાજ્યના દિવાન સામે બંડ ઉઠાવવાનું તહોમત મૂકી દેશનિકાલ કરાવ્યો હતો, તે આવી પહોંચ્યો. તેણે પીંઢારા લોકો સાથે લડાઇ કરી તેમને હરાવી હાંકી કાઢ્યા, અને ૮ મહિનામાં હયતમહંમદને રાજ્ય ઉપર પાછો બેસાડ્યો. કહેવાતો વારસ ઘોસમહંમદ ફક્ત તેની સામે શક ભરેલી નજરથી જોતો હતો, તેણે તેને દૂર કરવાનું ધાર્યું. આ વખતે દિવાન અથવા મુખ્ય પ્રધાનની જગો ખાલી પડી હતી તે વજીરમહંમદને મળશે એમ દરેકના મનમાં હતું, પણ વજીરમહંમદના શત્રુઓના મનમાં તેને ખસેડી બીજાને નીમવો એવી ઇચ્છા હતી. આ તેમની ધારણા અમલમાં આવી. મરીદમહંમદખાન આ રાજ્યની સ્થાપના કરનારનો ઉતરી આવેલો વારસ હતો, તેને દિવાન બનાવ્યો. તેણે પહેલું કામ એ કર્યું કે વજીરમહંમદને મરેઠા સામે લડવા મોકલ્યો અને બીજી તરફથી તે રાજ્યમાં પોતાનો પક્ષ સબળ કરવા લાગ્યો. આ પ્રમાણેની તેની વર્તણુકથી લોકો તેના સામે બંડ મચાવવાને તૈયાર થયા; આથી તેણે પોતાની મદદે મરેઠાને બોલાવ્યા. હવે વજીરમહંમદનો વખત આવ્યો. તે એકદમ પરદેશી દુશ્મન સામે પોતાના માલી-

કના દેશનો બચાવ કરવા સારૂ ભોપાળ આવ્યો. તે ગમે એટલી યુક્તિથી લડત, તોપણ તે મરેઠા સામે ટકી શકત નહિ, પણ તેનું નશીબ ખીલવાનું હતુ, તેથી ગ્વાલિયરમાં કંઇ ખટપટ થવાથી સિંધિયાએ મરેઠાને પોતાના દેશમાં પાછા બોલાવી લીધા. તેઓ મરીદમહંમદને પોતાની સાથે લઈ ગયા, તે તેઓના હાથમાં ધાસ્તીથી મરણ પામ્યો.

હવે વજીરમહંમદ પ્રધાન પદવી પામ્યો. તેણે આ હોદ્દો લીધા પછી લશ્કર વગેરેનો થોડા વખતમાં સારો બંદોબસ્ત કર્યો અને ભોપાળનું રાજ્ય દુઃખમાંથી છૂટવાની તૈયારીમાં હતું; પણ એટલામાં અદેખાઈએ તેને ફરીથી નીચે નાંખ્યો. ઘોસમહંમદના શાહજાદાએ પહેલાં પીંઢારા અને પછી મરેઠાને પોતાની મદદે બોલાવ્યા. આ વખતે નવાબ હયાતમહંમદ ગુજરી ગયો અને ભોપાળની ગાદીએ **ઘોસમહંમદ** બેઠો, તેણે પોતાના દુશ્મન મરેઠાને પોતાના બચાવ કરનાર ગણ્યા. વજીરમહંમદે તક જોઇને મરેઠાને આ મૂલકની હદમાંથી હાંકી કાઢયા. આ વખતથી ઘોસમહંમદ નામનો નવાબ હતો અને રાજ્યની 'સઘળી લગામ' વજીરમહંમદના હાથમાં હતી, બલ્કે નવાબ પણ એજ હતો. તેણે ઇ. સ. ૧૮૦૯ માં અંગ્રેજ સરકાર આગળ પોતાના રાજ્યની સઘળી હકીકત અને સ્થિતિ જાહેર કરી અને તેમની સાથે સલાહ કરવાની આતુરતા બતાવી. આ વખતે આમાંનું કાંઈ બન્યું નહિ, પણ તેણે પોતાનો ધારેલો મનસુબો છોડયો નહિ. ઇ. સ. ૧૮૧૩ માં સિંધિયા અને વરાડના રાજાના એકઠા થએલા લશ્કરે તેને રાજધાનીમાં ઘેરી લીધો. તેની પાસે ઘેરો ઘાલનારના લશ્કર કરતાં થોડાં માણસ હતાં, તોપણ તેણે પોતાની બહાદુરી અને હિમ્મતે કરીને નવ મહિના સુધી ઘેરા સામે ટકાવ કર્યો; તથા છેવટે તે તેમને હાંકી કાઢવામાં ફતેહ પામ્યો. ઇ. સ. ૧૮૧૬માં વજીરમહંમદ પોતાની ૫૧ વરસની ઉમરે મરણ પામ્યો. તેના મરણ પછી તેનો બેટો નજરમહંમદ એ જગો ઉપર આવ્યો. એની પૌત્રી હાલ ભોપાળમાં રાજ્ય કરે છે. આ માણસ પણ તેના બાપના જેવોજ બહાદુર હતો. તેણે રાજ્યનું કામ ફક્ત ૪ વરસ સુધી કર્યું, પણ એટલા ટુંકા વખતમાં તેના રાજ્યકારભારથી દેશને અસંખ્ય ફાયદા થયા. આ પદવી લીધા પછી બીજેજ વરસે એટલે ઈ. સ. ૧૮૧૭ માં અંગ્રેજ સરકાર સાથે કોલકરાર કરવાનો તેના બાપના વખતનો પ્રયત્ન તેણે પાર પાડયો. ભોપાળના રાજયને આ વખતે પીંઢારાને નરમ પાડવામાં સહાય કરવાની શરતે બાંહે-

ધરી મળી. એ શરત નિમકહલાલીથી પાળવામાં આવી. આ પછી ફ-રીથી ઈ. સ. ૧૮૧૮ માં બીજીવાર ભોપાળના રાજ્ય સાથે કરાર થયા, તેથી એ રાજ્ય હમેશને માટે બ્રિટિશ સરકારની હકૂમતમાં આવ્યું. ૬૦૦ સ્વાર, અને ૪૦૦ પ્યાદલનું કંટિંજંટ લશ્કર પૂરૂં પાડવાની શરતે અં-ગ્રેજ સરકારે તેને આ વખતે માળવામાંનાં પાંચ પરગણાં આપ્યાં અને તે-ણે તેના આગલા માલીકને રૂ. ૬૦૦૦૦ (સાઠ હજાર) આપવા એમ ઠરાવ કર્યો. વળી આ હોશિયાર સરદારની બુદ્ધિ અને ચાલાકીથી આગળની લ-ડાઈઓમાં જે પરગણાં ગયાં હતાં તે પણ પાછાં આવ્યાં. એ પ્રમાણે તેના વખતમાં આબાદાની થતી જતી હતી એટલામાં તેના આઠ વરસની ઉમ-રના સાળા ફોજદારખાનથી પિસ્તોલ છૂટી, અને તેથી તે મરણ પામ્યો.

નજરમહંમદને કુડશિયા બેગમ (નવાબ ઘૌસમહંમદની શાહજાદી) નામે એક સ્ત્રી હતી, તેણીને પેટે સિકંદર બેગમ નામે એકજ શાહજાદી જન્મી હતી, તેનું નામ ઇતિહાસમાં ભોપાળની બેગમ તરિકે મશહૂર છે. નજરમ-હંમદના મરણ પછી તેના મોટા ભાઈ મનીરમહંમદનો બેટો સિકંદર બેગમ સાથે શાદી કરે અને નવાબ તરિકે ગાદીએ બેસે તથા તે મોટો થાય ત્યાં સુધી વિધવા કુડશિયા બેગમ રાજ્યકારભાર ચલાવે એમ ઠર્યું. આ પછી કુડશિયા બેગમે પોતાના ધણીના વખતના જે પ્રધાનો હતા તેમની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવવા માંડ્યો; પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેના મનમાં રાજ્યલોભ થવા લાગ્યો અને તેથી કરીને તેણે ખ-ટપટો કરવા માંડી. તેની શાહજાદી સિકંદર બેગમનું આગળ બતાવ્યા પ્રમા-ણે મનીરમહંમદખાન સાથે વેવીશાળ કર્યું હતું. આ માણસે ઈ. સ. ૧૮૨૭માં સિકંદર બેગમ સાથે થએલા ઠરાવ મુજબ પોતાના બેટાની શાદી કર-વાનું કહાવ્યું અને રાજ્ય પણ ઠરાવ મુજબ તેને સોંપે, એમ પણ કહ્યું. કુડ-શિયા બેગમ આથી ગુસ્સે થઈ તથા આ બાબતની તેણે સાફ ના પાડી. મનીરમહંમદ અને બેગમ વચ્ચે આથી તકરાર થઈ, પણ એ વિષે બેગમે કાંઈપણ લક્ષ આપ્યું નહિ. છેવટે સઘળા સરદારોએ મળીને કુડશિયા બેગ-મ હાલમાં રાજ્યનો કારભાર કરે તથા મનીરમહંમદ સાથે જે શરતો થઈ છે તે રદ્દ કરવી અને તેણે રૂ. ૪૦૦૦૦ (ચાળીસ હજાર) ની જાગીર લ-ઈને જહાંગીર મહંમદખાનને બધો હક્ક આપવો એમ ઠરાવ કર્યો. જહાંગીર નાની ઉમરનો હતો અને કુડશિયા બેગમની ઈચ્છા પોતાની સત્તા વધારે

વખત જાગતી રાખવાની હતી તેથી આ પ્રમાણે તેણે વેવીશાળ ફેરવ્યું. એથી કરીને લાંબા વખત સુધી રાજ્યની લગામ તેના હાથમાં રહી.

ઇ. સ. ૧૮૩૫ ના એપ્રિલ માસમાં મજકુર શાદી કરવામાં આવી, પણ એથી વધારે કજીઓ ઉત્પન્ન થયો. આ વખત સત્તાને માટે (૧) કુડશિયા બેગમ, (૨) સિકંદર બેગમ, અને (૩) જહાંગીરખાન, એ પ્રમાણે ત્રણ ટોળીઓ બંધાઈ હતી. જહાંગીરખાને જો થોડા વખત સુધી રાહ જોઇ હોત તો તેને રાજ્યનું ધણીપણું મળત, પરંતુ તેમ નહિ કરતાં અધીરાઇને લીધે તેણે કુડશિયા બેગમને પકડવાનો ઇરાદો કર્યો. આ બાબતની તેણે ગોઠવણ પણ સારી કરી હતી અને તે કેટલેક દરજ્જે અમલમાં આવી હતી, પણ જ્યારે બેગમ તેના કબજામાં આવી ત્યારે તેણે તેને છોડી દીધી.

હવે કુટુંબ અંદર અંદર લડવા લાગ્યું. જહાંગીર હાર પામ્યો અને તેને આસ્ટાના કિલ્લામાં ઘેરી લેવામાં આવ્યો. આ ઘેરો ૯ માસ સુધી પહોંચ્યો. આખરે બંને પક્ષકારોએ અંગ્રેજ સરકારને મધ્યસ્થ રાખીને નિકાલ કરવાનું કબૂલ કર્યું. ને સરકારે એમ ઠરાવ્યું કે બેગમે જીવે ત્યાં સુધી રૂ. ૬૦૦૦૦ (સાઠ હજાર) ની જાગીર ભોગવવી, અને રાજ્ય જહાંગીરખાનને સોંપવું. ઈ. સ. ૧૮૩૭ ના નવેંબરની તા. ૨૯ મીના રોજ કુડશિયા બેગમની સંમતિથી જહાંગીરખાને રાજ્યપદ ધારણ કર્યું. આ વખત પછી કુડશિયા બેગમ રાજ્યકાજમાં કોઇ વેળા વચ્ચે પડી નહિ, પણ તેની ગેરહાજરીમાં કજીઆ વધવા લાગ્યા. નવાબ જહાંગીરખાનની બેગમ સિકંદરમાં પોતાની મા કરતાં વધારે રાજ્યલોભ હતો, તેથી તે ભવિષ્યનો વિચાર કરીને પોતાના ધણીનો ત્યાગ કરી પોતાની મા સાથે રહેવા લાગી. તેણે જે પરિણામ ધાર્યું હતું તેજ થયું. નબળી રીતે ૬ વરસ સુધી રાજ્ય કર્યા પછી જહાંગીરખાન મરણ પામ્યો. તેના ધણીના મરણ પછી તેને એકલીને અથવા તો કુડશિયા બેગમ સાથે મળીને રાજ્ય ચલાવવા સારૂ તેને નીમે, એટલામાટે ઘણા યત્ન થયા, પણ તે સઘળા નિષ્ફળ ગયા. આખરે રાજ્યના ઉમરાવોએ ઇ. સ. ૧૮૩૭ ના ફેબ્રુઆરી માસમાં તેની એક શાહજાદીના તરફથી તેને રાજ્ય કરનાર તરિકે નીમી. આ જગ્યોએ તેને પોતાની બુદ્ધિ અજમાવવાનો વખત મળ્યો. તેણે ૭ વરસમાં રાજ્યનું સઘળું દેવું આપી દીધું, ખેડુતો પાસેથી ઉપજ લેવાની રીત હતી તે બંધ કરી, અને ગામોના મુખ્ય માણસો (પટેલો) પાસેથી લેવાની ગોઠવણ કરી. વળી તેણે વેપારના ઈજારા બંધ કરી દીધા,

રાજ્યમાં ટંકશાળ સ્થાપી, તથા પોલીસ અને બીજાં એવા ખાતાંમાં અનેક સુધારા વધારા કર્યા. પહેલાં તેને તેની શાહજાદી ૧૮ વરસની થાય ત્યાં સુધી રાજ્ય કરવાને નીમવામાં આવી હતી, પણ પછવાડેથી જ્યારે તેની શાહજાદીની ફોજના કમાંડર બક્ષી બાકરમહંમદખાન સાથે શાદી થઈ, ત્યારે તેમાં બીજાં ત્રણ વરસનો વધારો કરી આપવામાં આવ્યો.

એ પ્રમાણે તેને વધારે મુદ્દત આપી તોપણ તે રાજ્યલોભથી સંતોષ પામી નહિ. તેણે પોતે સ્વતંત્ર રાજ્ય કરવા ઇચ્છા કરી, પણ બ્રિટિશ સરકારે તેની શાહજાદીને પ્રથમથી કબૂલ કરેલી હતી, તેથી તેની આ અરજ એ સરકારે કબૂલ રાખી નહિ; પરંતુ થોડો વખત વીત્યાબાદ કંઈ કારણથી તે અરજ મંજૂર કરવામાં આવી, અને તેથી તે રાજ્ય કરનાર તરિકે ભોપાળ સંસ્થાન ઉપર અમલ કરવા લાગી. આ વખતે શાહજહાન બેગમે પોતાની માની જીંદગી સુધી રાજ્ય કરવાનો પોતાનો હક છોડી દીધો. તે નિશ્ચિંતપણે રાજ્ય કરતી હતી એટલામાં ઇ. સ. ૧૮૫૭ માં બળવો થયો. અંગ્રેજ સરકાર સાથે થએલા કોલકરાર તેણે આ વખતે બરોબર પાળ્યા. હોલકરે હાંકી કાઢેલા અંગ્રેજોને પોતાના મૂલકમાં આશ્રય આપ્યો અને તેમને સહી સલામત હુશંગાબાદ સુધી પહોંચાડ્યા. પછીથી જ્યારે બ્રિટિશ સરકારે સઘળું બંડ શમાવી દીધું અને તેઓએ પોતાના દુશ્મનો સામે વેર લેવાનું શરૂ કર્યું, ત્યારે પણ બેગમે તેમને (અંગ્રેજોને) મદદ આપી તથા પોતાની પાસે ખોરાક વગેરે જે કંઈ હતું તે તેણે ઉદારતાથી બ્રિટિશ સરકારને આપ્યું. એ ઉપકારના બદલામાં અંગ્રેજ સરકારે તેને ઈ. સ. ૧૮૫૨માં ભોપાળની બેગમ તરિકે કબૂલ કરી, અને એજ સાલમાં જો પાછાડી રાજ્યને માટે વારસ ન હોય તો મુસલમાની સરેહ પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ તેને આપી. ઇ. સ. ૧૮૬૩માં વાઈસરાયે તેને "સ્ટાર ઓફ ઇન્ડિઆ"નો ઇલ્કાબ અને ૪ તોપ આપી. આ બેગમ ઉદાર અને મોટા મનવાળી હતી. પોતાની પ્રજામાંથી જેમણે ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે મદદ કરી હતી તેમને એણે મોટી મોટી બક્ષિશો આપી. તે ઈ. સ. ૧૮૬૮ ના અકટોબરની ૩૦ મી તારીખે મરણ પામી. હિંદુસ્તાનની સરકાર આ ખબર સાંભળી બહુ દિલગીર થઈ. તેના મરણ પછી તેની શાહજાદી **શાહજહાન** બેગમ ગાદી ઉપર બેઠી. એ ભોપાળની હાલની બેગમ છે. નામદાર શાહજહાન બેગમની બે વખત શાદી થએલી છે. પહેલી વખત બક્ષી બકીમહંમદખાન નામે ઉમરાવ સાથે શાદી કરી હતી, પણ તે ઉમરાવ ઈ. સ. ૧૮૬૭ માં મરણ પામવાથી તેમણે બીજી વખત ઈ. સ. ૧૮૭૧ માં મહંમદ સદીક હુસેનખાન સાથે શાદી કીધી છે. પ્રથમની શાદીવાળા ધણીથી સુલતાનજહાન નામે શાહજાદીનો જન્મ થએલો છે, તેની જલાલાબાદના એક અમીર મીરઅહંમદ અલ્લીખાન સાથે તા૰ ૧લી ફેબ્રુઆરી સન ૧૮૭૫ ના રોજ શાદી કરી. આ શાહજાદીએ અંગ્રેજી ભાષાની ઉ-

ત્તમ પ્રકારની કેળવણી લીધી છે.

નામદાર મહારાણીના વડા શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સ હિંદની મુસાફરી માટે પધાર્યા તે વખતે તેમની મુલાકાત સારૂ બેગમ સાહેબ ઈ. સ. ૧૮૭૫ ના ડીસેંબર માસમાં કલકત્તે ગયાં, અને બહુ માન ભરેલી રીતે તેમની એમણે મુલાકાત કરી.

તા૦ ૧ લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ના રોજ મહારાણી વિક્ટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું તે બાબતે હિંદના વાઈસરાય લૉર્ડ લિટને હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો, તે વેળા બેગમ સાહેબ દિલ્હી પધાર્યા. આ દરબારમાં તેમને એક **પાદશાહી વાવટો** આપવા ઠરાવ થયો, તે લશ્કરી દમામ સાથે પછવાડેથી તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં થએલા "જ્યુબિલી" નામે મહોત્સવમાં બેગમ સાહેબે સારો ભાગ લીધો હતો. નામદાર શાહજહાન બેગમ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળાં તેમને લશ્કરી સલામતી અને ૧૯ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.



**ભોપાળ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે. એની ચારે બાજુએ પથ્થરથી ચણેલી બે મૈલના ઘેરાવાની એક ભીંત છે, તેની અંદર એક કિલ્લો છે તે પણ પથ્થરનો છે. શહેરની બહાર એક ગંજ નામે વેપારનું મથક છે. આ શહેરના નૈઋત્યકોણ તરફ પર્વતપર ફતેહગઢ નામે કિલ્લા છે, તેમાં નવાબ રહે છે. આ કિલ્લાની નૈઋત્ય કોણે ૪½ મૈલ લાંબું અને ૧½ મૈલ પહોળું એવું એક તળાવ છે, અને શહેરથી પૂર્વમાં ૨ મૈલ લાંબું એક બીજું તળાવ છે. આ તળાવોમાંથી શહેરમાં પાણી પૂરું પાડવામાં આવે છે. પોલિટિકલ એજંટ ભોપાળથી ૨૦ મૈલને અંતરે આવેલા સિહોર નામે ગામમાં રહે છે.

---

## ધાર.

ધારનું રાજ્ય "ધાર અથવા પુવારનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા પુવાર જાતના છે, અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે રતલામનું રાજ્ય, પૂર્વે ઈંદોરનું રાજ્ય, દક્ષિણે નર્મદા નદી તથા વઢવાણી સંસ્થાન, અને પશ્ચિમે આલીરાજપુર, ઝાબુઆ, જોબટ વગેરે સંસ્થાનો તથા સિંધિયા સરકારનો અમઝરાનો મૂલક આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૫૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૫૦૦૦૦ (દોઢ લાખ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૮૦૦૦૦૦ (આઠ લાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે, દક્ષિણ તરફનો ભાગ વિંધ્યાદ્રિ આવવાથી પહાડી અને ખરબચડો છે તોપણ તે પથ્થરના ઝરણને લીધે ટાઢો રહીને રસાળ છે. **મુખ્ય નદીઓ**—(૧)નર્મદા, એ વિંધ્યાદ્રિની અમરકંટક નામે ટેકરીમાંથી નીકળી વઢવાણીના મૂલકમાં થઇ આ રાજ્યમાં પ્રવેશ કરી આગાડી વહી ગૂજરાતમાં જઈ ભરૂચ આગળ અરબી સમુદ્રને મળે છે. સિવાય (૨) ચંબા, (૩) માન, (૪) કેરમ, અને (૫) બાગની એ નાની નદીઓ છે. **જમીન તથા નીપજ**—આખા રાજ્યની જમીન રસાળ છે; તેમાં ડાંગેર, ઘઉં, બાજરી, મકાઇ, કઠોળ, તેલીબીઆં, શેરડી, તમાકુ, ખસખસ, આદુ, કપાસ, ભીંડી, હળદર વગેરેનો ઘણો પાક થાય છે. **હવા**—ગરમ છે. વરસાદ ઈશાનકોણમાંથી પુષ્કળ વ-

રસે છે. **જનાવર**—દક્ષિણે વિંધ્યા પર્વતમાં વાઘ, ચિત્રા, હરણ, સાબર, દીપડા વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ વગેરે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત, મરેઠા, ગરાસિયા, પિંઢારા અને ભીલ લોકની છે. અહીંની મુખ્ય ભાષા હિંદુસ્તાની અને મરેઠી છે. **મુખ્ય શહેર—ધાર**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર અને ભપકાબંધ બાંધણીના છે. શહેરમાં માતબર લોકનાં કેટલાંક મકાન છે તે પણ જોવાલાયક છે. એ શહેર મહુની પશ્ચિમે આશરે ૩૫ મૈલને છેટે છે; સિવાય **માંડુ** નામે પ્રસિદ્ધ શહેર છે. આ શહેર પ્રાચીન વખતનું છે; હાલ તે ભાગી જઈ ઉજડ પડેલું છે, તોપણ ત્યાંની કેટલીક ઇમારતો હજુ આખી છે અને તે જોવા જેવી છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઈંગ્લાંડમાં જૂના વખતમાં ચાલતા ફ્યુડલ ધારાને મળતી છે. આ રાજ્યના લશ્કરમાં ૨૭૬ સ્વાર, ૮૦૦ પ્યાદલ, ૨ લડાઈની તોપ અને ૨૧ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—ધારના મહારાજા પુવાર જાતના છે, તેમના વડીલોએ માળવામાંથી આવી આ રાજ્ય મેળવેલું છે. એ રાજ્ય ઉપર જે શાખા હાલ રાજ્ય કરે છે તેમના વડીલો ત્યાંથી (માળવામાંથી) પુનાની પડોસમાં આ રાજ્ય મેળવતા પહેલાં થોડાં વરસ અગાઉ આવી વસ્યા હતા. એ શાખાનો પહેલો પુરૂષ શિવાજી પુવાર* પુનાથી ઈશાણકોણમાં ત્રીસ મૈલ છેટે આવેલા મુલતાન ગામનો પટેલ હતો. આ જગ્યાએ તેના વડીલ ત્રીસ વરસ પહેલાં આવી રહ્યા હતા અને હાલમાં પણ ત્યાં ઘણાખરા રહેછે, તથા તેઓ વંશપરંપરાની પટેલની પદવી ભોગવે છે. શિવાજી પુવારનો એક દીકરો કૃષ્ણાજી તથા તેના ત્રણ દીકરા બાબાજી, ક્યાજી, અને કેરૂજી, એ ખેડુતો ને વળી સીલેદાર હતા. બાબાજીને સંભાજી અને કાલુજી નામે બે છોકરા હતા, તેઓ દક્ષિણ દેશમાં પ્રખ્યાતિ પામેલા મહાન્ મરેઠી રાજા શિવાજીની નોકરીમાં લશ્કરી સરદાર થયા હતા. સંભાજીના ત્રણ છોકરા ઉદાજી, આનંદરાવ, અને જગદેવ, શિવા-

* દક્ષિણ દેશમાં મરેઠી રાજ્યનો સ્થાપનાર મહાન્ શિવાજી થયો તે આ નહિ.

જીની પછીથી ગાદીએ બેસનાર શાહુરાજાના હાથ નીચે મરેઠી લશ્કરમાં લડયા અને તેમાં તેમણે બહાદુરી બતાવી, તેથી શાહુ રાજાએ તેમને સઘળા મરેઠી સરદારો ઉપર ઉપરીપણાનો હક્ક આપ્યો. આ કારણથી તેઓ પેશ્વાના નોકર સિંધિયા અને હોલકર ઉપર ઉપરીપણાનો હક્ક રાખતા હતા. પાછળ બતાવેલા ઉદાજી પુવારને રાજ્યમાં મોટી જગો મળી. તેને મોટી જગો મળી હતી એટલુંજ નહિ પણ તેની સાથે શાહુ રાજા ને તેના સત્તાધીશ પ્રધાન બાજીરાવ પેશ્વા ઘણી પ્રીતિ રાખતા હતા; આટલું છતાં પણ ઉદાજી પુવાર ઉપર શાહુરાજાના પ્રધાન પેશ્વાની કંઈ કારણસર ઈતરાજી થવાથી તેણે તેને પકડીને બંદીખાને નાંખ્યો. જોકે તેના વંશજો આજ દિન સુધી મુલતાનના પટેલની પદવી ભોગવે છે, તોપણ ઈતિહાસમાં તેનું નામ ફરીથી વાંચવામાં આવતું નથી. ઉદાજીને બંદીખાને નાંખ્યા પછી પેશ્વાએ તે જગો તેના ભાઇ કાવરાના પટેલ **આનંદરાવ**ને આપી. આ સરદારને ઇ. સ. ૧૭૩૪ માં માળવા અને ગૂજરાતની મરેઠાની વસુલાત ઉપજનો ભાગ ઉઘરાવવા સારૂ મોકલવામાં આવ્યો. આ વખતે તેને તેના તથા તેના લશ્કરના ભરણપોષણને માટે ધાર અને તેની નજીકના પ્રાંતો તથા તેની આસપાસના રજપૂત સરદારો ઉપરનો ખંડણીનો હક્ક પેશ્વા સરકારે આપ્યો. ઉપર પ્રમાણે ધારના રાજ્યની ઉત્પત્તિ છે.

આનંદરાવ પુવાર ઇ. સ. ૧૭૪૯ માં મરણ પામ્યો. તેના પછી એ જગોએ **જસવંતરાવ** આવ્યો. આ સરદારને "ધારના રાજા" એવો ઇલકાબ મળ્યો. તે તેની બહાદુરી અને ઉદારતાથી પ્રખ્યાત થયો, અને તેનું નામ હજુ પણ માળવાના રહેવાશીઓ યાદ કરે છે. બીજા મરેઠા સરદારોની માફક ઇ. સ. ૧૭૬૧ ની પાણીપતની લડાઇમાં તે કતલ થયો. તેના મરણ પછી તેનો અઢી વરસનો કુંવર **ખંડેરાવ** ગાદીએ બેઠો, તેના બચપણને લીધે રાજ્યને ઘણું નુકસાન થયું. જોકે સિંધિયા અને હોલકર આ બાળ રાજાને પોતાના ઉપરી તરિકે ગણતા હતા, તોપણ તેમણે તેના રાજ્યને નુકસાન કરવામાં આચકો ખાધો નહિ. આવી સ્થિતિમાં તેનું રાજ્ય લાંબા વખત સુધી રહ્યું હોત તો તે પાયમાલ થાત, પરંતુ એ રાજાનું નશીબ ખીલવાનું હતું તેથી દુશ્મનોએ ઘેરી લીધા હતા તે પેશ્વાના કાકા રઘુનાથરાવે પોતાની મુખ્ય પટરાણીને અને કુટુંબને ઇ. સ. ૧૭૭૪માં ધારમાં આશ્રય લેવા મોકલ્યાં. અહીં આ રાણીએ બાજીરાવ નામે એક પુત્રને

જન્મ આપ્યો, તેનું નામ ઇતિહાસમાં છેલ્લા પેશ્વા તરિકે પ્રસિદ્ધ છે રઘુનાથરાવના સઘળા દુશ્મનોએ આ બનાવથી તેના વારસને પકડવાને ધારના રાજ્ય ઉપર એકદમ લશ્કર મોકલ્યું. ખંડેરાવ હજુ પુખ્ત ઉંમરનો થયો નહોતો, પણ તેણે રઘુનાથરાવને સહાયતા આપવામાં ભાગ લીધો હતો તેથી ઉપર પ્રમાણે તેના રાજ્યને હુમલો કરનારાઓએ સતાવ્યું. આનંદીબાઇએ (રઘુનાથરાવની રાણીનું નામ આનંદીબાઇ હતું) પોતાના કુંવરને દુશ્મનોને સોંપી દીધો, તેથી ખંડેરાવને તેમણે તેનું રાજ્ય પછું આપ્યું અને કુંવરને તથા આનંદીબાઇને તેઓ કબજે કરી પુણે લેઇ ગયા.

આ બનાવ બન્યા પછી ખંડેરાવ લાંબો વખત જીવ્યો નહિ. તે ઇ. સ. ૧૭૮૦માં ૨૧ વરસની ઉમરે મરણ પામ્યો. આ વખતે ગોવિંદરાવ ગાયકવાડની દીકરી તેની સ્ત્રી હતી તે ગર્ભવતી હતી ૭ માસ પછી તેણે વડોદરામાં **આનંદરાવ** (બીજો) નામે એક પુત્રને જન્મ આપ્યો. તે ઇ. સ. ૧૭૯૭ સુધી પોતાની મા અને દાદાની સંભાળ નીચે વડોદરામાં રહ્યો. આ વેળા તેની ઉમર ૧૭ વરસની થઈ હતી. તે પોતાનું રાજ્ય સંભાળવા સારૂ એ સાલમાં ધાર આવ્યો. તેના ગાદીના હક્ક સામે ગંગરાવ ઉરેકર નામે એ રાજ્યનો પ્રધાન તેની ગેરહાજરીમાં રાજ્ય ચલાવતો હતો તે થયો, ગંગરાવ ખુંચાવી લીધેલી સત્તાને જાળવી રાખવાને અશક્ત હોવાથી હોલકરના દરબારમાં ગયો. હોલકરે આનંદરાવ પુવાર સાથે તેના પ્રધાનને પાછો આપવાની શરતે સલાહ કરવાનો ઢોંગ કરીને દેશને લૂંટયો અને ઉજ્જડ કર્યો. ગંગરાવ પ્રધાન આ જોઇને દોલતરાવ સિંધિયાના આશ્રય નીચે ગયો અને તેણે તેને ધાર ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યો. દોલતરાવે ધારના રાજાને પેશ્વા તરફથી તેનું રાજ્ય લેઇ લેવાનો મને હુકમ થયો છે એમ બીક બતાવી ૭ વરસમાં ઓગર અને સોસિલના પ્રાંતો પોતાના રાજ્યમાં જોડી દીધા. વળી હરાવતીમાં ધાર સંસ્થાનનો જે કબજો હતો તે પણ લઈ લીધો, અને રાજા પાસેથી મોટી રકમ જોરજુલમથી કઢાવી. બે વરસ પછી સિંધિયાના સંભાજી જગા નામે સરદારે આ નબળા થઈ ગએલા રાજ્ય ઉપર ફરીથી હુમલો કર્યો. બેટનુર આગળ બે લશ્કર લડયાં, તેમાં ધારનું લશ્કર હાર પામ્યું, તેથી સિંધિયાના હુકમ પ્રમાણે તેણે માગેલી રૂ.૭૫૦૦૦ (પંચોતેર હજાર)ની રકમ પૂરી કરવાને માટે તેનો સઘળો દેશ લઇ લીધો. આનંદરાવને પોતાનું રાજ્ય પાછું મેળવવાની ઉમેદ હોવાથી તેણે આ રકમ એકઠી કરીને સિંધિયાને આપવાનો ઠરાવ ક-

યો, પણ તે એ રકમ એકઠી કરી રાજ્ય મેળવતા પહેલાંજ મરણ પામ્યો. આ પ્રમાણે બનવાથી સિંધિયા પાસે મુલક અને પૈસા બંને રહ્યા. એવું કહેવાય છે કે આનંદરાવ પુવારને તેની નહારી ચાલની બહેને પોતાના દીકરાને નામે રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાની ઇચ્છાથી ઝેર દેઈ મારી નાંખ્યો હતો. આ તેની ધારણા વ્યર્થ જવાથી તેને તેના ભાઈના મરણ પછી કેટલાક સરદારોએ પકડીને મારી નાંખી.

આનંદરાવ પુવારના મરણ પછી તેની વિધવા સ્ત્રી મીનાબાઇએ રાજ્ય ચલાવ્યું. જ્યારે આનંદરાવ ગુજરી ગયા ત્યારે આ બાઇ ગર્ભવતી હતી. આ બાઇના વખતમાં પોતાના દુશ્મનનાં અને મુખ્યત્વે કરીને તેણીના ધણીના અનોરસ સગા મોરારીરાવનાં તર્કટોથી બચવાને તથા સહીસલામત રહેવાને તેણે ધારમાં એક ટોળી ઉભી કરી અને સુવાવડ સુવા તે માંડુ ગઇ. આ ઠેકાણે તેણે **રામચંદ્રરાવ** નામે એક કુંવરને જન્મ આપ્યો. તે સુવાવડમાંથી ઊઠી કે તરતજ ધારમાં આવી અને રાજ્યની લગામ પોતાના હાથમાં લઈ ડહાપણ અને દ્રઢતાવડે તેણે મોરારીરાવના યત્ન ધૂળધાણી કર્યા. આ પછી તેણે પોતાની મદદે વડોદરામાંથી એક લસ્કરની ટુકડી બોલાવી, અને તેની મદદવડે તે પોતાના રાજ્યના તાબાના મૂલકની સ્થિતિ સુધારવાને યત્ન કરવા લાગી. આ વખતે રાજ્ય નબળી સ્થિતિમાં આવી ગયું હતું. ઉપજ વસુલ કરવાની નિયમસર રીત નહોતી, દેશ ઉજડ થઇ ગયો હતો, રાજ્યનો એક ભાગ મોરારીરાવ દબાવી બેઠો હતો, અને બાકીનો લઈ લેવાની હમેશા તે ધાસ્તી આપ્યાં કરતો હતો. લસ્કરને પગાર આપવાને ખજાનામાં પૈસા નહોતા તેથી તે પોતાની મરજી મુજબ દેશને લૂટતું અને કનડતું હતું. આવી રીતે રાજ્યકારભાર ચાલતો હતો એટલામાં બાળરાજા રામચંદ્રરાવ પુવાર મરણ પામ્યો. તેની માએ હજુ પણ દ્રઢતાથી રાજ્ય ચલાવવાનો નિશ્ચય કરીને સિંધિયા અને હોલકરની સંમતિથી તરતજ પોતાની બહેનના તેટલીજ વયના દીકરાને **રામચંદ્રરાવ** પુવારના નામથી દત્તક લઇ ગાદીએ બેસાડ્યો. જોકે રાજ્યનો કટ્ટો શત્રુ મોરારીરાવ મરણ પામ્યો હતો, તોપણ આ વેળા પીંઢારા અને બીજા દુશ્મનો ઉભા થયા હતા. આ લોકોએ એટલો બધો દેશ પોતાને કબજે કર્યો હતો કે ઈ. સ. ૧૮૧૭માં બ્રિટિશ સરકાર તેમને નરમ પાડવાને આ દેશમાં આવી તે વખતે આ રાણીના કબજામાં માત્ર ધાર શહેરજ હતું અને તે પણ તેની બ-

હાદુરી અને દદનાથી ટકી રહ્યું હતું. આ વેળા તેની ઉપજ માત્ર રૂ. ૨૦૦૦૦—૩૦૦૦૦ સુધી થતી હતી. અંગ્રેજ સરકાર સાથે આ રાજ્યને ઈ. સ. ૧૮૧૮ ના જાન્યુઆરીની તા૦ ૧૦ મીના રોજ કોલકરાર થયા. આથી કેટલાંક પરગણાં બળવાખોરોએ લઈ લીધાં હતાં તે જીતીને અંગ્રેજ સરકારે રાજાને પાછાં આપ્યાં. બે વરસ પછી બીજી વધારે ગોઠવણ કરવામાં આવી તેથી ધારનું રાજ્ય ધાર, બદનાવર અને નલછા એટલા મૂલકનું બન્યું. બારીસાનું પરગણું બ્રિટિશ સરકારે પોતાની દેખરેખ નીચે લીધું, અને અલીમોહન ઉર્ફે આલીરાજપુરના રાજ્યની ખંડણીનો હક્ક પણ એ સરકારે લીધો. આના બદલામાં ધારના રાજ્યને વરસ દહાડે રૂ. ૧૧૦૦૦૦ ( એક લાખ દશ હજાર) આપવા એમ ઠરાવ થયો. ઈ. સ. ૧૮૧૯માં વાંસવાડા અને ડુંગરપુરનાં રજપૂત રાજ્યો ઉપરનો ખંડણીનો પોતાનો હક્ક ધારના રાજ્યે અંગ્રેજ સરકારને આપ્યો.

હવે ધારના રાજ્યની સ્થિતિ સુધરવા લાગી. આ વખતે એ રાજ્યમાં બાપુ રઘનાથ નામે એક માણસ પ્રધાન હતો. રાજાના બચપણમાં રાજ્યકારભાર તે કરતો હતો. તેણે પરદેશી અનિયમિત લશ્કર હતું તેને રજા આપી અને તેને બદલે ૩૦૦ બહાદુર સ્વાર અને ૮૦૦ પ્યાદલ લશ્કર રાખ્યું. આ પ્રમાણે ગોઠવણ થવાથી રાજ્યની ઉપજ આઠ વરસ પહેલાં રૂ. ૨૦૦૦૦ ( વીસ હજાર )ની થતી હતી તે વધીને ઈ. સ. ૧૮૨૦ માં રૂ. ૬૬૦૦૦ ની થઈ. દેશમાં સઘળે સલાહશાંતિ થઈ અને તેથી કરીને ખેડુત અને રૈયતને પોતાના જાન માલનું સંરક્ષણ થવાનો વિશ્વાસ પડયો.

બીજે વરસે ( ઈ. સ. ૧૮૨૧ માં ) જુવાન રાજા રામચંદ્રરાવ પુવારનું દોલતરાવ સિંધિયાની ભત્રિજી અન્નપૂર્ણાબાઇ વેરે લગ્ન થયું, તેમાં વરની ઉમર ૧૨ વરસની અને કન્યાની ૮ વરસની હતી. આ લગ્નની ક્રિયા મોટા દબદબાથી ગ્વાલિયરમાં કરવામાં આવી અને બંને રાજ્યના સરદારોને ઘણો સંતોષ થયો. ધારમાં પહેલાં એમ અટકળ કરવામાં આવી હતી કે કન્યા તરફથી પહેરામણીમાં એક લાખ રૂપિઆની વાર્ષિક ઉપજનો મૂલક મળશે પણ તેને બદલે જ્યારે ફક્ત ડેકટણનુંજ પરગણું મળ્યું ત્યારે ધારના સંતોષમાં કાંઈક ઘટાડો થયો. આ ડેકટણ પરગણું પણ પાછળથી સિંધિયાએ લઈ લેવાની કોશિશ કરી હતી.

ઈ. સ. ૧૮૨૬ માં ધારના રાજાએ દોલતરાવ સિંધિયા માંદો હતો, તેની પાસેથી કાંઈ મેળવવાની આશાએ બીજી વારની મુલાકાત લીધી. આ જુવાન રાજાની સ્ત્રી ગ્વાલિયરમાં પરણ્યા પછી ત્યાંની ત્યાંજ રહી હતી અને તેને પોતાને ઘેર જવાની ઘણીજ ઇચ્છા હતી તેથી તેને તેડવાનું તથા દોલતરાવ માંદો હતો તેને નજીકના સગાએ દિલાસો આપવા જવું જોઇએ

એવું બહાનું કાઢી તે ગ્વાલિયર આવ્યો. રામચંદ્રરાવ પોતાની સ્ત્રીને તેડીને ઘેર ગયો પણ તેને કંઈ મૂલક મળ્યો નહિ.

ઈ. સ. ૧૮૨૮–૩૧–૩૫ માં ધારના રાજ્ય સાથે અંગ્રેજોને જે કરાર થયા હતા તેમાં ફેરફાર કરી નવો કરાર કર્યો. આ કરારમાં એમ ઠર્યું કે બારીસાનું પરગણું અંગ્રેજ સરકારે પોતાના હસ્તકમાં લીધું હતું અને ધારના રાજ્યને તેને બદલે અમુક રકમ આપતા હતા, તેમ નહિ આપતાં તે પરગણાનું ખર્ચ જતાં જે બાકી રહે તે આપવું.

ઈ. સ. ૧૮૩૨ માં એક મોટો બનાવ બન્યો. ઉચતરાવ નામે એક માણસે હું ધારના પહેલા રાજા જસવંતરાવ પુવારનો પૌત્ર છું તેથી ગાદી ઉપર મારો હક્ક છે, એમ બતાવી બળવો કર્યો. તેણે ભીલ લોકની મદદવડે દેશમાં લૂટ કરી તથા અસંખ્ય ગામો બાળ્યાં અને તે ૩૦૦૦ ( ત્રણ હજાર ) ઢોરને જંગલમાં લઈ ગયો. ધારના રાજાના પ્રધાન બાપુ રઘનાથે આ બંડમાંથી બચવાને બ્રિટિશ સરકારની મદદ માગી, તેથી તે વચ્ચે પડયા, અને તેમણે ઉચતરાવને દર મહિને રૂ. ૨૦૦) આપવા, તથા તેણે ઢોર વગેરે સઘળું ધારના રાજાને પાછું આપવું એમ ઠરાવ કર્યો. ભીલ લોકની પણ જે ફર્યાદ હતી તેનો પણ એ સરકારે આ વખતે નિકાલ કર્યો.

રામચંદ્રરાવ પુવાર ૧૧ દિવસ માંદો રહી ૨૪ વરસની ઉમરે ઈ. સ. ૧૮૩૨ માં મરણ પામ્યો. તેને કોઈ વારસ નહોતો તેથી તેની વિધવા સ્ત્રી અન્નપૂર્ણાબાઈએ નજીકના સગા મલ્હારરાવને દત્તક લઇ ગાદીએ બેસાડયો, અને તેનું નામ ફેરવી **જસવંતરાવ** પાડયું. તેના ગાદીએ બેઠા પછી બે વરસ વીત્યાબાદ સિંધિયાએ માજીરાજાની સ્ત્રીની પહેરામણીમાં ડેકટણનું જે પરગણું આપ્યું હતું તે પાછું લઈ લીધું, પણ તે તેની પાસે લાંબા વખત સુધી રહ્યું નહિ. ગ્વાલિયરમાં તેના ( સિંધિયાના ) સરદારો અંદર અંદર લડવા લાગ્યા, તેનો લાભ લઈને ધારના રાજાએ તે પાછું પોતાને કબજે લીધું. ભવિષ્યને માટે તેને કાંઈ હરકત ન થાય એમ વિચારી ધારના રાજાએ એ પરગણાનો વહીવટ અંગ્રેજ સરકારે કરવો અને ઉપજમાંથી ખર્ચ જતાં જે બાકી રહે તે આપવું એવી શરતે તે એ સરકારને આપ્યું. આ રાજા ઈ. સ. ૧૮૫૭ માં મરણ પામ્યો. તેને કંઈ સંતાન નહોતું તેથી તેનો ઓરમાઈ ભાઈ **આનંદરાવ** (ત્રીજો) ગાદી ઉપર બેઠો. આ વખતે તેની બાલ્યાવસ્થા હતી. એ સાલમાં ધારના રાજ્યના સરદારોએ અંગ્રેજ સરકાર સામે બંડ કર્યું, પણ તરતજ તેને બેસાડી દઇ રાજ્યને કબજે કરી લેવામાં આવ્યું. હવે તેમની શુદ્ધ ઠેકાણે આવી. તેમણે માફી માગી અને તેથી અંગ્રેજ સરકારે રાજાને એ રાજ્ય પાછું આપ્યું, પરંતુ રાજા મોટી ઉમરનો થાય ત્યાં સુધી બ્રિટિશ સરકાર તરફનો એક અમલદાર નીમી તેની માર્ફત રાજ્ય ચલાવવાનું ઠર્યું. બંડની શિક્ષા એટલી કરવામાં આવી કે બારીસાનું પરગણું જે ઘણાં વરસથી અંગ્રેજ સરકારના વહીવટમાં હતું તે ધારના રાજ્યમાંથી લઈ ભોપાળની બેગમને આપ્યું. ઈ. સ. ૧૮૬૩ માં મહારાજા આનંદરાવ પુવા-

ર લાયક ઉમરના થવાથી અંગ્રેજ સરકારે તેમને રાજ્ય સ્વતંત્રપણે સોંપ્યું અને આજ સુધી તેઓ એ રાજ્ય ઉપર અમલ કરે છે. આનંદરાવ એ ધારના હાલના મહારાજા છે.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ વખતના દરબારમાં મહારાજા આનંદરાવ પુવાર દિલ્હી પધાર્યા. તેમના રાજ્યને એ વખતે એક **પાદશાહી વાવટો** આપવા ઠરાવ થયો, તે પછંવાડેથી લસ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો તેમાં આ મહારાજાએ સારો ભાગ લીધો હતો. મહારાજા આનંદરાવ પુવાર બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લસ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.



**ધાર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર મહૂથી બરોડના રસ્તાપર મહૂથી પશ્ચિમમાં ૩૩ મૈલ, અને બરોડથી પૂર્વમાં ૧૮૩ મૈલને અંતરે આવેલું છે. એની ચારે બાજુએ કોટ છે, તેમાં સારાં સારાં મકાન આવેલાં છે. એ મકાનોમાં મુખ્યત્વે કરીને રાતા પથ્થરની બાંધેલી બે ખવાઈ ગયેલી જૂની મસીદો છે, તે ઉત્તમ કારીગરીની બાંધણીથી બાંધેલી જોવા લાયક છે. એમાં નાનાં મોટાં ૧૦ તળાવ છે. શહેરની બહાર મેદાનમાં ૪૦ ફુટ ઊંચો એક કિલ્લો છે, તેની આસપાસ ૩૫ ફુટ ઊંચાઈનો કોટ છે, તેના ઉપર ચાર ગોળ અને બે ચોખંડા મિનારા છે; તેમાંના મોટા ઉપર રાજાનો મહેલ છે. આ શહેરમાં ૧૧૦૦૦ હિંદુ, ૩૦૦૦ મુસલમાન, અને ૧૦૦૦ પરચૂરણ જાતના લોકો મળી કુલ ૧૫૦૦૦ માણસની વસ્તી છે. ત્યાં એક પોસ્ટ ઑફિસ, દવાખાનું, અને અફીણ તોળવાનો સાંચો છે.

## દેવાસ.

આ રાજ્ય "દેવાસનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા પુવાર જાતના છે, અને તે "રાવરાજા" કહેવાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે સિંધિયાનો મૂલક, પૂર્વે ભોપાળ સંસ્થાન, દક્ષિણે હોલકરનું રાજ્ય, અને પશ્ચિમે ધાર સંસ્થાન આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૫૭૮ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૨૫૦૦૦ (સવા લાખ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૬૦૨૮૯૦ (છ લાખ બે હજાર આઠસેં નેવું) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યની જમીન રસાળ પણ ભોપાળ કરતાં ઉતરતી પ્રતની છે, તેમાં ફક્ત દક્ષિણ તરફની થોડી જમીન ખરબચડી છે. **નીપજ**માં કપાસ, શેરડી, તમાકુ, ઘઉં, તેલીબી વગેરે થાય છે. **જનાવર**—ઘણુંખરૂં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાબર વગેરે અનેક જાતનાં જંગલી જનાવર આ રાજ્ય તાબાના મૂલકમાં કોઇ કોઈ વખત જોવામાં આવે છે; લોકોના ઉપયોગ માટે ગાય, બળદ, ભેંસ, પાડા વગેરે હોય છે. **હવા**—ગરમ છે, દિવસે તાપ અને રાત્રે ટાઢ ઘણી પડે છે. ઉન્હાળામાં તાપ એટલો બધો પડેછે કે માણસના જીવ અકળાઇ જાય છે. વરસાદ ઈશાન કોણમાંથી પુષ્કળ પડતા છે. **નદીઓ**—(૧) ક્ષિપ્રા, એ આ રાજ્યના દક્ષિણ તરફના

ભાગમાં આવેલા ડુંગરમાંથી ઉત્પન્ન થઇ વાયવ્યકોણ તરફ વહેતી જઈ મંદિસરથી થોડે દૂર ચંબલને મળે છે. (૨) કાળીસિંધ, એ દક્ષિણ તરફ આવેલા વિંધ્યાદ્રિમાંથી નીકળી ઉત્તર તરફ વહેતી જઈ ઝાલરાપાટણના મૂલકમાં થઇ બુંદી તથા કોટાની સરહદ ઉપર ચંબલને મળે છે. સિવાય નાની નદીઓ અને નાળાં ઘણાં છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને મરેઠા, ગુજ્જર, આહીર અને રજપૂત લોકોની છે; આ રાજ્યની સ્વભાષા હિંદી અને મરેઠી છે. મુખ્ય શહેર—**દેવાસ,** એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં રાવરાજાને રહેવાના મહેલ ભપકાબંધ અને સુંદર બાંધણીના છે. શહેરમાં પોસ્ટઓફિસ પણ છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પછાડી ન હોય તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૮૭ સ્વાર, ૫૦૦ પ્યાદલ અને પોલીસ, તથા ૧૦ તોપ છે.

**ઇતિહાસ**—દેવાસના રાજ્યકર્તા ધારનાં મહારાજાના કુટુંબી પુવાર જાતના છે. આ પુસ્તકમાં ધારના રાજ્યના ઇતિહાસમાં બતાવેલું છે કે સંભાજી પટેલે કૃષ્ણાજી નામે એક કુંવર પોતાની પાછળ મૂકયો હતો, તેને બાબાજી, સ્યાજી અને કેરૂજી નામે ત્રણ દીકરા હતા; આ ત્રણમાંના પહેલા બાબાજીને સંભાજી અને કાલુજી નામે બે દીકરા હતા. એમ કહેવાય છે કે આ બંને પુરૂષો શાહુરાજાના હાથ નીચે પ્રખ્યાત લશ્કરી સરદાર હતા. વળી એમ પણ બતાવ્યું છે કે ધારના પુવાર સંભાજીથી ઉતરી આવેલા છે. આ ઠેકાણે હવે એટલુંજ જણાવવાનું છે કે તેના ભાઈ કાલુજીના વંશજોએ આ રાજ્ય કેવી રીતે સ્થાપ્યું. કાલુજીને કૃષ્ણાજી, **તુકાજી, જીવાજી,** અને માનાજી નામે ચાર છોકરા હતા. ઇ. સ. ૧૭૨૫–૨૬ માં આમાંનો બીજો અને ત્રીજો નામે તુકાજી તથા જીવાજી પેશ્વા સાથે માળવામાં ગયા અને ત્યાં જઈ એ દેશના પાછલા ભાગમાં આવેલા દેવાસ, સારંગપુર, આલોટ અને બીજા પ્રાંતો કે જેની નામની ઉપજ રૂ. ૨૪૨૯૦૦ (બે લાખ બેતાળીસ હજાર નવસેં) ની હતી, પણ કેટલાક ગરાસિયા સરદારોને રૂ. ૨૬૦૦૦ (છવીસ હજાર) દર વરસે આપવાના હતા, તે તેમણે લડાઈમાં બહાદુરી કરી મેળવ્યા. આ મૂલકની સાથે પેશ્વા સરકારે કેટલાક પ્રાંતની ખંડણી કે જે રૂ. ૭૮૯૨૨ (ઈઠોતેર હજાર નવસેં બાવીસ) ની હતી તે,

અને ત્યાર પછી બુંદેલખંડમાં આવેલો હમીરપુરનો તથા દુઆબમાં કંડોબાનો પ્રાંત આપ્યો. એ મૂલકમાંથી હમીરપુર અને કંડોબા આ બંને પ્રાંતો હાલ તેમની પાસે રહ્યા નથી.

તુકાજીએ અને જીવાજીએ મળીને આ મૂલક મેળવ્યો, તેથી તેમનામાં જ્યારે અણબનાવ થયો ત્યારે તેમણે તેના બે સરખા ભાગ પાડ્યા, અને તેઓ પોતપોતાના ભાગમાં અમલ કરવા લાગ્યા. હજુ સુધી તેમના વંશજો એજ મુજબ પોતપોતાના ભાગ ઉપર અમલ કરે છે. આ રાજ્યનો રાજ્યવહીવટ વિચિત્ર પ્રકારનો છે, તેથી એ વિષે કેટલીએક બિના અહીં બતાવીશું તો તે નિરૂપયોગી નહિ ગણાય.

દેવાસના રાજ્યના ઉપર બતાવ્યા પ્રમાણે બે ભાગ પાડવામાં આવેલા છે, અને તે દરેક ભાગના રાજ્યકર્તાને "રાવરાજા" નો ઇલકાબ છે. રાજ્યના સ્થાપનારની વડીલ શાખાવાળાને "વડો રાવરાજા" અને છોટી શાખાવાળાને "છોટો રાવરાજા" કહે છે. માન મરતબામાં બંને રાજાઓ સરખા છે, તેમજ ભાગ પણ સરખાં છે. સર જૉન માલ્કમ નામે એક અંગ્રેજ અમલદાર લખે છે કે અંગ્રેજ સરકાર તરફથી તેમને માન આબરૂમાં શી રીતે ગણવા તે વિષે તપાસ થઇ હતી. આ બિના તે રાજ્યના એક અમલદારે હસતાં હસતાં સમજાવી હતી. તેણે કહ્યું હતું કે "જો કોઈ ગામડીઓ એક ચૂનાનો કડકો ભેટ કરે છે તો તેના બે સરખા ભાગ પાડવામાં આવે છે અને તે બંને રાજાઓ લે છે." તે અમલદાર વળી લખે છે કે તેઓના સરદારો સંપ સંપીને ચાલતા, પણ તેઓ કેટલીક વેળા એકજ ધણીનું ઉપરીપણું નહિ હોવાથી તકરાર કરી લડતા હતા. આ કારણથી તે બંને ભાઈઓએ ભવિષ્યનો વિચાર કરીને બંને તરફથી એકજ કારભારી નીમી તેની મારફત રાજ્ય ચલાવવું એમ ઠરાવ કર્યો હતો; તે હજુ પણ ચાલે છે. તેમણે રાજ્યના એક આબરૂદાર જૂના નોકરને એ જગ્યો આપી હતી, તેથી પાછળથી તેમના રાજ્યમાં ઘણો સુધારો થયો હતો. તુકાજી અને જીવાજી પછીના ગાદીએ બેસનારાઓએ ઘણીજ મુસ્કેલીનો વખત કાઢ્યો હતો. તેમના તથા તેમની રૈયતના કમનશીબથી તેમનું રાજ્ય મધ્યહિંદના ઘણાજ ખરાબ ભાગમાં આવેલું હોવાથી, તથા તેમની પાસે લશ્કર નહોતું તેથી સિંધિયા, હોલકર અને પીંઢારાઓથી તેઓ વારંવાર લૂંટાતા હતા; વળી આ પ્રમાણે થવાથીજ તેમણે પોતાના રાજ્યની હદથી દૂર આવેલો હમીર-

પુર તથા કંઢોબાનો મુલક ખોયો હતો. એક વખતે સિંધિયાએ સારંગપુર કબજે કર્યું હતું, પણ ઇ. સ. ૧૮૧૭–૧૯ માં જ્યારે પીંઢારાની લડાઈ બંધ પડી ત્યારે તેમને અંગ્રેજોએ તે પાછું આપ્યું આવી રીતે અને આવી સ્થિતિમાં રહીને તેમણે પોતાના દેશનો થોડો ભાગ જાળવી રાખ્યો એ આશ્ચર્ય જેવું છે.

તુકાજી પુવારને છોકરો નહોતો, તેથી તેણે પોતાના મોટા ભાઈના પૌત્ર કૃષ્ણાજીને દત્તક લીધો હતો,તે તેના મરણ પછી ગાદીએ બેઠો: કૃષ્ણાજી પણ અપુત્ર મરણ પામ્યો. તેણે પોતાના ભાઇ રાણોજીના દીકરા **તુકાજીને** દત્તક લીધો હતો, તે તેના પછી એ ગાદીએ આવ્યો. તુકાજી ઇ. સ. ૧૮૨૪માં બીન ફરજંદે ગુજરી ગયો. તેના પછી તેનો દત્તક લીધેલો કુંવર **રુકમંદરાવ** ઉર્ફે **ખાસેહસાહેબ** ગાદીએ બેઠો. તે ઇ. સ. ૧૮૬૦ માં કૈલાસવાસી થયો, તેના પછી એ ગાદીએ તેનો દત્તક લીધેલો કુંવર **કૃષ્ણાજીરાવ** બેઠો. આ વખતે તે નાની ઉમરનો હતો તેથી તે રાજ્ય બ્રિટિશસરકારે પોતાના હસ્તકમાં લીધું, પણ જ્યારે તે ઈ. સ. ૧૮૬૭ માં લાયક ઉમરનો થયો ત્યારે તેમણે તેને રાજ્યનો કુલ અખ્તિયાર આપ્યો અને ત્યારથી તે આજ દિન સુધી તે એ રાજ્યની વડી શાખાવાળા ભાગ ઉપર અમલ કરે છે.

રાજ્યના બીજા સ્થાપનાર જીવાજી પુવારને સદાશિવરાવ અને આનંદરાવ નામે બે દીકરા હતા. આમાંનો પહેલો સદાશિવરાવ પ્રથમથીજ મરણ પામ્યો હતો. તેને એક રકમા નામે છોકરો હતો, તે પણ તેના બાપના મરણ પછી થોડાક વખતમાં ગુજરી ગયો હતો તેથી એ ગાદી ઉપર જીવાજીરાવ પુવાર પછી **આનંદરાવ** (પહેલો) બેઠો. આનંદરાવ પછી તેનો દીકરો **હયબતરાવ** ગાદીએ આવ્યો. હયબતરાવ પણ થોડોક વખત રાજ્ય કરી વારસ સિવાય ગુજરી ગયો. તેના મરણ પછી આ રાજ્ય સ્થાપનારના સૌથી નાનાભાઈ માનાજીનો પૌત્ર નીલકંઠરાવ દત્તક થઈ ગાદીએ બેઠો, અને તેનું નામ ફેરવી **આનંદરાવ** (બીજો) પાડવામાં આવ્યું. તે ઇ. સ. ૧૮૩૭ માં બીન ફરજંદે મરણ પામ્યો, તેથી એ ગાદીએ **હયબતરાવ** (બીજો) દત્તક થઇ બેઠો. આ રાજાએ ઈ. સ. ૧૮૫૮ માં એક એવી શરતે દત્તક લીધો કે, જો મને ઇશ્વર ઇચ્છાથી પુત્ર થાય તો દત્તક લીધેલાનો હક્ક નહિ. હયબતરાવ ઈ. સ. ૧૮૬૪ માં ગુજરી ગયા તેથી આ ભાગ્યશાળી કુંવર **નારણરાવ** પુવારના નામથી ગાદીએ બેઠા. એ દેવાસના

રાજ્યની છોટી શાખાવાળા ભાગના હાલના રાવરાજા છે.

જ્યારે આ બંને શાખાવાળાઓ ગાદીએ બેઠા ત્યારે તેમની બાલ્યાવસ્થા હતી, તેથી રાજ્યકારભાર એજંટ ટુ ધ ગવર્નર જનરલની દેખરેખ નીચે ગોવિંદરાવ રામચંદ્ર નામે એક આબરૂદાર પુરૂષ માર્ફત ચલાવવામાં આવ્યો. ઈ. સ. ૧૮૬૭ માં મોટી શાખાવાળા કૃષ્ણાજી પુવાર લાયક ઉમરના થયા એટલે ઉપર બતાવ્યા પ્રમાણે તેમને સ્વતંત્રપણે રાજ્ય સોંપ્યું. એજ મુજબ છોટી શાખાવાળાને પણ લાયક ઉમરના થયે સ્વતંત્રપણે રાજ્ય સોંપવામાં આવ્યું છે, અને આજ દિન સુધી તેઓ પોત પોતાના ભાગ ઉપર અમલ કરે છે.

ધારના રાજ્યની પેઠે દેવાસની જે આબાદાની થઇ તે ઇ. સ. ૧૮૧૮ માં અંગ્રેજ સરકારના હાથ ઘાલવાથી થઈ. એ સાલમાં બ્રિટિશ સરકારે આ રાજ્ય મરેઠા, સિંધિયા તથા હોલકરના જૂલમથી પાયમાલ થતું જોઈ પોતાના રક્ષણમાં લીધું અને ત્યારથી તેઓ નિશ્ચિંતપણે એ રાજ્ય ઉપર અમલ કરવા લાગ્યા. સારંગપુરનું પરગણું સિંધિયાએ લઇ લીધું હતુ, તે આ વખતે તેમને પાછું અપાવ્યું. વળી બંને રાજાઓને અંગ્રેજ સરકારે એ સાલમાં દેવાસ, આલોટ, સારંગપુર, ગુરગુચા, બીગનાઉદ અને બાગાઉડના રાજ્યકર્તા તરિકે ગણ્યા. ઇ. સ. ૧૮૨૮ માં તેમના મૂલકથી ઘણે દૂર આવેલું બાગાઉડનું પરગણું બ્રિટિશ સરકારે પોતાના વહીવટમાં લીધું અને રાજાને ખર્ચ જતાં બાકીની ઉપજ આપવી એમ ઠરાવ્યું. ઉપર પ્રમાણે બંદોબસ્ત થવાથી સઘળે શાંતિ થઇ. ફક્ત ઈ. સ. ૧૮૩૪ માં રઘુગઢના ઠાકોરે લૂંટ કરી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો, પરંતુ તરતજ તેને પકડી કેદ કરી નરમ પાડવામાં આવ્યો. આ પછી એ દેશમાં કોઈ વખત ટંટો કે બખેડો થયો નથી.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં લાર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ વખતના દરબારમાં રાજ્યની છોટી શાખાવાળા નારણરાવ પુરાવ દિલ્હી પધાર્યા. ત્યાં તેમના રાજ્યને એક **પાદશાહી વાવટો** આપવા ઠરાવ થયો, તે લશ્કરી દમામ સાથે પછવાડેથી તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને રાજ્ય કરતાં પૂરાં ૫૦

વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યના રાવરાજાઓએ સારો ભાગ લઇ બ્રિટિશ સરકાર તરફ પોતાની વફાદારી બતાવી હતી. મોટી શાખાવાળા કૃષ્ણાજી પુવાર બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૭ તોપ, તથા છોટી શાખાવાળાને પણ એજ મુજબ સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.




**દેવાસ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર ઇંદોરથી ઇશાનકોણમાં ૨૦ મૈલને અંતરે આવેલું છે. આ રાજ્યના બંને સરદારો શહેરમાં જુદા જુદા મહેલમાં રહે છે. એ શહેરમાં વસ્તી ૧૨૦૦૦ માણસની છે.

શહેરમાં પોસ્ટ ઑફિસ, પરદેશીઓને ઉતરવા માટે એક બંગલો અને દવાખાનું છે. શહેરથી વાયવ્ય કોણમાં ૩૦૦ ફુટ ઊંચી એક ટેકરી છે, તેના ઉપર ચામુંડા દેવીનું મંદીર છે. વળી તે ટેકરી ઉપર મહાદેવનું દેવળ અને તળાવ છે.

## રતલામ.

આ રાજ્ય "રતલામનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી રાઠોડ જાતના રજપૂત છે, અને તે "રાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે જાવરા સંસ્થાન, પૂર્વે હોલકર તથા સિંધિયાનો મૂલક, દક્ષિણે ધારનું રાજ્ય, અને પશ્ચિમે વાંસવાડા તથા પ્રતાપગઢનાં રાજ્ય આવેલાં છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૨૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૦૦૦૦૦ (એક લાખ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૩૦૦૦૦૦ (તેર લાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—કેટલોક મૂલક ખુલ્લો અને સપાટ છે, તેમજ કેટલોક ઝાડી અને જંગલોવાળો છે. **નદી**—મહી, એ માળવામાં આવેલા અમઝરા ગામ પાસેના ડુંગરમાંથી નીકળી આ રાજ્યમાં થઈ આગળ જતાં ગૂજરાતમાં પ્રવેશ કરી લુણાવાડાના રાજ્યના મૂલકમાં થઈ ખંભાત આગળ એજ નામના અખાતને મળે છે. સિવાય નાનાં નાનાં નાળાં અને ઝરા પુષ્કળ છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઈશાનકોણમાંથી ઘણો વરસેછે. **જમીન તથા નીપજ**—આ રાજ્યના ઘણા ભાગની જમીન રસાળ છે; તેમાં ઘઉં, બાજરી, તેલ કાઢવાનાં બી, અફીણ વગેરે નીપજે છે. **જનાવર**—લોકો ગાય, બળદ, ભેંસો વગેરે પાળે છે; અને વાઘ, વરૂ, ચિત્રા, હરણ વગેરે ઘણી જાતનાં જંગલી જનાવર ઝાડી અને જંગલવાળા ભાગમાં જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત, બ્રાહ્મણ, વાણિયા અને થોડા પરચૂરણ જાતના લોકોની છે; અહીંની ભાષા હિંદુસ્તાની છે. **રેલવે**—અજમેરથી નસીરાબાદ ઉપર થઇને દક્ષિણ તરફ "સિંધિયા નિમચસ્ટેટ રેલવે" નામે જે રેલવે લાઈન જાય છે તેનો થોડો ભાગ આ રાજ્ય તાબાના મૂલકમાં થઈ પસાર થાય છે. મુખ્ય શહેર—**રતલામ**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર અને

બપકાબંધ બાંધણીના છે. આ શહેર રેલવેનું સ્ટેશન છે, તથા ત્યાં તારઑફિસ પણ છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વગર નજરાણે આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૧૩૬ સ્વાર, ૬૫૯ પ્યાદલ અને પોલીસ, ૫ લડાઈની તોપ તથા ૧૨ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—રતલામના રાજ્યકર્તા મારવાડ (જોધપુર)ના મહારાજાના કુટુંબી રાઠોડ* જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના કરનાર **રતનસિંહ** થયા. એ રાજા ઉદયસિંહના સાતમા કુંવર દલપતસિંહના પૌત્ર હતા. જ્યારે મારવાડની ગાદીએ ઉદયસિંહ પછી તેમના પાટવી કુંવર સૂરસિંહ બેઠા, ત્યારે તેમણે પોતાનાં નાના ભાઇ દલપતસિંહને ઉદારતા વાપરી એક જાગીર આપી. આ જાગીરમાં જલોર, બલહીરા, ખેરડા અને પીસાગુન તથા અજમેરની પાસેનો મૂલક આવ્યો હતો. દલપતસિંહના મરણ પછી તેનો દીકરો મહેશદાસ ઇ. સ. ૧૬૦૯ માં જલોરની ગાદીએ બેઠો. આ રાજાએ સંકટ વખતે એટલી બધી સમયસૂચકતા અને રણક્ષેત્રમાં પરાક્રમ બતાવ્યું કે તેથી કરીને તેના ઉપર શાહજહાં પાદશાહ ઘણો ખુશ થઈ ગયો તથા તેણે તેની જાગીરમાં ઘણો વધારો કરી આપ્યો. તેનું નોંધ લેવા જોગ એક પરાક્રમ દોલતાબાદનો કિલ્લો તોડયો તે છે. એ કિલ્લો તેણે મહાભારત લડાઈ કરીને લીધો અને તેમાં તેના બે ભાઈ કપાઈ મૂઆ તથા તે પોતે પણ ઘવાયો. આ વખાણવા લાયક નોકરીના બદલામાં તેને ફુલીઆ પરગણામાંનાં ૮૪ તથા જહાજપુર પરગણામાંનાં ૩૮૫ ગામની જાગીર શાહજહાં પાદશાહે આપી તથા શેહાઝરીનો હોદ્દો આપ્યો. આ પછી મહેશદાસ ઇ. સ. ૧૬૪૫માં મરણ પામ્યો.

મહેશદાસની કરેલી નોકરી જે વખતે પાદશાહના ધ્યાનમાં તાજી રહેલી હતી તે વખતે તેનો દીકરો **રતનસિંહ** દરબારમાં આવ્યો. આ વખતે તે ૨૩ વરસનો હતો અને તેના બાપના જેવોજ બહાદુર તથા રાજ્યલોભી પણ હતો. તેણે એક છૂટી ગએલો હાથી પોતાના ઉપર ધશી આવતો હતો તેના સામે થઈ તેને ઘાયલ કર્યો. તેની આ બહાદુરી જોઈ પાદશાહે તેને ૫૩૦૦૦૦

---

* રાઠોડની ઉત્પત્તિ વિષે વધારે હકીકત જાણવી હોય તો રાજપુતાણામાં જોધપુરના રાજ્યનો ઇતિહાસ જુઓ.

(ત્રેપન લાખ) રૂપિઆની કિમતી જાગીર તથા ૧૨ મોટાં પરગણાં બક્ષિશમાં આપ્યાં; વળી તેને એક કટાર પણ આપી. રતનસિંહે જે ખંજર વડે આ બહાદુરી ભરેલું કામ કર્યું હતું, તે હજુ સુધી રતલામના હથિયારખાનામાં જાળવી રાખેલું છે. અને ઇ. સ. ૧૬૪૬ ની સાલથી એટલે જે વખતે તેને હાથીના માથામાં ખોશી ઘાલવામાં આવ્યું હતું તે વખતથી તેના વંશજો તેને પૂજ્ય ગણેછે. પાદશાહે આ વખતે રતનસિંહને ઉપરની જાગીર સાથે શેહાઝરી, ચોર, મોરછલ, સરજમુખી ઇત્યાદિ અધિકારનાં ચિન્હ પણ માનખાતર આપ્યાં.

રતનસિંહે માળવામાં આવ્યા પછી તરતજ એક શહેર વસાવ્યું તથા તેનું નામ પોતાના નામ ઉપરથી **"રતલામ"** પાડયું અને ત્યાં રાજ્યગાદી કરી. તે લાંબા વખત સુધી ઘેર રહ્યો નહિ એટલામાં મુરાદ તથા ઔરંગજેબ જેમણે એવું બહાનું કાઢયું હતું કે અમો અમારા બિમાર પિતાને મળવા જઇએ છીએ, તે બળવાખોર મુરાદ અને ઔરંગજેબના એકઠા થએલા લશ્કરને રોકવાને માટે પાદશાહી લશ્કર સહિત મારવાડના રાજા જસવંતસિંહને મોકલવામાં આવ્યો; તેની મદદમાં જવાને રતનસિંહને પાદશાહ તરફથી તેડું થયું. ઉજ્જન શહેરની પાસે એક નાનું ગામડું કે જે પાછળથી ફતેહાબાદ કહેવાયું, ત્યાં આગળ જસવંતસિંહે પોતાની છાવણી નાંખી હતી તથા તે જગો મજબૂત કરી હતી, પણ કાસમખાનની અદેખાઈ અને દગાથી પાદશાહી લશ્કરનો પરાજય થયો. આ પ્રસંગનો અગાઉથી વિચાર કરીને જસવંતસિંહ લશ્કર છોડી તેની સરદારી પોતાના ભત્રિજા રતનસિંહને આપી મારવાડમાં જતો રહ્યો. શત્રુના દળરૂપી ભરતીની સામે થવાને રતનસિંહે પોતાનાથી બને તેટલું કર્યું. તે વીણી કાઢેલા રજપૂત સ્વારો લઈ મરણીઆ થઈ દુશ્મન ઉપર તૂટી પડયો તથા તેણે તેમના લશ્કરમાં એટલો બધો ત્રાસ પાડયો કે તેઓ પાછા હઠયા, પણ તેજ તકે મુરાદ બીજી મદદ સહિત આવી પહોંચ્યો. એથી રતનસિંહ હારી ગયો અને તે પોતાના હજારો રજપૂત ભાઇઓ સહિત રણમાં પડયો. તેનું શરીર જે જગ્યા ઉપર ભાંગેલા ભાલાની ચિતા ખડકી બાળવામાં આવ્યું હતું ત્યાં આગળ એક ચોતરો કરી લેવામાં આવ્યો હતો, તે હજુ સુધી છે. તેની સાત રાણીઓ તેની પાછળ તેની પાઘડી લઈ ચિતામાં પડી બળી મુઈ. આ નામ કાઢે એવા રાજાએ પોતાને મળેલી નવી મોટી પદવી પૂરાં છ વરસ નહિ ભોગવી તેટ-

ભામાં તેને સોંપેલી ફરજ અદા કરતાં ૨૯ વરસની કાચી ઉમરે તેણે પોતાની જીંદગીનો ભોગ આપ્યો.

રતનસિંહે મરતી વખતે પોતાનું રાજ્ય પોતાના સઘળા દીકરાઓને વહેંચી આપ્યું હોય એમ જણાય છે. કેવી રીતે વહેંચણ થઈ તે જાણવામાં આવ્યું નથી, પરંતુ એટલું તો નક્કી છે કે રતલામ ગાદીનું સ્થળ હોવાથી તે બીજા કરતાં મોટી હોવી જોઇએ. તેના પછી ગાદીએ બેસનાર કાચી ઉમરના હતા, તેથી તેનો લાભ લઇને પાડોશીઓએ આ રાજ્યનો ઘણો ભાગ પડાવી લીધો. દાખલા તરિકે રામપુરીઆને માટે ઝાબુઆ અને રતલામના રાજ્ય વચ્ચે હાલ તકરાર ચાલે છે. વળી એમ પણ માલૂમ પડે છે કે દૂપી પાદશાહે પણ તે કુટુંબની મિલ્કતનો મોટો ભાગ પડાવી લીધો હતો.

રતનસિંહ પાછળ રતલામની ગાદીએ કોણ બેઠું તે વિષે જુદા જુદા મત છે, પણ શોધ કરવાથી સાફ માલૂમ પડે છે કે તેનો પાટવી કુંવર **રામસિંહ** તેના પછી ગાદીએ બેઠો. તેણે વીસ વરસ સુધી રાજ્ય કર્યું. તે દક્ષિણમાં એક લડાઇમાં મરાયો અને તેની પછી **શિવસિંહ** ગાદીએ બેઠો. શિવસિંહ મરણ પામ્યો ત્યારે તેને કાંઈ છોકરૂં નહોતું, તોપણ પછી ઉમરાવ લોકો સામા થયા તેને નહિ ગણકારતાં ખાલી પડેલી ગાદીએ રામસિંહનો અનૌરસ પુત્ર **કેશોદાસ** બેઠો. કેશોદાસે ઉપર પ્રમાણે ગાદી છીનાવી લીધી તથા તે પોતે ૧૨૦૦૦ (બાર હજાર) રાઠોડ લોકનો સૂર્ય છે એવું કહેવડાવતો, તેથી અમીર લોક ઘણા ગુસ્સે થયા. તે પોતાના અમીરો સાથે સલાહ કરવાનો વિચાર કરતો હતો એટલામાં તેના કમનશીબે પાદશાહની તેના ઉપર ઇતરાજી થઈ, કારણ કે તેણે એક મુસલમાન અમીરને મારી નાંખ્યો હતો. આ તકનો લાભ લઇને તેના દુસ્મનોએ તે નીચકુળનો છે એમ પાદશાહને જાહેર કર્યું તથા તેને પદભ્રષ્ટ કરાવ્યો. તેના પછી રતનસિંહનો એક દીકરો **છતરસાલ** ગાદીએ બેઠો. આ રાજાએ પોતાની નોકરીનો ઘણો ભાગ પાદશાહની સોબતમાં દક્ષિણમાં ગાળ્યો. રાજા છતરસાલે ગોવળકોંડા અને વિજાપુરની, તેમજ રાયગઢ અને ઝીંઝીની લડાઇઓ વખતે પાદશાહની સારી નોકરી બજાવી. વળી તે બહાદુરશાહની સાથે મીરજા કામબક્ષ સાથેની લડાઈમાં ગયો હતો. પછી પાદશાહી લસ્કર સાથે તે ઈ. સ. ૧૭૦૯ માં ઘેર આવ્યો અને ફરીથી એજ સાલમાં દક્ષિણમાં જવા નીકળ્યો. ત્યાં પન્નાળ આગળ તે ઘણી બહાદુરીથી લડયો. તેનો વડો દીકરો હઠીસિંહ દક્ષિણમાં એક લડાઈમાં

માર્યો ગયો, તેથી તેનું મન મોજશોખ અને રાજ્યલોભ ઉપરથી ઉઠી ગયું. તે ત્યાંથી ઘેર પાછો આવ્યો અને તેણે પોતાના પુત્ર તથા પૌત્ર વચ્ચે રાજ્ય વહેંચી આપ્યું અને તે પોતે સંસાર ત્યાગ કરી ઉજ્જન આગળ જોગી થઈ ગયો; ત્યાં તેણે પોતાનું બાકીનું આયુષ્ય પૂજા અને ભક્તિમાં ગાળ્યું. તેના અમલના પાછલા ભાગમાં આગળ બીન હક્કે ગાદી પચાવી પડનાર કેશોદાસ પોતાને માટે સીતામહૂની જાગીર મેળવવામાં ફતેહ પામ્યો. છત્રસાલના ભાગમાંથી તેના દીકરા કેશરીસિંહને રતલામ અને પ્રતાપસિંહને રાવટી તથા તેના પાટવી પૌત્ર બૈરીસાલને ધમનોડ મળ્યાં. પ્રતાપસિંહની અદેખાઇને લીધે કુટુંબમાં કલહ ઉત્પન્ન થયો. બૈરીસાલને તેના કાકા પ્રતાપસિંહની પાપી ધારણા ઉપર અણભરોંસો આવવાથી પોતાની જાગીર પોતાના કાકા કેશરીસિંહને કબજે રહેવા દઇને તે જયપુર નાશી ગયો. હિમ્મતવાન અને ખોટું કામ કરતાં આચકો ન ખાય એવા પ્રતાપસિંહે પ્રણા દુષ્ટભાવથી પોતાના ભત્રિજાની જાગીર રતલામના રાજ્ય સાથે જોડી દેવાના ઈરાદાથી કેશરીસિંહને પકડયો અને તેને ઈ. સ. ૧૭૧૭ માં મારી નાંખ્યો, પણ ખરાબ રસ્તે મેળવેલી સત્તા લાંબા વખત સુધી ચાલી નહિ.

કેશરીસિંહનો સૌથી વડો દીકરો માનસિંહ આ વખતે દિલ્હીમાં રહેતો હતો, તેને તેના નાના ભાઈ જયસિંહે આ ખેદકારક બનાવની ખબર આપી. એ જયસિંહ નાશીને નરવરના રાજાના આશ્રય તળે જઈ રહ્યો હતો. માનસિંહ તરતજ પાદશાહી લશ્કરની મદદ લઇને દિલ્હીથી નીકળ્યો તથા નરવરથી મદદગાર લશ્કર લઇને જયસિંહ પણ તેને મંદેસર આગળ આવી મળ્યો. પછી બંને ભાઇઓએ રતલામ ઉપર કૂચ કરી અને તેઓ પોતાના કાકા પ્રતાપસિંહને સગોડ આગળ મળ્યા. આ ઠેકાણે એક મોટી લડાઈ થઈ તેમાં પ્રતાપસિંહ હાર્યો અને માર્યો ગયો.

હવે **માનસિંહ** ગાદીએ બેઠો. પોતાનાં સગાંવહાલાં અને દોસ્તોને તેણે જાગીરો બક્ષિશ કરી, તેને લીધે આ રાજાનું રાજ્ય પ્રખ્યાત થયું. તેની મોટામાં મોટી બક્ષિશ પોતાના નાના ભાઈ જયસિંહને કરેલી તે હતી; તેનાથી સીલાણના રાજ્યની ઉત્પત્તિ થઈ. આ રાજાના વખતમાં મરેઠાઓએ પહેલ વહેલો દેખાવ દીધો અને તેમની સાથે થોડીક નાની નાની લડાઇઓ થઈ તેમાં માનસિંહ એક સરખી રીતે ફતેહ પામ્યો. આ સિવાય તેના વખતમાં કાંઈ જાણવા જોગ બનાવ બન્યો નથી. તે ઈ. સ. ૧૭૪૪ માં મ-

રણ પામ્યો. તેના પછી તેનો દીકરો **પૃથ્વીસિંહ** ગાદીએ આવ્યો. આ રાજાના વખતમાં મરેઠા લોકોએ દેશ ઉજડ કરવા માંડ્યો. તેઓ વારંવાર હુમલા કરતા તેથી તેમને પૈસા આપીને તેમનાં મન મનાવવાં પડતાં હતાં. આ પ્રમાણે ત્રીસ વરસ સુધી દુઃખદાયક રીતે રાજ્ય કરીને તે ઈ. સ. ૧૭૭૪ માં ગુજરી ગયો.

પૃથ્વીસિંહ પછી એ ગાદીએ **પદમસિંહ** બેઠો. હું મરેઠાઓને રોકી શકવાને અશક્ત છું એમ ધારી તેણે તેમને વાર્ષિક ખંડણી આપવાને કબૂલ કર્યું. ઈ. સ. ૧૮૦૧ માં તેનું મરણ થયું.

પદમસિંહના મરણ પછી **પરબતસિંહ** ગાદીએ બેઠો. આ રાજાના વખતમાં મરેઠા લોકોએ કરેલી ખરાબી ઘણીજ ત્રાસદાયક હતી. જસવંતરાવ હોલકરે એ વખત રતલામને લૂંટ્યું, ધારના રાજાએ એક છેડાથી તે બીજા છેડા સુધી મૂલક ઉજડ કર્યો, અને સિંધિયાની ખંડણી ચઢી ગઈ ત્યારે રતલામના દુઃખમાં જરા અધૂરૂં હતું તે પૂરૂં કરવાને બાપુ સિંધિયાની સરદારી હેઠળ સિંધિયાનું લશ્કર રતલામ ઉપર ચઢી આવ્યું. પદમસિંહ સિંધિયાની માગણી પૂરી કરવાને અશક્ત હતો, કેમકે રાજ્ય ઉજડ થઈ ગયું હતું અને ઉપજ છેક ઘટી જાઈ નહિ જેવી થઈ ગઈ હતી, તેથી કરીને હવે હથિયાર પકડ્યા સિવાય બીજો ઇલાજ નહોતો. તેણે ૧૨૦૦૦ રજપૂતોની સરદારી ધારણ કરીને મોટા લશ્કર સામે મરણીઆ થઈ લડવાનો ઇરાદો કર્યો; પરંતુ સર જૉન માલ્કમ વચ્ચે પડ્યો, અને તેથી કરીને ખૂનરેજી થતી અટકી. તેણે બ્રિટિશ સરકાર તરફથી બરોબર વખતસર ખડણી અપાવવાની કબૂલત કરી આપી અને સિંધિયા પાસે કબૂલ કરાવ્યું કે "અમે રતલામના રાજ્યમાં કદી લશ્કર મોકલીશું નહિ તથા તેના રાજ્યકાજમાં અને વારસા સંબંધી તકરારમાં વચ્ચે પડીશું નહિ." આ કરાર ઈ. સ. ૧૮૧૯માં થયો.

પરબતસિંહના મરણ પછી ઇ. સ. ૧૮૨૫ માં **બળવંતસિંહ** ૧૧ વરસની કાચી ઉમરે ગાદીએ બેઠો. તેની બાલ્યાવસ્થામાં તેના રાજ્યનો વહીવટ મહિદપુરનો પોલિટિકલ એજંટ કર્નલ બાર્થવીક કરતો હતો. તેના અમલમાં રાજ્યમાં ઘણી આબાદી થઇ તથા શહેરમાં ઘણો સુધારો થયો. જ્યારે તે પાકી ઉમરનો થયો ત્યારે આ આબાદ થએલું રાજ્ય તેને સ્વતંત્રરીતે સોંપવામાં આવ્યું. જુવાનીમાં તેનું વલણ મોજશોખ તરફ વધારે હતું. જો કે કામકાજમાં તે થોડું મન ઘાલતો હતો તોપણ તેની કાંઇક સારી

સમજણને લીધે તથા પાછલા સારા વહીવટથી રાજ્યમાં કંઇ ઝઘડો કે બખેડો થયો નહિ. તેનામા ઉડાઉપણું હોવા છતાં મરણ વખતે તે પોતાની પાછળ સિક્કા અને જવાહીર મળીને ૪૦ લાખ રૂપિઆનો ખજાનો મૂકી ગયો. ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે આ રાજાએ બ્રિટિશ સરકારની સારી નોકરી બજાવી, તેથી તેની પાછળ ગાદીએ બેસનારને સરકાર તરફથી માનનો પોશાક મળ્યો.

તેના પછી રાજા માનસિંહથી પાંચમી પેઢીનો ઝરવસનો **ભૈરવસિંહ** દત્તક થઇ ૧૮ વરસની ઉમરે ઈ. સ. ૧૮૫૮ (સંવત ૧૯૧૪) માં ગાદીએ બેઠો. તે અપ્રસિદ્ધ જગોમાં ઉછરેલો હોવાથી રાજ્ય શી રીતે ચલાવવું તેની તેને માહિતી નહોતી. તેણે બખ્તાવરસિંહ સોનગરા નામે પોતાના બાપના વખતના કામદાર ઉપર પૂર્ણ ભરોંસો રાખ્યો. આ નિમકહરામ કામદારે પોતાના ધણીએ જે સત્તા સોંપેલી તેનો અવળી રીતે ઉપયોગ કર્યો. તેણે પોતાના દોસ્ત એક વાણિયાના છોકરાને પોતાનો ડેપ્યુટી નીમ્યો, તેથી સઘળી જગાઓ આ ડેપ્યુટીના સગા અને મિત્રોથી ભરાઈ ગઇ. કામદારના માણસો ઘણી બારીકાઇથી રાજાની ચોકશી રાખતા અને તેઓ હમેશા રાજાની આજુબાજુ રહેતા અને બહાર શું ચાલે છે તેની તેને બિલકુલ ખબર પડવા દેતા નહિ. છ વરસ સુધી લૂંટ ચલાવ્યા બાદ આખરે ખજાનો ખાલી થઈ ગયો; મહેસૂલમાં ગુંચવાડો થયો; અને રાજ્યને માથે દેવું થઈ ગયું; જે વાળવાને પાછળથી દશ વરસ લાગ્યાં. મેં કામદાર ઉપર ભરોંસો રાખવામાં ભૂલ કરી છે એવો જ્યારે આ ભલા રાજાને વહેમ આવ્યો, ત્યારે તેણે તે નિમકહરામ કામદારના પંજામાંથી મુક્ત થવાને પ્રયત્ન કર્યો. પછી તે એકાએક માંદો પડયો, અને પોતાની પાછળ દેવાળિયું રાજ્ય, એક લાખ કંગાલ ખેડુત તથા બે વરસનો એક રણજીતસિંહ નામે નાનો દીકરો મૂકી ઇ. સ. ૧૮૬૪ ના જાન્યુઆરીની તા. ૨૭મીના રોજ મરણ પામ્યો.

ભૈરવસિંહ પછી તેના બે વરસના કુંવર **રણજીતસિંહ** ગાદીએ બેઠા. આ વખતે તે કાચી ઉમરના હતા, તેથી બ્રિટિશ સરકારે ખાનબહાદુર મીર શાહમતઅલ્લી ( હાલ સી. એસ. આઈ.) ને રતલામનો સુપરિન્ટેન્ડેન્ટ નીમી તેની માર્ફત રાજ્ય ચલાવ્યું. પોતાના કારભારમાં આ માણસે ઘણા સુધારા દાખલ કર્યા. તેણે રસ્તા સુધરાવ્યા તથા શહેરમાં સડકો બંધાવી. જાહેર બાંધકામ એટલાં બધાં બાંધવામાં આવ્યાં કે તેનું વર્ણન આ ટુંક ઇતિહાસમાં થઇ શકે તેમ નથી. ફક્ત એટલુંજ કહેવું બસ છે કે ઈ. સ. ૧૮૬૫ થી ૧૮૭૩ સુધીમાં ૮૬ પૂલ, નાળાં અને જુદી જુદી જાતનાં બીજાં કામ બાં-

ધવામાં આવ્યાં. આ સઘળાંમાં અમૃતસાગર પૂલ, ત્રીવેણી નહાવાનો ઘાટ, અને રામબાગ એ ઘણાંજ પ્રસિદ્ધ છે. સરકારી મકાનોમાં કૉલેજ, રાજાનો મહેલ, જે તેના નામ ઉપરથી રણજીતવિલાસ કહેવાય છે તે, અને રામબાગ કોઠી એ ઘણાંજ પ્રખ્યાત છે.

ગવર્નર જનરલના એજંટની પોતાની સૂચનાથી અને મુખ્યત્વે કરીને મેજર જનરલ સર હેનરી ડેલી, કે. સી. બી.ની ભારે મદદથી મીર શાહમૃતઅલીએ જે સુધારા દાખલ કરેલા તેનો નીતિ સંબંધી ભાગ વધારે લક્ષમાં લેવા જોગ છે. ચાર ખાતાંવાળી એક કૉલેજ સ્થાપવામાં આવી, તેની આ શહેરમાં ઘણીજ જરૂર હતી. ગામમાં અને દેશમાં સઘળે ઠેકાણે સંખ્યાબંધ વેર્ન્યાકયુલર સ્કૂલો ઉઘાડવામાં આવી; તેમાં કેટલીક કન્યાશાળાઓ પણ હતી. આથી કરીને આ ભાગમાં કેળવણી ઘણીજ અજાણી હતી તેને ઉત્તેજન મળ્યું. ન્યાય સંબંધી, ફોજદારી, અને મુલ્કી ખાતાને માટે કાયદા બાંધવામાં આવ્યા; તેમાં લોકોની રીતભાત, ધારા, અને રિવાજ ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવ્યું. આ સિવાય બીજા પણ કેટલાક સુધારા વધારા આ બાહોશ અને નિપુણ અમલદારના વખતમાં આ રાજ્યમાં થયા.

રાજા રણજીતસિંહજી પોતે જુવાન ઉમરે આવ્યાથી તેમને સ્વતંત્ર રીતે રાજ્ય સોંપવામાં આવ્યું. તે બહાદુર અને સારી ચાલના રાજા નીવડ્યા. આજ પર્યંત તેઓ પોતાના રાજ્ય ઉપર નેક અમલથી રાજ્ય કરે છે અને તેમના વખતમાં પ્રજાને અદલ ઇન્સાફ મળે છે, તેથી પ્રજા તેમના ઉપર ઘણી ખુશી છે. નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું તે બાબત હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૮૭ ના રોજ પાદશાહી દરબાર ભર્યો; તે વખતના દરબારમાં રાજા રણજીતસિંહ દિલ્હી પધાર્યા. આ દરબારમાં તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, તે પછવાડેથી તેમના રાજ્યમાં લશ્કરી દમામ સાથે પહોંચાડવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વર્ષ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં થએલા "જ્યુબિલી" નામે મહોત્સવમાં રાજા રણજીતસિંહે સારી રીતે ભાગ લીધો હતો. પોતાના રાજ્યની રાજધાનીના મુખ્ય શહેર રતલામમાં ઠામ ઠામ રોશની કરાવી હતી, અને શાળાના વિદ્યાર્થીઓને ઇનામ તથા મીઠાઈ પણ વહેંચી હતી. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૩ તોપ ફોડી માન આપવામાં આવે છે.

# પેઢીનામું.


ઉદયસિંહ. (મારવાડના મહારાજા.)
દલપતસિંહ.
મહેશદાસ.
શાહજહાં પાદશાહને દોલતાબાદનો કિલ્લો લેવામાં મદદ કરનાર.
(૧) રતનસિંહ.
(૨) રામસિંહ.
(૩) શિવસિંહ.
(૪) કેશોદાસ.
પદભ્રષ્ટ, આગળ એણે સીતામહૂના રાજ્યની સ્થાપના કરી.
(૫) છતરસાલ.
(૬) કેશરીસિંહ.
(૭) માનસિંહ
જયસિંહ.
(સીલાણાના મૂળ પુરૂષ.)
(૮) પૃથ્વીસિંહ.
(૯) પદમસિંહ.
(૧૦)પરબતસિંહ.
(૧૧) બળવંતસિંહ.
(૧૨)ભૈરવસિંહ. (દત્તક.)
(૧૩)રણજીતસિંહ.
(હાલના રાજ્યકર્તા.)

**રતલામ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે, અને તેમાં મહારાજા રહે છે. એમાં ૧૮૦૦૦ હિંદુ, ૭૦૦૦ મુસલમાન અને ૬૦૦૦ પરચૂરણ જાતના લોક મળી કુલ ૩૧૦૦૦ માણસની વસ્તી છે. રતલામ શહેર અફીણનું મુખ્ય મથક છે અને તેનું બજાર સારૂં છે. આ શહેરમાં નવો રાજમહેલ, દવાખાનું, પોસ્ટ ઑફિસ અને એક કૉલેજ છે.

## જાવરા.

જાવરાના રાજ્યકર્તા પ્રખ્યાત પીંઢારા અમીરખાનના સાળા ગફુરખાનના વંશજ રોહીલા જાતના પઠાણ છે, તથા તે "નવાબ"ની પદવીથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે અંગ્રેજ સરકાર તાબાનો મંદીસર જિલ્લો તથા હોલકરનો મૂલક, પૂર્વે કાળીસિંધ નદી, દક્ષિણે રતલામનું રાજ્ય, અને પશ્ચિમે રાજપુતાણા આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૮૭૨ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૦૦૦૦૦ (એક લાખ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૭૯૯૩૦૦ (સાત લાખ નવ્વાણું હજાર ત્રણસેં) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણ નીચે છે.

**દેશનું સ્વરૂપ**—દેશનો કેટલોક ભાગ ખુલ્લો અને સપાટ છે તેમજ કેટલોક ટેકરા ટેકરી અને ઝાડીવાળો પણ છે. **નદી**—આ રાજ્યની દક્ષિણે એક નદી વિંધ્યાચળમાંથી નીકળી ધારના મૂલકમાં થઈ ઉત્તર તરફ વહેતી આવી આં મૂલકમાં પ્રવેશ કરી સીતામહૂના મૂલકમાં થઇ આગળ કેટલાક મૈલ વહ્યા પછી ચંબલને મળે છે. એ નદીનું નામ જાણવામાં આવ્યું નથી. **હવા**—ગરમ છે, દિવસે તાપ અને રાત્રે ઘણી ટાઢ પડે છે. વરસાદ ઈશાનકોણ તરફથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—આ રાજ્યની જમીન રસાળ છે; તેમાં ઘઉં, ચણા, તેલીબીઆં, કઠોળ વગેરેનો પાક થાય છે. **જનાવર**—ગાય, ભેંસ, બળદ વગેરે હોય છે; ને જંગલી જનાવર કોઇ કોઇ ઠેકાણે જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને મુસલમાન, મરેઠા, ગુજ્જર તથા આહીરલોકની છે. આ દેશમાં હિંદી બોલી બોલાય છે. **રેલવે**—અજમેરથી નસીરાબાદ ઉપર થઇને દક્ષિણે "સિંધિયા નિમચસ્ટેટ રેલવે" નામે લાઈન છે, તેનો કેટલોક ભાગ આ રાજ્ય તાબાના મૂલકમાં થઈ પસાર થાય છે. મુખ્ય શહેર—**જાવરા,** એ આ રાજ્યની રા-

જધાનીનું કિલ્લાવાળું શહેર છે, અને તે આ દેશના વાયવ્યકોણ તરફના ભાગમાં આવેલું છે. એમાં નવાબ સાહેબની ગાદી છે, તેમના મહેલ સુંદર બાંધણીના છે. આ શહેર રેલવેનું સ્ટેશન છે. સ્ટેશન ઉપર તારઓફિસ પણ છે. એ શહેર રતલામથી ઉત્તરમાં ૨૫ મૈલ અને નિમચથી દક્ષિણમાં ૭૦ મૈલને છેટે છે; સિવાય બીજું પ્રસિદ્ધ શહેર કે ગામ નથી. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશસરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઇંગ્લાંડમાં જૂના વખતમાં ચાલતા ફ્યુડલ ધારાને મળતી છે. આ રાજ્યના લશ્કરમાં ૧૨૧ સ્વાર, ૬૯૭ પ્યાદલ અને પોલીસ, ૧૫ તોપ તથા ૬૯ ગોલંદાજ છે; સિવાય બીજું ૨૦૦ અનિયમિત પ્યાદલ લશ્કર પણ છે.

**ઇતિહાસ**—જાવરાનું રાજ્ય અફગાન જાતના રોહીલા પઠાણ મુસલમાન નવાબના તાબામાં છે. એ રાજ્યની સ્થાપના ચાલતા સૈકામાં પ્રખ્યાત પીંઢારી લૂંટારા અમીરખાનના સાળા **ગફુરખાને** કરી. તેનો જન્મ રોહીલખંડમાં થયો હતો. ઈ. સ. ૧૭૯૮ માં જ્યારે અમીરખાન હોલકરના તાબામાં નોકર થયો ત્યારે તે તેને જઇ મળ્યો અને પોતાની બહાદુરી તથા બુદ્ધિથી પ્રખ્યાત થયો. ઈ. સ. ૧૮૦૮ માં જ્યારે જસવંતરાવ હોલકર ગાંડો થયો ત્યારે અમીરખાને તેને ઇંદોરના રાજ્યનો રાજ્યવહીવટ ચલાવવાને જે રીજન્સિ કાઉન્સિલ નીમી હતી તેનો મેમ્બર બનાવ્યો. રાજાની સ્ત્રી તુળસીબાઇ આ રીજન્સિની નામની ઉપરી હતી. તે વખતના એ રાજ્યના રાજ્યકારભારનું ગ્રેન્ટડફ નીચેપ્રમાણે વર્ણન કરે છે. તે લખે છે કે રાજ્યમાં અંધાધુંધી ચાલતી હતી, ઉપજ વસૂલ કરવાની નિયમસર રીત નહોતી, ખજાનો ખાલી હતો, અને સરદારો એક બીજા સામે લડતા હતા. રાજ્યમાં ( ૧ ) મરેઠાનો અને ( ૨ ) પઠાણનો એવા બે પક્ષ હતા; પઠાણ પક્ષકારોનો ઉપરી ગફુરખાન હતો, તે તુળસીબાઇ જે જે તઝ્ઝો કરતી તેના વિરૂદ્ધ હમેશા થતો હતો. તેને જાવરાનો મૂલક જાગીરમાં આપવામાં આવ્યો હતો, ત્યાં જઈ રૈયત પાસેથી તેણે પૈસા કઢાવવા માંડ્યા એટલુંજ નહિ, પણ તેની નજીકમાં આવેલા હોલકરના મૂલકમાં તે લૂંટ કરવા લાગ્યો. એથી મરેઠી સરદારો ગુસ્સે થયા તથા તેમણે તેના સામે લશ્કર મોકલ્યું. ગફુરખાન પોતાના બનેવી સાથે મળી ગયો અને તેણે પંદર દિવસ સુધી લ-

ડાઈ ચલાવી તથા છેવટે તેમને હરાવી પાછા કાઢ્યા. હવે પઠાણ પક્ષ સબળ થયો. અમીરખાન રાજપુતાણામાં ગયો અને ગફુરખાને બાળરાજાના રક્ષણકર્તાની જગો લીધી. હજુ પણ તુળસીબાઈ તેની સામે તકરાર કરતી હતી, તેથી ગફુરખાન ગંગરાવ શહેર ઉપર લશ્કર લઈ ચડયો તથા તેણે તેને ત્યાંથી નસાડી મૂકી. તે ફરીથી લશ્કર લઇ મહીદપુર આગળ તેના સામે આવી. પછી બન્ને લશ્કર આ ઠેકાણે લડયાં તેમાં તુળસીબાઈ હારી તથા તેને પકડી ગરદન મારવામાં આવી. આ પછી થોડે દિવસે મરેઠાનું તથા ગફુરખાનનું લશ્કર બ્રિટિશ સરકાર સામે એજ ઠેકાણે લડયું તેમાં તે હાર્યું. આ વખતે એટલે તા. ૬ ઠી જાન્યુઆરી સન ૧૮૧૮ ના રોજ તેમની તથા અંગ્રેજ સરકારની વચ્ચે એક કરાર થયો; તેની ૧૨ મી કલમ પ્રમાણે ગફુરખાનને એ સરકારે સુજીત, મલ્હારગઢ, ટાલ્સ, મંદાવળ, જાવરા તથા બરોડનો નવાબ ગણ્યો અને તેને પીપલકડાની ખંડણીની બાંહેધરી પણ મળી. વળી એમ પણ ઠરાવ થયો કે તેના વારસોએ ૬૦૦ સ્વારથી અંગ્રેજ સરકારની નોકરી કરવી અને જે પ્રાંતો તેને આપવામાં આવ્યા હતા તેની ઉપજ વધારે થાય તેમ વધારે લશ્કર રાખવું. આ પછી અમીરખાને ગફુરખાનને મળેલા મૂલક માટે તે તેનો એજંટ છે એમ બતાવી દાવો કર્યો, પણ તે મૂલક ગફુરખાને હોલકરના રાજ્યના એક મેમ્બર તરિકે મેળવ્યો હતો તથા અમીરખાનની સત્તાથી હોલકરના રાજ્યમાં તેને જે જગો મળી હતી તે જતી રહી હતી તેથી તે ઉપર તેનો કાંઈ હક્ક નથી એમ ગણી અંગ્રેજસરકારે તેનો દાવો રદ્દ કર્યો, અને ત્યારથી એ મૂલકઉપર આજ સુધી તેના વંશજો રાજ્ય કરે છે.

ગફુરખાન મંદેસૂરના કોલકરાર પછી સાત વરસ જીવ્યો. તે ઈ. સ. ૧૮૨૫ માં મરણ પામ્યો. તેના પછી તેનો બે વરસનો શાહજાદો ઘોસમહંમદ ગાદીએ બેઠો. આ વખતે તેની બાલ્યાવસ્થા હતી, તેથી રાજ્યકારભાર અંગ્રેજસરકારે પોતાના કબજામાં લીધો અને પોતાનું માણસ મૂકી તેની માર્ફત કારભાર ચલાવ્યો. જાવરાનું રાજ્ય જો કે સ્વતંત્ર હતું તોપણ આ વખતે તેને હોલકરનું નામનું ખંડીયું રાજ્ય ગણી જુવાન નવાબ પાસેથી રૂ. ૨૦૦૦૦૦ ( બે લાખ ) મલ્હારરાવ હોલકરને નજરાણાના અપાવ્યા. રાજ્યકર્તાના વાલી તરિકે ગફુરખાનની મોટી વિધવાને નીમી, પણ તેના વાલીપણાથી રાજ્યમાં અંધેર ચાલવા લાગ્યું, તેથી એજંટ ટુધ ગવર્નર જનરલે

તેને વાલીપણાથી દૂર કરી તથા ઉપર બતાવ્યા પ્રમાણે નવાબ લાયક ઉમરનો થતા સુધી પોતાના તરફનો માણસ મૂકી વહીવટ ચલાવ્યો.

ઇ. સ. ૧૮૨૫ માં મંદેસરના કોલકરારમાં ફેરફાર કરવામાં આવ્યો. આ વખતે એમ ઠર્યું કે જાવરાના નવાબે ૫૦૦ સ્વાર, ૫૦૦ પ્યાદલ અને ૨ તોપ રાખવી. ઈ. સ. ૧૮૪૨ માં ફરીથી આ ઠરાવ રદ્દ કરવામાં આવ્યો તથાં આ વખતે જાવરાના રાજ્યનું કંટિંજંટ લશ્કર હોલકર તથા દેવાસના રાજ્યના કંટિંજંટ સાથે મેળવી નાખ્યું અને તેને બદલે અમુક રકમ લેવાનો ઠરાવ કર્યો. ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે નવાબ ઘોસમહંમદે અંગ્રેજ સરકારની સારી નોકરી બજાવી તેના બદલામાં ઉપલી રકમમાંથી અમુક રકમ બાદ કરી. ઘોસમહુંમદ તા. ૨૯ મી એપ્રિલ સન ૧૮૬૫ ના રોજ મરણ પામ્યા તેમના પછી એ ગાદીએ તેમના ૧૧ વરસના શાહજાદા **મહંમદઈસ્માયલખાન** બેઠા. એ જાવરાના હાલના નવાબ છે.

નવાબ મહંમદઇસ્માયલખાન ગાદીએ બેઠા તે વખત તેમની બાલ્યાવસ્થા હતી. રાજ્યકાજનો અનુભવ તે વેળા તેમને નહિ હોવાથી જાવરાના રાજ્યનો વહીવટ ચલાવવા એક રીજન્સિ કાઉન્સિલ નીમી; તેમાં ૪ સરદારો અને મરહૂમ નવાબની બેગમને નીમવામાં આવ્યાં. પછી નવાબ જ્યારે લાયક ઉમરના થયા ત્યારે તેમને રાજ્યનો કુલ અખત્યાર સોંપવામાં આવ્યો.

નામદાર મહારાણી વિક્ટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સન ૧૮૮૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો, તેમાં વાલાસાન નવાબ મહંમદઈસ્માયલખાન દિલ્હી પધાર્યા. આ વખતના દરબારમાં તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, તે પાછળથી લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે જે મહોત્સવ થયો હતો તેમાં આ નવાબે સારો ભાગ લીધો હતો. વાલાસાન નવાબ સાહેબ મહંમદઈસ્માયલખાન બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૩ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

ગફુરખાન.
|
ઘોસમહંમદખાન.
|
મહંમદઈસ્માયલખાન.
(હાલના નવાબ.)

**જાવરા**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર પરીઆ નદી પર આવેલું છે, અને તે રેલવે સ્ટેશન છે. એમાં ૧૦૦૦૦ હિંદુ ૯૦૦૦ મુસલમાન, અને ૧૦૦૦ પરચૂરણ જાતના લોક મળી કુલ ૨૦૦૦૦ માણસની વસ્તી છે. આ શહેર અગાઉ એક ઠાકોરનું હતું, તેના વંશજ હજુ ત્યાં રહે છે અને તેમને પેન્શન મળે છે. આ શહેરની આસપાસ એક પથ્થરનો કોટ છે. આ શહેર રતલામ અને પ્રતાપગઢ સાથે જોડાએલું છે. તે રતલામથી ૨૦ મૈલ અને પ્રતાપગઢથી ૩૨ મૈલને છેટે આવેલું છે. અહીં અફીણ તોળવાનો સાંચો, પોસ્ટ અને તાર ઑફિસ, નિશાળ અને દવાખાનું છે.

---

## ઝાબુઆ.

આ રાજ્ય "ઝાબુઆનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા જોધપુરના મહારાજાના કુટુંબી સૂર્યવંશી રાઠોડ જાતના રજપૂત છે, અને "રાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે વાંસવાડાનું રાજ્ય, ઈશાન કોણ અને પૂર્વ દિશાએ ધારનું રાજ્ય તથા જોબટ અને આલીરાજપુર નામે સસ્થાનો, અને પશ્ચિમે ગૂજરાત પ્રાંતના પંચમહાલ જિલ્લાનો દાહોદ તાલુકો આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૫૦૦ ચોરસમૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૨૫૦૦૦ (એક લાખ પચીસ હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૨૨૫૦૦૦ (સવા બે લાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—એ રાજ્યમાં ઘણીખરી જગ્યાએ ડુંગરો આવવાથી મૂલક પહાડી અને ખરબચડો છે, તેમાં ઘણી ભયંકર ઝાડી આવી ર-

હેલી છે. ને દક્ષિણ તરફ વિંધ્યા પર્વતની ઓળ આવેલી છે. **મુખ્ય નદીઓ**—મહી, એ અમઝરા ગામ પાસેના ડુંગરમાંથી નીકળી આગળ જતાં આ રાજ્યમાં વહેતી જઈ ગૂજરાતમાં થઈ ખંભાતના અખાતને મળે છે. બીજી મોટી નદી અન્નાસ નામે છે; સિવાય મોદ અને કાળી નામે બે નાની નદીઓ છે; એ વિના બીજા નાના ઝરા અને વહેળા ઠામઠામ જોવામાં આવે છે. **હવા**—ઠંડી અને દુઃખદાયક છે. વરસાદ ઈશાનકોણ તરફથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—આખા દેશમાં ઠામઠામ ડુંગરો આવવાથી એની ઘણીખરી જમીન ખરબચડી છે, પરંતુ પહાડોની કઢણોપર ભીલ લોકો ચોમાસાની ઋતુમાં ખેતી કરે છે. નીપજમાં મુખત્વે ઘઉં, મકાઇ, ચણા, બાજરી, ડાંગર, તલ, વગેરે થાય છે; રાણાપુર અને થાંદલા તાલુકામાં ખસખસના છોડ થાય છે, તેનાં જીંડવાંમાંથી અફીણ કાઢવામાં આવે છે. **જનાવર**—ડુંગરા અને ઝાડીના ભાગમાં વાઘ, સિંહ, વરૂ, હરણ, ચિત્રા, સાવજ, દીપડા વગેરે અનેક જાતનાં જંગલી જનાવરો વસે છે; ગાયો, ભેંસો અને બળદ સારાં થાય છે. **લોક તથા ભાષા**—મુખ્યત્વે કરીને વસ્તી ભીલ લોકોની છે, પરંતુ રાજધાનીના શહેર તળ ઝાબુઆમાં અને રાણાપુર તથા થાંદલા તાલુકામાં રજપૂત, વાણિયા, બ્રાહ્મણ, અને મુસલમાન પણ વસે છે. અહીંની ભાષા હિંદુસ્તાની છે. મુખ્ય શહેર—**ઝાબુઆ**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં મહારાજાને રહેવાને ઘણી સુંદર બાંધણીનો અને ભભકાદાર મહેલ છે. તેની નજીક એક સુંદર તળાવ આવી રહેલું છે. આ શહેર ઝાલોદના રસ્તા ઉપર મહૂથી ૮૨ મૈલ અને ઝાલોદથી ૩૬ મૈલને અંતરે આવેલું છે. વળી તે પંચમહાલ જિલ્લાના દાહોદ શહેરથી ૨૦ મૈલ દૂર છે. એ વિના **રાણાપુર** અને **થાંદલા** નામે બે મોટાં ગામ છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૫૦ સ્વાર અને ૨૦૦ પ્યાદલ છે.

**ઈતિહાસ**—ઝાબુઆના રાજ્યકર્તા જોધપુરના મહારાજાના કુટુંબી રાઠોડ જાતના રજપૂત છે. હાલ જે ઠેકાણે ઝાબુઆ છે તે ઠેકાણે આશરે ત્રણસેં સાડાત્રણસેં વરસ ઉપર ભયંકર જંગલો અને ઝાડીવાળી જગા હતી.

એ જગોએ લભાણા જાતના ઝાબુ નામે એક પ્રખ્યાત વણઝારાનો મુકામ હતો. એ નાયક ઘણો કીતવાન હતો અને તેની પાસે ઘણા નોકરો હતા, તેમને રહેવાને માટે ઝાબુ નાયકે ધીમેધીમે ઝાડી કપાવી નાંખી તે જગ્યો-એ મકાન બંધાવ્યાં. ધીરેધીરે ત્યાં વસ્તી વધતી ગઇ અને થોડી મુદ્દતમાં તે એક નાનકડું શહેર બની ગયું. ઝાબુ નાયકના નામપરથી એ શહેરનું નામ "**ઝાબુઆ**" પાડવામાં આવ્યું. આ પ્રમાણે ઝાબુઆ વસ્યા પછી ઝાબુ નાયક એ શહેરના લોકો તથા આસપાસની ભીલ વસ્તી ઉપર એક નાનું સરખું રાજ્ય સ્થાપી અમલ ચલાવવા લાગ્યો. છેવટે હાલના રાજ્યકર્તાના વડીલ **કેશવદાસ** રાઠોડે ઝાબુ નાયકના વંશજ પાસેથી તે જીતી લીધું, ત્યારથી તે રાઠોડનું પાટનગર થયું. એ કેશવદાસ કોણ અને તેમણે કેવી રીતે એ રાજ્ય મેળવ્યું, તે વિષે નીચે મુજબ હકીકત જાણવામાં આવી છે.

ઈ. સ. ૧૪૮૯ માં, જોધપુર વસાવનાર મારવાડના મહારાજા જોધાજીના મરણ પછી મારવાડની ગાદીએ તેમના પાટવી કુંવર સુરજમલ બેઠા, તેમણે પોતાના નાના ભાઈ **વરસિંહને** પનાહીની જાગીર જીવાઈમાં આપી. વરસિંહની પછી **સિંહુનજી**, **જયસિંહ**, **રામસિંહ**, અને **ભીમસિંહ** નામે ચાર રાજાઓ અનુક્રમે પનાહીની ગાદીએ થયા. જે વખતે દિલ્હીની ગાદીએ જહાંગીર પાદશાહનો અમલ હતો, તે વખતે પનાહીની ગાદીપર ભીમસિંહ રાજ્ય કરતા હતા. તેઓ પાદશાહના પરમ મિત્ર હતા, તેથી જહાંગીરે તેમને ઇ. સ. ૧૫૨૫ માં બંગાળા ઉપર ચડાઇ કરવાને મોકલ્યા. એ ચડાઇમાં તેમણે જીત મેળવી, તેથી તેમના ઉપર પાદશાહ બહુજ રાજી થયો અને તેણે તેમને પાંચ હજારીનો હોદ્દો*, ડંકો, નિશાન તથા સૈન્યના ખર્ચને માટે માળુવાનાં ૫૨ (બાવન) પરગણાં બક્ષિશ આપ્યાં. એ મૂલક મળ્યા પછી ભીમસિંહ વડનગર નામે ગામમાં આવી પોતાને મળેલા મૂલક પર અમલ ચલાવવા લાગ્યા. એવું બન્યું કે તે ગામમાં એક જમીનદાર રહેતો હતો, તેણે ભવાઇઆઓને ઘણું ધન આપવાની લાલચ આપી જોધપુરના મહારાજાના સગા લડાઈમાં રામજણીની પેઠે નાચે છે અને આમ તેમ ફરે છે એવો એક કૃત્રિમ તમાસો કરાવ્યો. ભીમસિંહને આ વાતની ખબર થતાંજ તેમણે બાર જમીનદારોને પકડી જીવતા ભીંતમાં ચણાવી મારી નાંખ્યા. આવી રીતે ઘાતકીપણે તેમણે પાદશાહને

* પાંચ હજારી એટલે પાંચ હજાર લશ્કરના ઉપરી.

પૂછ્યા સિવાય પેલા જમીનદારોને શિક્ષા કરી, તેથી જહાંગીર પાદશાહની તેમના ઉપર ઈતરાજી થઈ, અને તેમને આપેલો તમામ મૂલક તેણે પાછો લઇ લીધો. આ પ્રમાણે તેમની પાસેથી મૂલક જતો રહ્યો, ત્યારે તે બદનાવર જઇને રહ્યા. પછી જ્યારે પાદશાહનો શાહજાદો શાહજહાં પોતાના બાપની સામે થયો, ત્યારે ભીમસિંહ શાહજહાંના પક્ષમાં હતા. તેમણે તેને ઘણો આશ્રય આપ્યો હતો, તેથી જહાંગીર પાદશાહના મરણ પછી જ્યારે શાહજહાંને ગાદી મળી, તે વખતે તેણે ભીમસિંહને તેમનો મૂલક પાછો સોંપ્યો અને ઘણા માન મર્તબાથી પોતાની પાસે રાખ્યા. એક વેળા શાહજહાંએ તેમને શાહજાદા શાહસુજાની સાથે દક્ષિણપર ચડાઇ કરવા સારૂ મોકલ્યા; ત્યાં તેમની મદદ અને બહાદુરીથી શાહજાદાની જીત થઇ. આ પ્રમાણે વિજય મેળવી શાહજાદો પાદશાહ પાસે આવ્યો, તે વખતે તેણે ભીમસિંહની બહાદુરીનાં ઘણાં વખાણ કર્યાં તેથી પાદશાહ તેમના ઉપર બહુ પ્રસન્ન થયો. કેટલીક મુદ્દતે ભીમસિંહ પાદશાહની રજા લઈ બદનાવરમાં આવ્યા અને ત્યાં તરતજ મરણ પામ્યા. તેમની પાછળ તેમની પાંચ રાણીઓ સતી થઈ બળી મુઇ. તેમના મરણ પછી તેમનો કુંવર **કેશવદાસ** તેમની પદવી અને લશ્કરનો માલિક થયો. એ વખતે દિલ્હીના પાદશાહ તરફથી ગૂજરાતમાં મૂકેલા સૂબાને ઝાબુઆના નાયકે મારી નાંખ્યો હતો, તેને શિક્ષા કરવાને માટે ઘણું સૈન્ય આપી ઓરંગજેબ પાદશાહે* કેશવદાસને મોકલ્યો. તે પેટલાદ કસબાની પાસે આવ્યો; તે વખતે ઝાબુ નાયકનો પટાવત લબાણા જાતનો રામા નાયક તેનાં સગાં વગેરેની મદદ લઇ તેની સામે લડવાને આવ્યો. એ નાયક રામગઢમાં રાજ્ય કરતો હતો, તેની સામે કેશવદાસે બહાદુરીથી લડાઈ કરી તેમાં રામા નાયક મરાયો, અને ત્યાં કેશવદાસે પોતાનું થાણું બેસાડયું. પછી તે ઝાબુઆ તરફ ચાલ્યો. ઝાબુઆનો નાયક લબાણા જાતનો વણજારો હતો, તોપણ તે ઘણો શૂરો હતો. કેશવદાસની ચઢાઈની ખબર મળતાંજ તે લ-

*સર જૉન માલ્કમે પોતાના "માળવાનું વૃતાંત" એ નામે પુસ્તકમાં, અને મી૦ મેકેએ પોતાના "નેટિવ ચીફ્સ ઍન્ડ ધેર સ્ટેટ્સ" એ નામે પુસ્તકમાં ઝાબુઆના નાયકને મારી નાંખવામાં કેશવદાસે અલ્લાઉદ્દીન પાદશાહને મદદ કરી એમ લખ્યું છે, પણ તે ખરૂં નથી, કારણકે અલ્લાઉદ્દીન પાદશાહ ઇ. સ. ના તેરમા સૈકામાં દિલ્હીની ગાદીએ હતો અને કેશવદાસ ઇ. સ. ના અઢારમા સૈકામાં થયો માટે અલ્લાઉદ્દીન નહિ પણ ઔરંગજેબ જોઇએ.

ડવાને સારૂ તૈયાર થઇ ઉભો. ઝાબુઆની નજીક આ બંને લશ્કરોની ભેટંભેટા થઇ; ત્યાં મહા ભયંકર લડાઈ ચાલી; નગારાં, શરણાઇ અને શૂરવીરોની બૂમથી આકાશ ગાજી રહ્યું; ગીધ, કાગડા, સમડી વગેરે માંસાહારી પ્રાણીઓ પોતાને ભક્ષ મળવાની લાલચે આમ તેમ ઉડી આનંદ કલ્લોલ કરવા લાગ્યાં; યોદ્ધાઓનાં શરીરમાંથી લોહીના ફુવારા ઉડવા લાગ્યા; બંને પક્ષનાં લશ્કરી માણસોનાં ધડ ઉપરથી માથાં છૂટાં પડી મકાઈનાં ડુંડાંની પેઠે ઉછળવા લાગ્યાં; મડદાંના ઢગલા થયા; અને લોહીની નીકો વહી. આ પ્રમાણે ઘણીવાર સુધી લડાઈ ચાલી, પરંતુ એકે પક્ષની હારજીત થઇ નહિ. આખરે કેશવદાસે જાતે હુમલો કર્યો અને તે શત્રુની હારો ચીરતો નાયકની પાસે પહોંચ્યો. આ વખતે બંને શૂરાઓએ શૂરાતન દર્શાવ્યું. કેશવદાસે તરવાર ચલાવી, અને નાયકે ભાલો ઉગામ્યો; પરંતુ કેશવદાસની તરૂવારના એકજ ઝટકે નાયકનું શિર ઉડ્યું અને તેનું સૈન્ય નાઠું. પછી કેશવદાસ ઝાબુઆમાં પોતાનો કબજો કરી મન ગમતી જગા જોઇ ત્યાં રહ્યો. આ પ્રમાણે એ ઝાબુઆનો પહેલો રાજા ગણાયો. ત્યાર પછી તે પાદશાહના દરબારમાં ગયો, ત્યાં પાદશાહે તેને જીતેલો મૂલક બક્ષિશ કરી રાજાનો ઈલ્કાબ આપ્યો. એ રાજાના મરણ પછી ઝાબુઆની ગાદીએ અનુક્રમે **કરણજી, મહાસિંહ, કસળસિંહ** અને **અનોપસિંહ** નામે ચાર રાજા થયા. તેમાં છેલ્લા રાજા અનોપસિંહ જે વખતે ઝાબુઆની ગાદીએ હતા તે વખતે દિલ્હીની પાદશાહીની પડતી દશા હતી, અને રાજ્યકર્તાઓ અંદર અંદર લડી મરતા હતા. રતલામના રાજાએ ઝાબુઆ ઉપર ચઢાઈ કરી, તેથી બન્ને રાજાઓ વચ્ચે લડાઈ થઇ, તેમાં અનોપસિંહ મરાયા. આથી ઝાબુઆ તાબાનો ઘણોખરો મૂલક રતલામના રાજાના કબજામાં ગયો, તેણે એ મૂલક સીલાણાવાળા જયસિંહને આપ્યો. અનોપસિંહની પછી તેમના નાના ભાઇ **ઇંદ્રસિંહ** ઝાબુઆના રાજા થયા, તેમણે સીલાણાના રાજા પાસેથી પોતાનો મૂલક પાછો જીતી લીધો. ઇંદ્રસિંહના મરણ પછી **બહાદુરસિંહ** રાજ્યાસને આવ્યા. એ રાજાએ પોતાના રક્ષણને માટે અને મરેઠાઓના હુમલાથી બચવાને સારૂ ઝાબુઆના પહાડ ઉપર કિલ્લો બંધાવ્યો, અને પહાડની નીચે એક સુંદર તળાવ ખોદાવ્યું. ત્યાર પછી કેટલીક મુદ્દતે તે દેવલોક પામ્યા.

બહાદુરસિંહ કૈલાસવાસી થયા પછી ઝાબુઆની ગાદીએ **ભીમસિં-**

હુ બેઠા. આ રાજાના વખતમાં હોલકરે એ રાજ્યનો ઘણોખરો મૂલક લઈ લીધો, તેથી ઝાબુઆના રાજ્યની ઉપજ માત્ર નામની રહી; પરંતુ હોલકરે એ જીતેલા મૂલકની ચોથ ઉઘરાવવાનું કામ રાજાને સોંપ્યું હતું. એ ભીમસિંહને ત્રણ કુંવર હતા, તેમાંના પાટવી કુંવર **પ્રતાપસિંહ** ભીમસિંહના મરણ પછી રાજ્યાસને બેઠા. તેમના વખતમાં અંગ્રેજસરકારની ફોજ માળવામાં પેઠી. ઈ. સ. ૧૮૨૧ માં બ્રિટિશ સરકાર સાથે આ રાજ્યને તહનામું થયું, તેની રૂઈએ એ રાજ્ય અંગ્રેજ સરકારની દેખરેખ હેઠળ આવ્યું, તેથી હોલકર સરકારને ખંડણીને પેટે આપવાની રકમ અંગ્રેજસરકારની માર્ફતે આપવાનો ઠરાવ થયો. આ પછી રાજા પ્રતાપસિંહ બિન ફરજંદે મરણ પામ્યા.

પ્રતાપસિંહના મરણ પછી ગાદીનો વારસ કોઇ ન હોવાથી તેમના ભાઈ સાલમસિંહના કુંવર **રતનસિંહ** ગાદીએ બેઠા. પોતાની યુવાવસ્થામાં તે એક દિવસે રાત્રે રાજમહેલમાં સૂતેલા હતા, તે વખતે તેમના ઉપર વીજળી પડવાથી તેઓ દેવલોક થયા. આ વખતે એમને કાંઇ સંતાન નહોતું પરંતુ, તેમની એક રાણી ગર્ભવતી હતી, તેને પૂરે માસે એક પુત્ર પ્રસવ્યો તેનું નામ **ગોપાળસિંહ** પાડવામાં આવ્યું.

મરહુમ રાજાના ભાઈ મોતીસિંહે ગોપાળસિંહના જન્મ પછી દાનત બગાડી અને રાણી ઉપર એવું તોહમત મૂક્યું કે ગોપાળસિંહ કુંભારનો દીકરો છે, અને રાણીએ તેને વેચાતો મંગાવી દીકરો કરી લઈ રાખ્યો છે; માટે તે રાજ્યગાદીનો ખરો વારસ નથી; પરંતુ અમેજ ખરા વારસ અને રાજપાટના ધણી છીએ. આ ગરબડની તપાસ કરવાને મહીદપુરના પોલિટિકલ એજંટ કર્નલ બોર્થવિક સાહેબ ઝાબુએ ગયા. તેમણે ત્યાં રહી ખરી હકીકતની તજવીજ ચલાવવા માંડી. એમાં આખરે ગોપાળસિંહ રાજાના પેટના દીકરા છે એમ સાબીત થવા છતાં મોતીસિંહે તે વાત ન માનતાં ભીલોને એકઠા કરી તોફાન ઉઠાવ્યું, ને ઝાબુઆનાં પરગણાંમાં લૂંટ ચલાવવા માંડી તથા હુલ્લડ મચાવી રાજા ગોપાળસિંહ સાથે અદાવત રાખી તે જંગલ તથા ડુંગરોમાં નાસતો ફર્યો. આખરે મેજર બટીકલ સાહેબે તેને પકડીને ઇન્દોરના રેસિડેન્ટ સાહેબને સ્વાધીન કર્યો, તેમણે તેને આશીરગઢ-

ના કિલ્લામાં કેદ કર્યો. કેટલીક મુદ્દત કેદમાં રહ્યા પછી છેવટે કાયર થઈ રાજા ગોપાળસિંહને તાબે રહેવાનું અને નીતિસર ચાલવાનું તેણે કબૂલ કર્યું, તેથી રેસિડેન્ટ સર રૉબર્ટ હેમિલ્ટન સાહેબે તેને કેદમાંથી મુક્ત કર્યો અને તેની જાગીર તેને પાછી અપાવી. આ પ્રસંગે ગોપાળસિંહે રેસિડેન્ટ સાહેબને ખાણું આપ્યું. પછી મોતીસિંહ રાજાની તાબેદારી ઉઠાવવા લાગ્યો. હવે રાજાને કોઈ પણ પ્રકારનો ભય રહ્યો નહિ, તેથી તેઓ ત્યારથી તે આજદિન સુધી એ રાજ્ય ઉપર નિશ્ચિંતપણે અમલ કરે છે.

આ રાજ્ય જાગીરદારોમાં વહેંચાયલું છે. આશરે વીસ જાગીરદારો દર વરસે રૂ. ૧૫૦૦૦ હોલકરને, અને રૂ. ૨૫૦૦૦ પોતાના રાજાને ભરે છે. રાજા ગોપાળસિંહ મૂલકની ઉપજમાંથી પોતે રૂ. ૩૫૦૦૦ પોતાના ખર્ચ માટે લે છે, તેમાંથી હાથી, ઘોડા, બગી, વિદ્યાર્થીઓ વગેરેનું ખર્ચ કરે છે. બાકીનું રાજ્ય તેમણે કારભારીને સ્વાધીન કરી દીધેલું છે, તે પોતાની મરજી માફક કારભાર કરે છે અને રાજાને કશી ખબર પણ પડતી નથી. ખરૂં જોતાં રાજ્યનો માલિક કામદાર કહીએ તો ચાલે. કારભારીએ તમામ કામો ઉપર પોતાના સગાઓને ગોઠવી દીધા છે. કામદારોમાં સઘળા કારભારીની જ્ઞાતિના દક્ષિણી પંડિતો અને થોડા પરચૂરણ જ્ઞાતિના લોકો જોવામાં આવે છે.

નામદાર મહારાણી વિક્ટોરિઆએ “કૈસરેહિંદ” નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ વખતના દરબારમાં ઝાબુઆના રાજ્યકર્તાને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, તે પછવાડેથી તેમના રાજ્યમાં લશ્કરી દમામ સાથે પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વર્ષ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં “જ્યુબિલી” નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. રાજા ગોપાળસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને દેશી લશ્કરની સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

# પેઢીનામું.

- જોધાજી. (મારવાડના મહારાજા.)
  - સુરજમલ. (મારવાડની ગાદીએ બેઠા.)
  - વરસિંહ.
    - સિંહુનજી.
      - જયસિંહ.
        - રામસિંહ.
          - બીમાસિંહ
            - (૧) કેશવદાસ. (ઝાબુઆના રાજ્યના મૂળ પુરૂષ.)
              - (૨) કરણજી.
                - (૩) મહાસિંહ.
                  - (૪) કસળસિંહ.
                    - (૫) અનોપસિંહ.
                    - (૬) ઇંદ્રસિંહ.
                      - (૭) બહાદુરસિંહ.
                        - (૮) બીમાસિંહ.
                          - (૯) પ્રતાપસિંહ.
                          - સાલમસિંહ.
                            - (૧૦) રતનસિંહ.
                              - (૧૧) ગોપાળસિંહ. (હાલના મહારાજા.)
                          - એક કુંવર.

**ઝાબુઆ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે અને ઝાલોદના રસ્તાપર મહૂથી ૮૨ મૈલ, અને ઝાલોદથી ૩૬ મૈલને અંતરે આવેલું છે. એની આસપાસ એક કોટ છે. એ શહેરમાં એક નાનું સરોવર છે, તેના ઉત્તર તરફના કિનારાપર રાજાનો મહેલ અને કેટલાંક દેવળ છે. શહેરમાં દવાખાનું, પોસ્ટ ઑફિસ અને એક નિશાળ છે.

## સીલાણા.

આ સંસ્થાન મધ્યહિંદમાં આવેલી માળવા એજન્સિની હકૂમતમાં છે. તેના તાબામાં આશરે ૫૦૦ ચોરસ મૈલ જમીન છે, અને તેમાં **વસ્તી**—શુમારે ૩૦૦૦૦ (ત્રીસ હજાર) માણસની છે. **વાર્ષિકપેદાશ**—રૂ. ૧૨૦૦૦૦ (એક લાખ વીસ હજાર) ને આશરે થાય છે, તે પૈકી રૂ. ૪૨૦૦૦ (બેતાળીસ હજાર) સિંધિયા સરકારને ખંડણીના આંપવામાં આવે છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે, માત્ર દક્ષિણ દિશા તરફનો થોડો ભાગ ડુંગર આવવાથી પહાડી અને ખરબચડો છે. **મુખ્ય નદી**—ચંબલ છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—જમીનનો મુખ્ય ભાગ સપાટ હોઇને રસાળ અને ફળદ્રૂપ છે; તેમાં ડાંગર, ઘઉં, બાજરી, કપાસ, તમાંકુ, કઠોળ, અને શેરડી પાકે છે. અફીણને માટે લોકો ખસખસ પણ વાવે છે. **જનાવર**—દક્ષિણદિશા તરફના ડુંગરી મૂલકમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાબર, દીપડા, શિઆળવાં વગેરે જંગલી જનાવર વસે છે; ને લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ, પાડા વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત અને ભીલ લોકોની છે; રાજધાનીના મુખ્ય શહેર સીલાણામાં વાણિયા, બ્રાહ્મણ વગેરે ઉજળી વર્ણના લોકોની, તેમજ થોડા મુસલમાનની પણ વસ્તી છે. અહીંની ભાષા હિંદુસ્તાની છે. **મુખ્ય શહેર—સીલાણા,** એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં રાજાને રહેવાના મહેલ સુંદર, ભભકાબંધ બાંધણીના, અને જોવા લાયક છે. સિવાય નાનાં ગામ અનેક છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય

તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૫૦ સ્વાર, ૧૨૦ પ્યાદલ, ૩ લડાઇની તોપ, અને ૨૪ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—સીલાણાના રાજ્યકર્તા રાઠોડ જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના રતલામના રાજા કેશરીસિંહના ત્રીજા કુંવર **જયસિંહે** કરી. ઈ. સ. ૧૭૦૯ માં રતલામની રાજ્યગાદી માટે માનસિંહ અને તેમના કાકા પ્રતાપસિંહ વચ્ચે સગોડ આગળ લડાઈ થઈ, તેમાં જયસિંહની મદદથી માનસિંહનો જય થયો અને તે રતલામની ગાદીએ બેઠો. તેણે ગાદીએ બેઠા પછી ઉપલી મદદના બદલામાં પોતાના નાના ભાઈ જયસિંહને સીલાણાનો મૂલક બક્ષિશ આપ્યો. આ પ્રમાણે સીલાણાના રાજ્યની સ્થાપના થઈ.

જયસિંહને દેવીસિંહ, દોલતસિંહ, જસવંતસિંહ, સામતસિંહ અને અજબસિંહ નામે પાંચ કુંવર હતા. જ્યારે જયસિંહ પરલોકવાસી થયા, ત્યારે તેમના પાટવી કુંવર **દેવીસિંહ** ગાદીએ બેઠા. કેટલીક મુદ્દત રાજ્ય કર્યા પછી દેવીસિંહ અપુત્ર મરણ પામ્યા. તેમના મરણ પછી તેમના ભાઈ **દોલતસિંહ** ગાદીએ બેઠા. એ ગાદીએ બેઠા તે પહેલાં તેમના નાના ભાઈ જસવંતસિંહ અને સામતસિંહ સંતાન વગર મરણ પામ્યા હતા, પરંતુ અજબસિંહ હયાત હતા. દોલતસિંહ ગાદીએ બેઠા તે અજબસિંહને ગમ્યું નહિ તેથી તે લડવાને તૈયાર થયા. બન્ને ભાઈ વચ્ચે લડાઈ થઈ, તેમાં રતલામ અને સીતામહૂના રાજ્યકર્તાઓની સહાયથી અજબસિંહની જીત થઇ અને દોલતસિંહ હાર પામવાથી નાશીને સીમલીએ ગયો. હવે **અજબસિંહ** નિશ્ચિંતપણે સીલાણાની ગાદીએ બેઠા. તેમણે ગાદીએ બેઠા પછી દોલતસિંહને જાગીરમાં સીમલીઆ આપ્યું અને તેથી એ સીલાણાના રાજ્યનો જાગીરદાર ગણાયો.

અજબસિંહના મરણ પછી **મહોકમસિંહ**, **લક્ષ્મણસિંહ**, અને **રતનસિંહ** અનુક્રમે ગાદીએ બેઠા. છેલ્લા રાજા રતનસિંહ નિર્વંશ ગુજરી જવાથી તેમના પછી તેમના કાકાના દીકરા **નહારસિંહ**, અને નહારસિંહના મરણ પછી **તખતસિંહ** નામે રાજા અનુક્રમે સીલાણાની ગાદીએ થયા. આ

બન્ને રાજાઓના વખતમાં મરેઠાઓનું પ્રબળ વિશેષ હતું અને સિંધિયાની ચડતી કળા હતી. સીલાણાનો ઘણો ભાગ સિંધિયાએ પોતાના કબજામાં લીધો હતો અને એ રાજ્ય ઉપર સાલમશાહી બેતાળીસ હજાર રૂપિઆ ખંડણીના ઠરાવ્યા હતા, તેમ છતાં સીલાણાનું પરગણું વારેવારે લૂંટી તેઓ એ રાજ્યના રાજ્યકર્તાને જંપવા દેતા નહોતા. આ આફતમાથી બચવાને ઈ. સ. ૧૮૦૫માં તખતસિંહે બ્રિટિશ સરકારની મદદ માગી, તેથા તેમણે વચ્ચે પડી જે શરતોથી રતલામની ખંડણી સિંધિયાને આપવાની નક્કી કરી હતી તેજ શરતો પ્રમાણે રૂ.૪૨૦૦૦ સિંધિયાની ખંડણીના ઠરાવ્યા. ટુંકામાં કહેવાનું એટલુંજ કે રાજા તખતસિંહ નાની ઉમરમાં અંગ્રેજ સરકારના આશ્રયમાં આવવાથી નીરાંતે રહ્યા. ઇ. સં. ૧૮૫૦માં તે ગુજરી ગયા. તેમના પછી અંગ્રેજ સરકારે **દુલીસિંહને** ગાદીએ બેસાડયા. એ સીલાણાના હાલના રાજ્યકર્તા છે.

જ્યારે દુલીસિંહ ગાદીએ બેઠા ત્યારે તેમની બાર વરસની કાચી ઉમર હતી તેથી બ્રિટિશ સરકારે રાજ્યકારભાર પોતાને હસ્તક લીધો. અને ત્યાં ઇંદોરની રેસિડેન્સિના હેડકલાર્ક મીર શાહમતઅલી સાહેબને જોઈંટ સુપરિન્ટેન્ડેન્ટ નીમી તેમની માર્ફત રાજ્યકારભાર ચલાવ્યો. ઇ. સ. ૧૮૫૯માં દુલીસિંહ ઉમર લાયક થયા એટલે તેમને રાજ્યનો કુલ અખત્યાર સોંપવામાં આવ્યો.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઈસરૉય લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબારમાં સીલાણાના રાજ્યને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, તે પછવાડેથી લશ્કરી દમામ સહિત તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યના રાજ્યકર્તાએ સારી રીતે ભાગ લીધો હતો. રાજા દુલીસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

(૧) જયસિંહ.




(૫) મહોકમસિંહ.

(૬) લક્ષ્મણસિંહ.

(૭) રતનસિંહ.

(૮) નહારસિંહ.

(૯) તખતસિંહ.

(૧૦) દુલીસિંહ.
(હાલના મહારાજા.)

**સીલાણા**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે. તે રતલામથી વાયવ્ય કોણમાં ૧૨ મૈલ, અને નામલી સ્ટેશનથી પશ્ચિમમાં ૬ મૈલને અંતરે આવેલું છે. એમાં શુમારે ૪૦૦૦ માણસની વસ્તી છે. આ શહેરમાં પોષ્ટ ઑફિસ અને દવાખાનું છે.

## સીતામહૂ.

આ રાજ્ય "સીતામહૂનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા રાઠોડ જાતના રજપૂત છે, અને તે "રાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે મંદુસર જિલ્લો, પૂર્વે ઝાલાવાડના રાજ્યની નળકીડી, દક્ષિણે જાવરાનું રાજ્ય, અને પશ્ચિમે પ્રતાપગઢનું રાજ્ય આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૩૫૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૩૧૦૦૦ ( એકત્રીસ હજાર ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૯૦૦૦૦ ( એકલાખ નેવું હજાર )ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યની જમીન મુખ્યત્વે સપાટ, આબાદ અને રસાળ છે, તેમાં ઝાડી અને જંગલો બિલકુલ નથી, પરંતુ કેટલીક જમીન ટેકરા ટેકરીવાળી છે. મુખ્ય **નદી**—ચંબલ છે. સિવાય નાનાં નાળાં અને ઝરા ઘણા છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઈશાનકોણમાંથી પુષ્કળ વરસેછે. **જમીન તથા નીપજ**—જમીન સપાટ અને રસાળ હોઈને ફળદ્રૂપ છે; તેમાં ડાંગર, ઘઉં, બાજરી, કપાસ, તમાકુ, કઠોળ, શેરડી અને ખસખસનો પાક થાય છે. **જનાવર**—નદી અને નાળાંને કિનારે વાઘ, વરૂ, ચિત્રા, હરણ વગેરે જંગલી જનાવર કોઇકોઈ વાર જોવામાં આવે છે; ને લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને ભીલ લોકની છે; મુસલમાન પણ થોડા વસે છે; રાજધાનીના મુખ્ય શહેર સીતામહૂમાં અને બીજાં મોટાં ગામોમાં રજપૂત વગેરે ઉજળી વર્ણના લોકો પણ વસે છે. અહીંની ભાષા હિંદુસ્તાની છે. મુખ્ય શહેર—**સીતામહૂ**, એ આ રાજ્યની રાજધાનીનું શહેર છે, તેમાં રાજાજીને રહેવાના મહેલ સુંદર, ભભકાબંધ બાંધણીના અને જોવા લાયક છે. એ શહેર મંદુસરના રેલવે સ્ટેશનથી ૧૭ મૈલને અંતરે છે. સિવાય બીજાં મોટાં ગામ અનેક છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૪૦ સ્વાર, ૧૦૦ પ્યાદલ, અને ૬ તોપ છે.

**ઇતિહાસ**—સીતામહૂના રાજા રતલામના રાજ્યકર્તાના કુટુંબી રાઠોડ જાતના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના રતલામના રાજા રામસિંહના અનૌરસ પુત્ર **કેશોદાસે** કરી. રામસિંહના મરણ પછી રતલામની ગાદીએ શિવસિંહ બેઠા. એ શિવસિંહ અપુત્ર મરણ પામવાથી તેમના પછી ઉમરાવ લોકો સામા થયા તેમને ન ગણકારતાં રામસિંહના અનૌરસપુત્ર કેશોદાસ ગાદીએ બેઠા, પરંતુ પછવાડેથી તેમના ઉપર દિલ્હીના પાદશાહની ઇતરાજી થવાથી તેમને રાજ્ય છોડી દેવું પડયું, માટે તેમના પછી છતરસાલ રતલામની ગાદીએ બેઠા. છતરસાલના અમલના પાછલા ભાગમાં રતલામના રાજ્યની પડતી થઈ, તેનો લાભ લઇને કેશોદાસે સીતામહૂ અને તેની આસપાસનો મૂલક કબજે કર્યો અને ત્યાં પોતે રાજ્ય કરવા લાગ્યા. આ પ્રમાણે સીતામહૂના પહેલા રાજા **કેશોદાસ** ગણાયા. તેમના મરણ પછી તેમના દીકરા **ગજસિંહ** ગા-

દીએ બેઠા. એ રાજા મહંમદ પાદશાહના વખતમાં સીતામહૂની ગાદીએ હ-તા. એમના વખતમાં મરેઠાનું બળ વિશેષ હતું અને તેથી કરીને તેમની સાથે એમને વારંવાર લડાઈમાં ઉતરવું પડતું. તેમના મરણ પછી **ફતેસિંહ** સીતામહૂના રાજા થયા. એમણે પણ મરેઠાઓ સાથેની લડાઈ જારી રાખી. એવું કહેવાય છે કે કેટલાક દિવસ સુધી ભોપાળનું રાજ્ય સ્થાપનાર દોસ્ત-મહંમદખાન આ રાજાની નોકરીમાં રહ્યો હતો. ફતેસિંહના મરણ પછી તે-મના દીકરા **રાજસિંહ** સીતામહૂના રાજા થયા. એમના વખતમાં સિંધિયા તથા હોલકરના સરદારોએ ઘણો જૂલમ કર્યો અને સીતામહૂનું પરગણું લૂંટી ધૂળધાણી કરી નાંખ્યું. સિંધિયાએ સીતામહૂ સુધી પોતાના રાજ્યની સરહદ્દ વધારી રૂ.૬૦૦૦૦ ( સાઠ હજાર) ખંડણીના ઠરાવ્યા. વળી સિંધિયાના સરદાર સીતામહૂમાં રહેતા હતા તેથી તેમની સત્તા વધી. આથી બાપડો રાજા બદના ગામમાં જઈ રહ્યો. પછી જ્યારે બ્રિટિશ સર-કાર તરફથી લશ્કર સહિત જનરલ માલ્કમ સાહેબે માળવામાં આવી ત્યાંના રાજાઓ સાથે કોલકરાર કર્યા ત્યારે તા૦ ૨૧ મી નવેંબર સન ૧૮૧૦ ને રોજ • સીતામહૂના રાજા સાથે પણ તહનામું કર્યું. એ તહનામામાં એવો ઠરાવ થયો કે સીતામહૂના રાજા સિંધિયાને રૂ.૬૦૦૦૦ ખંડણીના આ-પે અને તે રૂપિઆ ચાર હપ્તામાં પૂરા કરે. જો હપ્તો ભરવામાં સીતા-મહૂના રાજા ઢીલ કરે તો ખંડણીનાં નાણાંની ઉપજ જેટલો મૂલક બ્રિટિશ સરકાર જુદો કાઢી લે. એમ કરવાનું કારણ એ કે એ રૂપિઆ પહોંચાડવાની જવાબદારી અંગ્રેજ સરકારને માથે હતી. આના બદલામાં મહારાજા દોલત-રાવ સિંધિયાએ એકરાર કર્યો કે અમે ખંડણીના પૈસા લેવાને અમારી ફોજ સીતામહૂના પરગણામાં કદી મોકલીશું નહિ અને એમના રાજ્ય સંબંધી ત-થા ખાનગી કામોમાં અને ગાદીએ બેસવા વગેરેની બાબતમાં હાથ ઘાલી-શું નહિ. દોલતરાવ સિંધિયાના નોકર બાપુ સિંધિયા માર્ફત સીતામહૂના રાજા સાથે જનરલ સર જૉન માલ્કમ સાહેબના મધ્યસ્થપણાથી આ કરાર-નામું થયું; એથી સીતામહૂના રાજાને રાજ્ય મળ્યું અને તે સુખે રાજ્ય ભોગવવા લાગ્યા. ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે આ રાજા અંગ્રેજ સ-રકારના હિતેચ્છુ રહ્યા, એ બદલ તેમને બ્રિટિશ સરકારે પોશાક બક્ષિશ કર્યો. એ રાજા ઘણા ભલા તથા સારા સ્વભાવના હતા. એમને બે દીકરા હતા, (૧) રતનસિંહ, અને (૨) અભેસિંહ. તેમાંનો અભેસિંહ રાજાની હયા-

તીમાંજ પહેલો ગુજરી ગયો અને રતનસિંહ પાછળથી મરણ પામ્યો. એ દિલગીરીથી રાજા ઈ. સ. ૧૮૬૭ માં ગુજરી ગયા. તેમના પછી તેમના પૌત્ર **ભવાનીસિંહ** ગાદીએ બેઠા. એ સીતામહૂના હાલના મહારાજા છે.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત તા૦ ૧ લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસરૉય લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબારમાં રતલામના રાજાને એક પાદશાહી વાવટો આપવાનો ઠરાવ થયો, તે પછવાડેથી લશ્કરી દમામ સહિત તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. મહારાજા ભવાનીસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

(૧) કેશોદાસ.
|
(૨) ગજસિંહ.
|
(૩) ફતેસિંહ.
|
(૪) રાજસિંહ.
|
રતનસિંહ. ( બાપની હયાતીમાં મરણ પામ્યો હતો. ) — અમેસિંહ.
|
(૫) ભવાનીસિંહ.
( હાલના મહારાજા. )

**સીતામહૂ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે અને તેમાં રાજા રહેછે. એમાં ૪૦૦૦ હિંદુ, ૧૦૦૦ મુસલમાન, અને ૧૦૦૦ પરચૂરણ જાતના લોક મળી કુલ ૬૦૦૦ માણસની વસ્તી છે. આ

શહેર નિમચથી ૪૮ મૈલ, અગરથી ૫૮ મૈલ અને મંદુસરના રેલવે સ્ટેશનથી ૧૭ મૈલને અંતરે આવેલું છે.

---

## રાજગઢ.

આ રાજ્ય "રાજગઢનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા ઉમાટ જાતના રજપૂત છે, અને તે "રાવત" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે રાજપૂતાણામાં આવેલું કોટાનું રાજ્ય, પૂર્વ અને પશ્ચિમ બાજુએ સિંધિયા સરકારનો મૂલક, અને દક્ષિણ દિશાએ નરસિંહગઢનું રાજ્ય આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૬૪૨ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૧૫૦૦૦ ( એક લાખ પંદર હજાર ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૩૫૦૦૦૦ ( સાડા ત્રણ લાખ ) ને શુમારે થાય છે. આ રાજ્ય બ્રિટિશ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યનો મૂલક માળવા પ્રાંતમાં આવેલો છે. ધરતી ઉંચાણમાં છે અને તેનો ઢાળ ઉત્તર તરફ છે. જમીન રૂપાઢ અને રસાળ છે. **મુખ્ય નદીઓ**—પાર્વતી અને નેવાજ છે. એ બન્ને નદીઓ દક્ષિણમાંથી નીકળી ઉત્તર તરફ વહે છે; સિવાય નાનાં નાળાં અને ઝરા પુષ્કળ છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઈશાનકોણમાંથી ઘણો વરસેછે. **નીપજ**—નીપજમાં ઘણું કરીને ઘઉં, શેરડી, કપાસ, ગળી, તમાકુ, તમામ જાતનાં કઠોળ વગેરે થાય છે, ને અફીણને માટે લોકો ખસખસનું વાવેતર કરે છે. **જનાવર**—લોકના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, પાડા વગેરે હોય છે; તેમજ નદીઓ તથા નાળાંને કાંઠે કોઇ કોઇ વાર ચિત્રા, વરૂ, દીપડા, હરણ વગેરે નાનાં નાનાં જંગલી જનાવર જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત, મરેઠા, બુંદેલા, જાટ, અને બીજી પરચૂરણ જાતના લોકની છે; મુસલમાન પણ થોડા વસે છે. અહીંની ભાષા હિંદુસ્તાની છે. **મુખ્ય શહેર**—**રાજગઢ**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે. એમાં રાવતને રહેવાના મહેલ સુંદર અને ભભકાબંધ બાંધણીના છે અને તે જોવા લાયક છે. એ શહેર મંદુસરના રેલવે સ્ટેશનથી પૂર્વમાં ૧૦૦ મૈલને અંતરે છે; સિવાય નાનાં ગામ અનેક

છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૨૪૦ સ્વાર, ૩૬૦ પ્યાદલ, ૧૨ તોપ અને ૧૨ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—રાજ્યગઢના રાજકર્તા રાવતની પદવીથી ઓળખાતા ઉમટ જાતના રજપૂત છે અને તેઓ ઉજ્જયની નગરીના પરદુ:ખભંજન વિક્રમરાજાના વંશનાછે એવું તેમના વહીવંચા લખેછે. તેઓ લખે છે કે જે વેળા આર્યાવર્તમાં બૌદ્ધ ધર્મનું પ્રબળ વિશેષ હતું અને બ્રાહ્મણ ધર્મની પડતી અવસ્થા હતી, તેમજ બૌદ્ધ માર્ગીઓના જૂલમથી વેદ માર્ગીઓનાં હૈડાં ધીકતાં હતાં, તે વખતે રૂપદેવતા, પારાશર વગેરે ઋષિઓએ અગ્નિ સળગાવી આબુ ઉપર અગ્નિકુંડ કરી યજ્ઞનો આરંભ કર્યો, તેમાંથી ચાર જાતના રજપૂતો ઉત્પન્ન થયા, ( ૧ ) ચૌહાણ, ( ૨ ) પુંવાર, ( ૩ ) સોલંકી, અને (૪) પઢીહાર. એમણે બ્રાહ્મણોને આશ્રય આપી બૌદ્ધ ધર્મવાળા જોડે લડાઇ કરી તેમનો નાશ કર્યો અને બ્રાહ્મણ ધર્મનો બચાવ કર્યો. એ ચાર જાતમાંથી પુંવાર વંશના* રજપૂતો પછી ઉમરકોટમાં રહેવા લાગ્યા તેથી પાછળથી તેઓ ઉમટ પુંવાર કહેવાયા અને તેઓ ઉમટવાડના ધણી થયા. એમાં સૌથી પ્રખ્યાત **વિક્રમાજીત** થયો. રાજગઢ તથા નરસિંહગઢના રાજાઓ તેમના વંશજ છે એવું કહેવાય છે. વિક્રમાજીતને બે દીકરા હતા, (૧) વગર ચરતર અને (૨) ચતર મકમોર. એમાંના વડા વગર ચરતરના વંશમાં આગળ જતાં પ્રખ્યાત રાજા ભોજ થયા, તે ઉમટોના વહીવંચાના લખવા મુજબ સંવત ૩૯૩ ના શ્રાવણ વદ ૧૪ ને રોજ ગાદીએ બેઠા. એ પ્રમાણે ગણતાં ભોજને થયાને હાલ લગભગ ૧૬૦૦ વર્ષ થવાં જોઈએ, પરંતુ એ મત અંગ્રેજ ગ્રંથકારો ખોટો પાડે છે, કેમકે રાજાવતી નામે પુસ્તકમાં રાજા ભોજને થયાને ૧૩૦૦ થી કાંઇક વધારે વર્ષ લખ્યાં છે. વહીવંચા લખાવે છે કે રાજા ભોજ પછી તેમની ગાદીએ **રૂપપસ્ત, માંધાતા, ઉમંભ, ભનંડ, વીસ, સીનુત, ધીરવીસ,** અને **ધરતીદરહાકે** નામે અનુક્રમે રાજા થયા. એ છેલ્લા રાજાને નવ પ્રતાપી દીકરા થયા, (૧) સાનુંતસિંહ, (૨) દીનપાળજી, (૩) કચ્છપાળજી, (૪) હંસરાજજી, (૫) અંસજી, (૬) પાલનજી, (૭) ભારત, (૮) દીનદીનજી ભો-

જ, અને (૯) ખીમરાજજી. તેમાં સૌથી વડા **સાનુતસિંહ** મંડુરગઢના રાજા થયા. તેમના પછી **સધરાઓજી, સોબાખરાઓજી, ઝાલંગજી, બહારજી** અને **ચાખ** એ પિતા પુત્રના અનુક્રમે ગાદીએ બેઠા. પછી **ઉદિયાદીત** થયા. એમને રણધુળજી અને પરંતુળજી નામે બે દીકરા હતા, તેમાંના **રણધુળજી** ગાદીએ બેઠા. તેમને પણ **દંતારજી** અને મન્હુનવાડજી નામે બે કુંવર હતા. એ મન્હુનવાડજીના દીકરા સમરસીજીથી બઠોરા પુંવારનું કુળ ઉત્પન્ન થયું. દંતારજી પછી તેમના દીકરા **ઉમરસી** થયા, તેમણે સિંધ તથા મારવાડની સરહદપર ઉમરકોટ વસાવ્યું. માટે તેમના ત્યાંના રહેઠાણથી તેમનું નામ **ઉમારપુંવાર** પડયું અને તેઓ માળવામાં આવી રાજ્ય કરવા લાગ્યા. રાજા ઉમરસીના કાકાનો દીકરો સમીરજી હતો, તે બંને વચ્ચે તકરાર ઉત્પન્ન થઇ. આખરે સમજુત કરી રાજા ઉમરસી ધન્દના કિલ્લામાં ગયા અને સમીરજી ઉમરકોટમાં રહ્યા. ઉમરસી પછી **સખનજી, પરજીઠજી, બહારજી, ગુણરાજજી, લાખણજી, જસપાળજી, પાળજી, મોડજી, ઉમરસેન, પાતળસીજી, ગજગાઓજી,** અને **ભીમજી,** એ મુજબ બાર રાજાઓએ રાજ્ય કર્યું. **ભીમજી**એ આબુની તળેટીના ભીલ રાજાના મૂલકપર ચઢાઇ કરી, તેમાં ભીલ રાજા મરાયો અને તેનો મૂલક તેમણે જીતી લઇ ચિતોડના હાકેમ અખેરાજજીને ભેટમાં આપ્યો. આથી ચિતોડના રાણાએ રાજી થઇ ભીમજીને **રાવત**નો ખિતાબ, અને હાથી, ઘોડા, ચંમર, તથા પોશાક ભેટ આપ્યાં.

રાવત ભીમજી પછી રાવત **શેરાજી, સોજાજી, હરસીજી, ઓધુજી,** અને **ધીરાજી,** એ અનુક્રમે ગાદીએ બેઠા. તેઓ રાણાની સેવામાં રહી તેમની તાબેદારી ઉઠાવતા હતા. રાવત ધીરાજી પછી તેમના કુંવર રાવત **સારંગસેન** થયા. તેમણે એવો વિચાર કર્યો કે ધાર જઇ પોતાના અસલના મૂલકનો કબજો મેળવવો; એવા ઇરાદાથી પુષ્કળ સૈન્ય અને ઠાઠમાઠ સહિત તે ચિતોડથી રવાના થઇ માંડુ આવ્યા અને કિલ્લામાંના લશ્કર સાથે લડયા, પરંતુ કાંઈ ફાવ્યું નહિ અને તેમને પાછા જવું પડયું. સારંગસેન પછી **જસરાજજી, ખીમચંદજી, હાનુજી,** અને **ગુમાનજી,** એ પ્રમાણે પિતા પુત્રના અનુક્રમે ગાદીએ આવ્યા. છેલ્લા ગુમાનજી ઇ. સ. ૧૪૪૮ માં ગાદીએ બેઠા. ઈ. સ. ૧૪૫૯માં પાદશાહી સુબા સાથે મળી માળવાના તોફાની ધોકા સાથે તે લડયા. પછી સારંગપુર આવીને કાનર, નલખેડા

બલબન, ખજનીર, ભસાણા, અને બિયાવરાઅચુરના હાકેમ થયા. પછી સૂબાની ભલામણ ઉપરથી પાદશાહે તેમને બાવીસ પરગણાંની સનદ કરી આપી અને પોશાક તથા હાથી ઘોડા પણ આપ્યા. રાવત ગુમાનજીના મરણ પછી ઈ. સ. ૧૪૬૮ માં રાવત **દલીપજી** ગાદીએ બેઠા, તેમને પાદશાહી સૂબાએ પોશાક આપી તેમની ઘણી ખાતર કરી. એમની પાસે દશ હજાર ફોજ હતી. તેમના મરણ પછી ઈ. સ. ૧૫૧૪ માં રાવત **જોધાજી** ગાદીએ બેઠા. તે ઈ. સ. ૧૫૨૪ માં મરણ પામ્યા પછી **દામાનજી** ગાદીપર આવ્યા. તે ઈ. સ. ૧૫૨૬ માં મરણ પામ્યા. પછી રાવત **ભામાનજી** ગાદીએ બેઠા. તેમના પછી રાવત **નીપાજી** ઈ. સ. ૧૫૫૮ માં ગાદીએ બેઠા. એમણે દિલ્હી જઈ પાદશાહની પ્રસન્નતા મેળવી, તે પરથી પાદશાહે તેમને એકવીસ લૂગડાંનો પોશાક, મોતીની કંઠી, શિરપેચ, કલગી, હાથી, અને ઘોડો બક્ષિશ કર્યા; તથા મુલતાનની ચડાઇપર રાજા અમીરની સાથે મોકલ્યા. ત્યાંથી પાછા આવ્યા પછી તેમને માળવામાં મોકલ્યા, અને સૂબાને સાચવવાનો હુકમ કરી તેમને સૈન્ય રાખવાની રજા આપી. એ ફોજનો પગાર પાદશાહ તરફથી મળ્યો. રાવત નીપાજીના મરણ પછી રાવત **કરીનાજી** થયા. તેમના પછીની બે ત્રણ પેઢીની હકીકત વચ્ચે મળી શકતી નથી. પરંતુ હિંદના માજી સેક્રેટરી મી. સી. બવાનજનસન સાહેબના ગ્રંથના ચોથા પુસ્તકને આધારે માલૂમ પડે છે કે,—

ઉમટોની જાતના રજપૂતોમાંના બે ભાઈઓએ દોલતરાવના ઇલાકાના મૂલકમાં એક રાજ્ય સ્થાપ્યું, તેમનાં નામ મોહનસિંહ, અને પરશરામ હતાં. તેમાંના વડા મોહનસિંહે પોતાના વડીલોની અટકપરથી રાવત અને બીજાએ દિવાનનું પદ ધારણ કર્યું અને તેમણે સઘળો મૂલક વહેંચી લીધો. રાવતે પોતે મોટી ઉમરનો હોવાથી દિવાન કરતાં પાંચ ગામ વધારે લીધાં. એ વહેંચણથી રાજગઢ તથા નરસિંહગઢ નામે બે જુદાં રાજ્યો સ્થપાયાં. જ્યારે મરેઠાઓએ માળવા જીત્યું ત્યારે બીજાં રાજ્યોની પેઠે ઉમટોની જાત પણ તાબેદાર બની, પરંતુ એમને ઘણી નરમાશ ભરેલી શરતો કરી આપવામાં આવી તે પ્રમાણે રાવત સિંધિયાને, અને દિવાન હોલકરને ખંડણી આપનાર તાબેદાર બન્યા, અને બંને પાસેથી ખંડણીના અનુક્રમે રૂ. ૮૫૦૦૦ તથા રૂ. ૬૫૦૦૦ ઠરાવ્યા.

ટુંકામાં એટલુંજ કે રાવત કશનાજીના વંશમાં રાવત મોહનસિંહ તથા દિવાન પરશરામ થયા. જ્યારે એમનો પિતા મરણ પામ્યો ત્યારે રાવત **મોહનસિંહ** ઈ. સ. ૧૬૪૬ માં ગાદીએ બેઠા. તેમનો નાનો ભાઈ રજપૂતોના રિવાજ પ્રમાણે પોતાને દિવાન કહેવડાવવા લાગ્યો. રાવત મોહનસિંહે ઇ. સ. ૧૬૪૯ માં ( સંવત ૧૭૦૫ ના વૈશાખ સુદ ૩ ને વાર ગરેઉએ ) રાજગઢ તથા પાટણના કિલ્લાનું કામ આરંભ્યું અને પોતે દિલ્હી ગયો. ત્યાંથી પાદશાહે તેમને મુલતાનની ચડાઈપર મોકલ્યા. એ દરમ્યાન દિવાન પરશરામ રાજ્ય ચલાવતો હતો. જ્યારે મોહનસિંહ મુલતાનની ચડાઈપરથી પાછા આવ્યા, ત્યારે પાદશાહે તેમને સાત લૂગડાંનો પોશાક અને પાંચ પરગણાંની સનદ બક્ષિશ કરી. પછી તે પોતાની જાગીરમાં પાછા આવી મૂલકનો બંદોબસ્ત કરવા લાગ્યા. કેટલાક દિવસ પછી પાદશાહની તરફથી ફરમાનપત્ર આવ્યું તેમાં એવી મતલબ હતી કે બિયાવરાને ખીજી તથા મલાઓરાનો હાકેમ બલુજી પાદશાહી ટપાલ લૂંટે છે અને પોતાની સરહદથી આગળ વધે છે, માટે તેમને શિક્ષા કરી તેમનો ઇલાકો તમારા કબજામાં લેવો. આ હુકમ પ્રમાણે રાવત મોહનસિંહે પ્રથમ મલાઓરા જઈ બલુજી સાથે લડાઈ કરી તેપર પોતાનો કબજો કર્યો; ત્યાર પછી બિયાવરા આવી ખીજી સાથે લડાઈ કરી, તેમાં ખીજી પોતાનાં ત્રણુસેં માણસો સહિત માર્યો ગયો અને મોહનસિંહે બિયાવરા ઉપર પોતાનો કબજો કર્યો. એ વિના ચક્રાસેન નામે ભીલ ખાનીખેડીમાં રહેતો હતો તે પણ ટપાલ લૂંટવામાં સામેલ હતો. તેને શિક્ષા કરવાને પાદશાહી ફરમાનથી કોટાનો રાજા આવ્યો, તેને રાવત મોહનસિંહ અને ખીલજીપુરનો રાજા તથા યાનજુરાનો હાકેમ એમણે મદદ આપી, તેથી કોટાના રાજાએ ભીલને ચારે બાજુએથી ઘેરી લઈ મારી નાંખ્યો અને તેનો મૂલક લઈ તેણે રાજગઢના રાવતને આપ્યો. રાવત મોહનસિંહનો નાનો ભાઈ બળવાન થઈ બેઠો હતો તેણે સામા થઈ રાજ્યનો અર્ધો ભાગ માગ્યો, તેથી આખરે રાજ્યના લોકોએ વચ્ચે પડી મૂલકની વહેંચણુ કરી રાજ્યના બે ભાગ પાડ્યા. આથી ઉપર લખ્યા પ્રમાણે રાવત મોહનસિંહ રાજગઢના પહેલા રાજા ગણાયા, અને દિવાન પરશરામ નરસિંહગઢના પહેલા હાકેમ થયા.

ઈ. સ ૧૬૪૮ (સંવત ૧૭૦૪) માં રાવત મોહનસિંહ ગુજરી ગયા પછી તેમની ગાદીએ રાવત **અમરસિંહ** બેઠા. એ વખતમાં એક અફગા-

ન શિવગઢમાં બળવાન થઈ પડયો હતો અને પ્રજાને દુઃખી કરતો હતો. તેના જૂલમ અને સખ્તાઇથી લોકો સંકટમાં આવી પડયા. આથી ત્યાંના મુલ્કી અમલદારે રાવત અમરસિંહને પોતાની મદદે બોલાવ્યા, તેથી તે ત્યાં જઈ તે પરગણા ઉપર પોતાની ખંડણી ઠરાવી પાછા આવ્યા. રાવત અમરસિંહના મરણ પછી ઇ. સ. ૧૭૪૧ માં રાવત **નરપતસિંહ** રાજગઢના રાજા થયા. એમના મરણ પછી ઈ. સ. ૧૭૪૮ માં રાવત **જગતસિંહને** ગાદી મળી. તેમને બાર કુંવર હતા, તેમાંથી તેમના મરણ પછી તેમના પાટવી કુંવર રાવત **હમીરસિંહ** ગાદીએ બેઠા, ઈ. સ. ૧૭૭૬. તે પંદર વરસ રાજ્ય ભોગવી ઇ. સ. ૧૭૯૧ માં ગુજરી ગયા. તેમના પછી રાવત **પ્રતાપસિંહ** રાજગઢના માલિક થયા. તેમને ચાર કુંવર હતા, તેમાંથી તેમના મરણ પછી તેમના પાટવી કુંવર **પૃથિસિંહને** ગાદી મળી. તેમને તેમના નાના ભાઈ **નવલસિંહે** મારી નાંખ્યા, અને ઇ. સ. ૧૮૦૫ માં તે રાજ્યના ધણી થયા.

આવા ગરબડાટના વખતમાં અંગ્રેજ સરકારનો પ્રવેશ માળવામાં થયો. આથી સિંધિયાની ખંડણી અંગ્રેજ સરકારના મધ્યસ્થપણા નીચે આવી, અને નં. ૧૯૩ના કરારનામાની રૂએ અંગ્રેજ સરકારને રાજ્યના કામકાજમાં હાથ ઘાલવાનો માત્ર હક્ક મળ્યો. ફરીને રાવત તથા દેવાસના પુંવાર વચ્ચે સારંગપુરના જિલ્લા ઉપર રાવતના કબજાના દાવા બાબત અંગ્રેજ સરકારના મધ્યસ્થપણા નીચે નં. ૧૭૪ નું બીજું કરારનામું થયું. આ દાવો ગામડાંની વજે જે કોઇમાં $\frac{1}{3}$ અને કોઇમાં $\frac{1}{4}$ હતી તેના હતા; અને એજ પ્રમાણે શાયરની ઉપજમાં તથા રાહદારી જકાતમાં હિસ્સો હતો, અને દરેક ગામમાં વિસ્તાર નક્કી કર્યા વગરની તથા ખંડણી વગરની જમીન હતી. તેમાં વજેના દાવાના હિસ્સા બદલ વાર્ષિક રકમ રૂ.૪૧૦૧ (ચાર હજાર એકસોને એક) ભોપાળી શિક્કાની અને બીજા દાવાઓ પેટે રૂ.૧૦૦૧ (એક હજારને એક)ની રકમ નક્કી થઇ.

ઈ. સ. ૧૮૨૧ માં રાવત નવલસિંહે આપઘાત કર્યો, તેમના પછી તેમના ભત્રિજા રાવત **મોતીસિંહને** ગાદી મળી. આ રાવતની સૂચનાથી નં. ૧૯૫ ના કરારનામા પ્રમાણે સિંધિયાએ પાટણ પરગણું પાછું આપ્યું અને રાવત પ્રથમની રૂ.૮૫૦૦૦ ની ખંડણી આપવા લાગ્યા. ઈ. સ. ૧૮૪૬માં મોતીસિંહના ગેરબંદોબસ્તને લીધે અંગ્રેજ સરકારે રાજગઢના રાજ્યકાર-

ભારમાં હાથ ઘાલ્યો અને તે કોરીઆસતના રાજા કોકસિંઘ અમલીને સોંપવામાં આવ્યું, તથા તેના મદદગાર તરિકે દિવાન રામલાલ વહીવટ કરવા લાગ્યો. ખરૂં જોતાં રાજ્યનો સઘળો વહીવટ એ દિવાનને હસ્તકજ હતો. ભોગ જોગે ઈ. સ. ૧૮૪૯ માં દિવાન રામલાલ ગુજરી ગયો. એવું કહેવામાં આવે છે કે રાવત મોતીસિંહે તેને મારી નાંખ્યો. બ્રિટિશ સરકારે રામલાલને ઠેકાણે ભોપાળના પોલિટિકલ એજંટના તાબામાં સુપરિન્ટેન્ડેન્ટ તરિકે એક અમલદાર મુકરર કર્યો. પછી ઇ. સ. ૧૮૫૬ માં મોતીસિંહને રાજ્યપાછું સોંપવામાં આવ્યું અને સુપરિન્ટેન્ડેન્ટને દૂર કર્યો આ વખતે રાજ્યનો બંદોબસ્ત સારો હતો. રાજ્યને માથે દેવું નહોતું એટલુંજ નહિ, પણ ખજાનામાં સિલક હતી. મોતીસિંહને રાજ્ય પાછું સ્વાધીન કરતી વખતે એવી ભલામણ કરવામાં આવી કે જે પટો વીસ વરસની શરતે સરકારી અમલદારે કર્યો છે તે જેમનો તેમ બહાલ રાખવો.

રાવત મોતીસિંહને મુસલમાની ધર્મ પસંદ પડયો, તેથી તેમનું વલણ એ ધર્મ તરફ થયું એટલુંજ નહિ, પરંતુ છાની રીતે પોતે મુસલમાન થયા, પણ ઉપરથી પોતે હિંદુ છે એમ બતાવતા હતા. આથી રાજગઢના રાજ્યકુટુંબ, સગાં તથા મિત્રોમાં મોટો ઝઘડો ઉત્પન્ન થયો, અને તે બાબતની ફર્યાદ અંગ્રેજ સરકારના અમલદાર સુધી થઈ. પરંતુ હરેક વખતે તે વાત દબાઈ ગઈ અને ખરેખરી મૂળ હકીકત જાહેર ન થઈ. મોતીસિંહે ખુલ્લી રીતે મુસલમાન થઈ પોતાના નાના દીકરાની સુનત કરાવી અને તે પોતાના ઘરનાં માણસો તથા સંબંધીઓને મુસલમાન કરવા લાગ્યો. આ બાબતની ફર્યાદ ઘણા જોશથી થઈ, તેથી મધ્યહિંદ એજન્સિના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ સાહેબ બહાદુરે મોતીસિંહે મુસલમાની ધર્મ સ્વીકાર્યા વિષે સરકારમાં રીપોર્ટ કર્યો. ત્યાંથી ઇ. સ. ૧૮૬૭ ના ડીસેંબર માસમાં મોતીસિંહના મુસલમાન થવાની મંજૂરી આવી, તેથી તેમણે તથા તેમના સંબંધીઓએ ઇસ્લામી ધર્મ કબૂલ કર્યો. મોતીસિંહે બિયાવરામાં તથા રાજગઢમાં પાકી મસીદો બંધાવી અને રોજા તથા નિમાજનો ફેલાવો કર્યો, તેથી મુસલમાનોનું જોર વધ્યું. ત્યાર પછી રાવત મોતીસિંહે એ-

વી દરખાસ્ત કરી કે "રાવત" શબ્દ બદલાઇને "નવાબ" થાય, અને મોતીસિંહ નામ બદલાઈ અબદુલ વસાખાન નામ થઈ હિંદુનું નામ પણ નીકળી જાય. એ બાબતનો રીપોર્ટ પણ એજન્ટ સાહેબે કર્યો. આથી ગવર્નર જનરલે તા. ૨૫ મી માહે જૂન સને ૧૮૭૧ ને રોજ નવાબના ખિતાબની સનદ રાજગઢના રાવત અબદુલ વસાખાનપર મોકલી, અને અંગ્રેજ સરકારની સાથે વફાદારી તથા તાબેદારીની શરતે આ નવાબી ખિતાબ રાવત તથા તેના વારસોને આપવામાં આવ્યો છે એવું તેમાં લખ્યું. નવાબ અબદુલ વસાખાનને ત્રણ બેટા હતા, તેમાંથી વડો બેટો બખ્તાવરસિંહ તથા નાનો બનેસિંહ મુસલમાન થઇ ગયા હતા. વચલો દીકરો બળવંતસિંહ મુસલમાન થયો નહોતો. તે ફર્યાદ કરતો ફરતો હતો. આખરે રઝળતી અવસ્થામાં તે ગુજરી ગયો.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસરૉય લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબારમાં રાજગઢના રાજ્યને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, તે પછવાડેથી લશ્કરી દમામ સહિત રાજગઢ પહોંચાડવામાં આવ્યો. રાવત મોતીસિંહ ઉર્ફે નવાબ અબદુલ વસાખાન ઈ. સ. ૧૮૮૦ માં મરણ પામ્યા, તેમના પછી તેમના પાટવી કુંવર **બખ્તાવરસિંહ** ગાદીએ બેઠા. પરંતુ તે માત્ર બે વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૮૮૨ માં ગુજરી જવાથી તેમના પછી તેમના પુત્ર **બલબહાદુરસિંહ*** ગાદીએ બેઠા. એ રાજગઢના હાલના રાવત છે.

ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો.

---

* જ્યારે મોતીસિંહે મુસલમાની ધર્મ સ્વીકાર્યો ત્યારે આ રાવત છેક બાલ્યાવસ્થામાં હતો, તેથી ભાયાતો વગેરેએ તેને રજપૂત ગણી તેની સાથે હાલ સઘળા પ્રકારનો પરિચય રાખ્યો છે.

રાવત બલબહાદુરસિંહ બ્રિટિશ છાવણીમાં જાય, તે વખત તેમને દેશી લશ્કરની સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.




**રાજગઢ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે, તેમાં રાવત રહે છે. એમાં ૫૦૦૦ હિંદુ, અને ૨૦૦૦ મુસલમાન મળી કુલ ૭૦૦૦ માણસની વસ્તી છે. આ શહેર સમુદ્રની સપાટીથી શુમારે ૧૨૦૦ ફુટ ઉંચું છે.

## નરસિંહગઢ.

આ રાજ્ય "નરસિંહગઢનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા ઉમાટ જાતના રજપૂત છે, અને તે "રાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે રાજગઢનું રાજ્ય, પૂર્વે ભોપાળનું રાજ્ય, દક્ષિણે સિંધિયા સરકારના મૂલકની નજીકની જાગીરો, અને પશ્ચિમે સિંધિયા સરકારના તાબાનો ઉજ્જણ પ્રાંત આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૭૨૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૧૨૦૦૦ (એક લાખ બાર હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ.૪૦૦૦૦૦ (ચાર લાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના આશ્રય હેઠળ છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યનો ઘણોખરો ભાગ ખાસ માળવા પ્રાંતમાં આવ્યો છે. ત્યાંની ભૂમિ ઘણીખરી ઉંચાણમાં છે, અને તેનો ઢાળ ઉત્તર બાજુનો છે; ધરતી સપાટ અને રસાળ છે. **મુખ્ય નદીઓ**—નેવાજ, પાર્વતી અને કાળીસિંધ છે. એ નદીઓ દક્ષિણ દિશા તરફથી આવી આ રાજ્યની ઉત્તર તરફ વહે છે; સિવાય નાનાં નાળાં ઘણાં છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **નીપજ**—નીપજમાં ઘણું કરીને ઘઉં, શેરડી, તમાકુ, કપાસ, ગળી, કહોળ, અને ખસખસ થાય છે. **જનાવર**—લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ, પાડા વગેરે હોય છે; ને નદીઓને કાંઠે કોઈ કોઈ વાર વાઘ, વરૂ, ચિત્રા, દીપડા વગેરે જંગલી જનાવર જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત, મરેઠા, પિંઢારા, અને ભીલ લોકની છે, તેમજ મુસલમાન પણ થોડા વસે છે. અહીંની ભાષા હિંદુસ્તાની છે. મુખ્ય શહેર—**નરસિંહગઢ**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં રાજાને રહેવાના મહેલ સુંદર અને ભભકાબંધ બાંધણીના છે અને જોવા લાયક છે. એ શહેર ભોપાળના રેલવે સ્ટેશનથી ૫૦ મૈલને અંતરે છે. સિવાય એમાં ૪૧૭ નાનાં ગામ છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૭૮ સ્વાર, ૬૨૬ પ્યાદલ,

૧૦ તોપ, અને ૨૪ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—રાજગઢના ઈતિહાસમાં બતાવ્યા પ્રમાણે ત્યાં મોહનસિંહ અને પરશરામ નામે બે ભાઈઓ રાજ્ય ચલાવતા હતા, તેમાં મોહનસિંહ રાજગઢના રાવત એટલે રાજાની પદવીપર હતા અને **પરશરામ** તેમના દિવાન હતા. પરંતુ ધીમે ધીમે પરશરામે પોતાનું બળ વધારી લશ્કર ભેગું કર્યું અને અર્ધા રાજ્યનો દાવો કર્યો. આખરે ઘણી હારજીત અને તકરાર થયા પછી બન્ને ભાઈઓએ મૂલક વહેંચી લીધો. મોટી ઉમરના કારણથી રાવત મોહનસિંહને પાંચ ગામ વધારે મળ્યાં; આથી એક રાજ્યના બે ભાગ થયા. તેમાં રાજગઢવાળા રાવત અને નરસિંહગઢવાળા દિવાન કહેવાવા લાગ્યા. જ્યારે મરેઠાઓએ માળવા જીત્યું ત્યારે બંને જણ ઉપર તેમણે ખંડણી ઠરાવી, તેમાં રાવત સિંધિયાનો અને દિવાન હોલકરનો ખંડીઓ રાજા થયો. પરશરામ પછી **મોતીજી, ખુમાનસિંહ, અચળસિંહ,** અને **સોભાગસિંહ,** નામે રાજા અનુક્રમે ગાદીએ બેઠા.

જ્યારે અંગ્રેજ સરકારનો પ્રવેશ ઈ. સ. ૧૮૧૮ માં માળવામાં થયો ત્યારે દિવાન સોભાગસિંહ અંગ્રેજસરકારના રક્ષણ નીચે આવ્યા; આથી હોલકરની ખંડણી અંગ્રેજ સરકારની માર્ફત અપાવા લાગી ને ત્યારથી અંગ્રેજ સરકારે એ રાજ્યમાં હાથ ઘાલ્યો; તથા આગળ જતાં એ રાજ્ય બ્રિટિશ સરકારનું તાબેદાર બન્યું.

આ રાજ્યને હોલકર સરકાર સાથે અંગ્રેજ સરકારની માર્ફત નં ૧૯૬નું કરારનામું થયું, તેની રૂઇએ રૂ.૮૫૦૦૦ ભોપાળી સિક્કાના એ રાજ્ય હોલકરને આપે છે, તથા સિંધિયા સરકાર તરફથી એ રાજ્યને રૂ.૧૨૦૦ હાલી સિક્કાના, તેમજ સારંગપુરના પરગણા બાબત દેવાસના રાજા તરફથી રૂ.૫૧૦૧ ની રકમ નંબર ૧૯૪ ના કરારનામા પ્રમાણે મળે છે. તેમાં હોલકરની ખંડણીના રૂપિઆ ભોપાળના એજંટની માર્ફત વસુલ થાય છે.

દિવાન સોભાગસિંહના મરણ પછી તેમના દીકરા દિવાન **ચેનસિંહ** ગાદીએ બેઠા. તેમણે ઇ. સ. ૧૮૨૭માં સિહોર આગળની અંગ્રેજી છાવણીપર હુમલો કરી કતલ ચલાવી, તેથી તેમની પાસેથી રાજ્ય લઈ લેવાનો અને તેમને બીજી જગોએ જઈ રહેવાનો સરકાર તરફથી હુકમ થયો. પરંતુ ચેનસિંહ તે હુકમને ન માનતાં સામા થયા. આથી બ્રિટિશ સરકારે ભોપા-

ળનું કંટિંજન્ટ સરકારી લશ્કર તથા ભોપાળના રાજ્યનું લશ્કર તેમની સામે મોકલ્યું. એ લશ્કર ચેનાસિંહ સાથે લડવાને આવ્યું તે વેળા એ પૂજામાં બેઠા હતા, ત્યાં તેમણે કાંઈપણ ગભરાયા સિવાય શાન્તિથી પૂજા કર્યા પછી ભોજન કર્યું; ત્યાર પછી પીળાં લૂગડાં પહેરી એ અને એમના સાથીઓ કેશરીઆં કરવાને તૈયાર થયા ને રણમાં જઇ બંદૂક અને તોપના છરાથી ઘાયલ થઈ મરાયા, પણ પાછા હઠયા નહિ.

ચેનાસિંહના મરણ પછી **હનવંતસિંહ** ગાદીએ બેઠા. એ સારો વહીવટ કરનાર હતા. એમણે રાજ્યનો સારો બંદોબસ્ત રાખ્યો અને મૂલકને આબાદ કર્યો. એથી એમના રાજ્યની ઉપજ વધી. એમણે ઘડપણમાં જોધપુરના મહારાજા સાથે સંબંધ કર્યો, એટલે પોતાની દીકરીનું લગ્ન જોધપુરના મહારાજાના પાટવી કુંવર સાથે કર્યું. અત્યાર સુધી એ રાજા દિવાન કહેવાતા હતા, પરંતુ બ્રિટિશ સરકારે એમની સારી વર્તણુક અને નિમકહલાલી જોઈ તા૦ ૨ જી મે સને ૧૮૭૨ ને રોજ એમને વંશપરંપરાનો "રાજા" નો ઈલકાબ આપ્યો. તા૦ ૩૧ મી માર્ચ ઈ. સ. ૧૮૭૩ ને રોજ રાજા હનવંતસિંહ ગુજરી ગયાથી તેમની ગાદીએ તેમના પૌત્ર **પ્રતાપસિંહ** બેઠા.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત તાં૦ ૧.લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસિરોય લૅાર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબારમાં નરસિંહગઢના રાજાને એક પાદશાહી વાવટો આપવાનો ઠરાવ થયો, તે પછવાડેથી લશ્કરી દમામ સહિત નરસિંહગઢ પહોંચાડવામાં આવ્યો.

પ્રતાપસિંહ ૧૭ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૮૯૦ માં મરણ પામ્યા. તેમના પછી તેમના કાકા **મહેતાબસિંહ** ગાદીએ બેઠા. એ નરસિંહગઢના હાલના રાજા છે.

ઇ. સ. ૧૮૯૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. રાજા મહેતાબસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

(૧) પરશરામ.

(૨) મોતીજી.

(૩) ખુમાનસિંહ.

(૪) અચળસિંહ.

(૫) સોભાગસિંહ.

(૬) ચેતસિંહ. (૭) હનવંતસિંહ.

ભવાનીસિંહ { બાપની હયાતીમાં મરણપામ્યો હતો. } — (૮) પ્રતાપસિંહ.

(૯) મહેતાબસિંહ. (હાલના રાજ્યકર્તા.)

છતરસાલ.

**નરસિંહગઢ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે. એમાં શુમારે ૧૧૦૦૦ માણસની વસ્તી છે. શહેરથી ઊંચાણમાં ટેકરીપર ઈ. સ. ૧૭૮૦માં અચલસિંહે બાંધેલા એક કિલ્લામાં રાજમહેલ છે, તેમાં રાજા રહે છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ અને દવાખાનું છે.

## આલીરાજપુર.

આ રાજ્ય "આલીરાજપુરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સિસોદિયા જાતના રજપૂત છે, અને તે "રાણા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે પંચમહાલ જિલ્લાનો દાહોદ તાલુકો તથા ઝાબુઆ સંસ્થાન, ઈશાનખૂણે વઢવાણી સંસ્થાન, દક્ષિણે ખાનદેશ જિલ્લો, અને પશ્ચિમે છોટા ઉદેપુર તથા બારીઆ નામે સંસ્થાનો આવેલાં છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૮૩૬ ચોરસમૈલ જમીનનો છે, અને તેમા **વસ્તી**- આશરે ૫૭૦૦૦ ( સત્તાવન હજાર ) માણસની છે. **વાર્ષિકપેદા**-

શા—રૂ.૧૦૦૦૦૦ (એક લાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—એ રાજ્યમાં વિંધ્યાપર્વતનો કેટલોક ભાગ આવેલો હોવાથી એનો ઘણોખરો ભાગ પહાડી અને ડુંગરોવાળો છે, તેમજ ઝાડી પુષ્કળ અને ભયંકર છે. **હવા**—કનિષ્ટ છે. વરસાદ ઈશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—જમીન ડુંગર આવવાથી ખરબચડી છે, તોપણ પથ્થરના ઝરણને લીધે ટાઢી રહીને રસાળ છે. તેમાં ઘઉં, કપાસ, બાજરી, કઠોળ, શેરડી વગેરેનો પાક થાય છે. **જનાવર**—ડુંગર અને ઝાડીવાળા ભાગમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાવજ વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; ને ગ્રામ્ય પશુમાં ગાય, ભેંસ, બળદ વગેરે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને ભીલ લોકોની છે; રાજધાનીના શહેર તળ રાજપુરમાં વાણિયા, બ્રાહ્મણ, રજપૂત વગેરે ઉજળી વર્ણના લોક વસે છે; મુસલમાનની વસ્તી પણ થોડી છે. અહીંની ભાષા હિંદુસ્તાની છે. મુખ્ય શહેર—**રાજપુર**, એ રાજ્યગાદીનું શહેર છે, તેમાં રાજા રહે છે. એ શહેર દાહોદથી દક્ષિણમાં ૪૦ મૈલ, ઝાબુઆથી નૈઋત્યખૂણે ૪૦ મૈલ, તથા છોટા ઉદેપુરથી પૂર્વમાં ૨૫ મૈલને અંતરે આવેલું છે.

**ઇતિહાસ**—આ રાજ્ય જંગલ અને ડુંગરોમાં આવેલું હોવાથી અને એમાં મુખ્ય વસ્તી જંગલી ભીલ લોકોની હોવાથી એનો પાછલો ઈતિહાસ બરાબર માલૂમ પડ્યો નથી, પરંતુ એવું માલૂમ પડ્યું છે કે એ રાજ્યના એક રાજા રાણા રાયસિંહનો વિવાહ વઢવાણીના રાણા લીમજીની દીકરી ગસમાતદેવી સાથે થયો હતો. એ રાણા **રાયસિંહ** શાહજહાં પાદશાહના વખતમાં ત્યાં રાજ્ય કરતા હતા. ત્યાર પછી રાણા **જસરૂપસિંહ** દિલ્હીના મહંમદશાહ પાદશાહના વખતમાં આલીરાજપુરના રાજા હતા. ચંકલદા, કુકસી વગેરે ઘાટ નીચેથી માંડીને ગૂજરાતના મથાળા સુધીનો જેટલો મૂલક આલીરાજપુર, જોબટ તથા ઝાબુઆના રાજાઓને તાબે છે, તેટલો મૂલક રાઠ નામથી પ્રખ્યાત છે. એ રાઠના મૂલકમાં જોધપુરના મહારાજાના પૂર્વજો કેટલીક મુદ્દત સુધી રહ્યા હતા, તેથી આલીરાજપુરના રાજા પોતાને રાઠોડ જાતના કહે છે. ગમે તેમ હોય, પરંતુ શાહજહાંના અમલના પાછલા વખતમાં અને આલમગીરના અમલની શરૂઆતમાં આલીરાજપુરમાં રાણા રાયસિંહનો અમલ હતો. આ ઉપરથી માલૂમ પડે છે કે રાણા લીમજીનો દીકરો ચંદ્રસિંહજી જે આ રાણા રાજસિંહનો સાળો થતો હતો,

તે બુરાનપુર મુકામે ઔરંગઝેબ પાદશાહની હજુરમાં જઈ મળ્યો હતો. એ ચંદ્રસિંહજીનો મોટો કુંવર સૂરસિંહ હતો, તેને બે દીકરા જોધસિંહ અને મોહનસિંહ નામે હતા, તેમાંના મોહનસિંહે મોટો થયા પછી દગો કરી જોધસિંહને મારી નાંખ્યો, તે વેર લેવાને માટે જોધસિંહના દીકરા પવનસિંહે ઉપર બતાવેલા આલીરાજપુરના રાણા જસરૂપસિંહની મદદ મેળવી. એપરથી ધારવામાં આવે છે કે આલીરાજપુરના હાકેમ **જસરૂપસિંહ** દિલ્હીના મહમદ પાદશાહના વખતના છેલ્લા ભાગમાં હશે.

રાણા જસરૂપસિંહ પછી રાણા **પ્રતાપસિંહ** આલીરાજપુરના રાજા થયા, તેમને મરેઠાઓએ બહુ હેરાન કર્યા. ધારની ફોજ એમનું પરગણું લૂટી એમને આરામ લેવા દેતી નહોતી, અને તેણે એમનું સઘળું પરગણું ધૂળધાણી કર્યું હતું. એટલામાં મુસાફિર નામનો મકરાણી એમના રાજ્યમાં નોકર રહ્યો, તેણે ઘણાક મકરાણી તેમજ બીજા શૂરવીર પુરૂષોનું લશ્કર જમાવી રાજપુરમાં મુકામ કર્યો. તેની સામે મગસીનો કુમાસદાર સૈન્ય લેઈ યુદ્ધ કરવા આવ્યો; રાજપુરની ઉત્તર બાજુએ મુસાફિરે તેની સાથે લડાઈ કરી તેને હરાવ્યો. આથી મુસાફિરમાં વધારે હિમ્મત આવી. પછી તે કુકસી ગયો અને ધારની ફોજને કાઢીને ત્યાં પોતાનો કબજો કરી ધારનું પરગણું લૂંટવા લાગ્યો. વળી તેણે ધારવાળાઓને કાયર કરી નાંખ્યા. એનું બળ વધતાં વધતાં એ એટલો તો પ્રખ્યાત થયો કે રાણાને સર્વ ભૂલી ગયા, અને મુસાફિરનું આલીરાજપુર એ નામથી પ્રખ્યાત થયું. કેટલાક દિવસ પછી રાણા પ્રતાપસિંહ ગુજરી ગયા, તે વખતે તેમને કુંવર નહોતો, પરંતુ તેમની રાણીને આધાન હતું. પૂરે માસે તેને પુત્ર પ્રસવ્યો, તેનું નામ **જસવંતસિંહ** પાડવામાં આવ્યું. રાણાના મરણ પછી તેમના ભત્રિજા કેશરીસિંહને ગાદી મળવાની આશા હતી, તેથી તેણે આ બાળકને (જસવંતસિંહને) મારી નાંખવાનો મનસુબો કર્યો. આ વાતની ખબર મુસાફિર મકરાણીને પડતાંજ તેણે કેશરીસિંહને મારી કાઢયો અને જસવંતસિંહને ગાદીએ બેસાડી પોતે તેનો કારભારી થયો. એવું કહેવાય છે કે એ મુસાફિર મકરાણીએ અંગ્રેજ સરકારની રજાથી માળવામાં આવી મરેઠાઓને આલીરાજપુરના રાજ્યમાંથી હાંકી કાઢ્યા. પછી જ્યારે અંગ્રેજ સરકારનો માળવામાં પ્રવેશ થયો ત્યારે બીજાં રાજ્યોની માફક આલીરાજપુરનું રાજ્ય પણ અંગ્રેજ સરકારના આશ્રય હેઠળ આવ્યું. એ રાજ્યની પાસે ધારનો રાજા વીસ હજાર રૂપિઆ ખંડ-

ણી લેતા હતા, તેના બદલામાં આલીરાજપુરની જકાતની ઉપજ ધારના રાજ્યને આપવામાં આવી હતી, પરંતુ તે વસુલ કરવામાં ધારના કામદારો સાથે વારેવારે તકરાર થયાં કરતી હતી, તે મટાડવાને બ્રિટિશ સરકારે વચ્ચે પડી ઠરાવ કર્યો કે ખંડણી બદલ આલીરાજપુર પાસેથી અગીઆર હજાર રૂપિઆ અંગ્રેજ સરકારે લેવા, તેમાંથી દશ હજાર રૂપિઆ ધારના રાજ્યને એ ખંડણી બદલ આપવા, અને એક હજાર રૂપિઆ એ રાજ્યની દેખરેખ માટે ભીલપલટણની ચોકી રાખી તેના ખર્ચમાં વાપરવા.•

તા૦ ૧૭ મી માર્ચ સને ૧૮૬૨ ને રોજ જસવંતસિંહ ગુજરી ગયા. તેમણે મરતાં અગાઉ એવું વસિયતનામું કર્યું હતું કે મારૂં રાજ્ય મારા બંને દીકરાઓ વચ્ચે વ્હેંચી આપવું; પરંતુ અંગ્રેજ સરકારે તે વસિયતનામું કબૂલ રાખ્યું નહિ અને એમના વડા કુંવર ગંગદેવને ગાદીએ બેસાડી પોશાક આપ્યો. તેમણે બ્રિટિશ સરકારને રૂ.૧૫૦૦ નજરાણા બદલ આપ્યા અને એવું કરારનામું લખી આપ્યું કે આગગાડીની સડકને વાસ્તે સરકારને હું જમીન આપીશ, તે જમીન ઉપર અંગ્રેજ સરકારનો હુકમ જારી રહેશે. એ રાજા રાજ્ય ચલાવવાને અશક્ત હોવાથી એમના રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત થઈ ગયો, રાજ્યને માથે દેવું વધી ગયું, અને તેમની મા તેમની દુશ્મન થઈ. તેણે ફર્યાદ ઉઠાવી તેથી આખરે ભીલ એજન્ટ સાહેબના ફેંસલા પ્રમાણે તેમને પદભ્રષ્ટ કરવામાં આવ્યા, અને રાજ્યનો સઘળો કારભાર નજફખાન નામે સુપરિન્ટેન્ડેન્ટ નીમી તેને સ્વાધીન કર્યો, તથી રાજા કોઇપણ કામમાં હાથ ઘાલે નહિ એવો ઠરાવ કર્યો. રાજા પોતાનું નિરપરાધીપણું જાહેર કરી ન્યાય મેળવવાની ઇચ્છાથી ભોપાવર ગયા. તેમનો ઈરાદો ઈન્દોર જવાનો હતો, પરંતુ તેમની મા તેમને આલીરાજપુર લઈ ગઈ, ત્યાં કેટલાક દિવસે તેઓ ગુજરી ગયા. તેમના મરણ પછી તેમના ભાઈ રાણા રૂપદેવજી ગાદીએ બેઠા, પરંતુ તે સત્તા રહિત રહ્યા. આખરે ઇ. સ. ૧૮૭૩ માં તેમને માત્ર નામનો અધિકાર આપવામાં આવ્યો અને નજફખાનને વઢવાણી મોકલી તેની જગાએ સુપરિન્ટેન્ડેન્ટ તરિકે વઢવાણીના કામદાર વ્યંકટરાવને નીમ્યો. પરંતુ રાજાની સત્તામાં એથી કશો વધારો થયો નહિ.

રાણા રૂપદેવજીએ તા૦ ૨ જી ડિસેંબર ઈ. સ. ૧૮૭૨ ને રોજ વડવાયાં મુકામે નામદાર ગવર્નર જનરલ લૉર્ડ નોર્થબ્રુકની મુલાકાત કરી એકવીસ મોહરો ભેટ મૂકી અને બે હજાર રૂપિઆ નજરાણા બદલ આપ્યા.

ગર્વનર જનરલ સાહેબે અઢી હજાર રૂપિઆનો કીમતી પોશાક આપી તેમને વિદાય કર્યા. ઈ. સ. ૧૮૮૧ ના અકટોબર માસની ૨૯ મી તારીખે રાણા રૂપદેવજી ગુજરી ગયા. તેમની પાછળ વારસ ન હોવાથી તેમના પિતરાઈ **વજેસિંહને** ગાદી મળી. તેઓ બાલ્યાવસ્થામાં હોવાથી બ્રિટિશ સરકારે રાજ્યકારભાર ચલાવવાને એક હોશિયાર દિવાનની નીમણુક કરી; તેની માર્ફત સઘળો રાજકારભાર ચલાવાય છે. વજેસિંહ પણ પોતાની ભર યુવાવસ્થામાં ઈ. સ. ૧૮૯૦માં અપુત્ર મરણ પામ્યા. તેમના મરણ પછી આલીરાજપુરની ગાદી માટે મર્હૂમ રાણા વજેસિંહના પિત્રાઈ પ્રતાપસિંહ અને ધરમપુરના દરબાર વચ્ચે તકરાર ચાલી, તેમાં ધરમપુર વિરૂદ્ધ ઠરાવ કરી હિંદુસ્તાનની સરકારે **પ્રતાપસિંહને** પસંદ કર્યા. એ આલીરાજપુરના હાલના રાણા છે.

ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લઈ બ્રિટિશ સરકાર તરફ પોતાની વફાદારી જણાવી હતી. આ રાજ્યના રાજ્યકર્તા બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને ૯ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

જસરૂપસિંહ. { મૂળ પુરૂષથી તે આ રાણા સુધીનો હેવાલ મળ્યો નથી. }

પ્રતાપસિંહ.

જસવંતસિંહ.

ગંગદેવજી. — રૂપદેવજી.

(રૂપદેવજી →) વજેસિંહ. (દત્તક)

પ્રતાપસિંહ. ( " )
( હાલના રાજ્યકર્તા. )

**આલીરાજપુર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે. એમાં શુમારે ૪૧૦૦ માણસની વસ્તી છે. અહીંના રસ્તા પહોળા અને સીધા છે, અને તેની બંને બાજુએ દુકાનો આવી રહેલી છે. જૂના રાજમહેલમાં એક સુંદર મકાન છે તેમાં રાજાના અમલદારો બેસે છે તથા ખજાનો રહે છે. એની પાસે એક નિશાળ, દવાખાનું, અને કેદખાનું છે. બજારમાં જતાં "દરબાર" આવે છે, તેમાં રાજા રહે છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ છે.

---

## વઢવાણી.

આ રાજ્ય "વઢવાણીનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી સિસોદિયા જાતના રજપૂત છે, અને તે "રાણા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે ધારનું રાજ્ય, પૂર્વે હોલકર સરકારનો મૂલક, દક્ષિણે અને નૈઋત્યકોણમાં ખાનદેશ જિલ્લો, અને વાયવ્યકોણમાં આલીરાજપુરનું રાજ્ય આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૦૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૫૭૦૦૦ (સત્તાવન હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ.૧૦૦૦૦૦ (એક લાખ)ને શુમારે થાય છે. આ રાજ્ય નામદાર બ્રિટિશ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ઝાડી અને ડુંગરોથી ભરેલો છે; ઉત્તર તરફનો ભાગ વિંધ્યાદ્રિનો કેટલોક ભાગ આવવાથી વધારે પહાડી અને ખરબચડો છે. **મુખ્ય નદી**—નર્મદા, એ આ રાજ્યના ઉત્તર ભાગમાં પૂર્વ પશ્ચિમ વહે છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—ઘણીખરી જમીન ડુંગરાવાળી હોઇને ટીંબા ટેકરાવાળી છે, તોપણ કેટલીક જમીન સપાટ પણ છે; તેમાં ઘઉં, મકાઈ, બાજરી, ડાંગર, શેરડી, કપાસ, ઇત્યાદિનો પાક થાય છે; ઝાડીની અંદર ઇમારતી અને બાળવાનાં લાકડાં ઘણાં થાય છે. **જનાવર**—ઘણુંખરૂં આખા દેશમાં ડુંગર અને ઝાડીમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાબર, દીપડા વગેરે વસે છે. ગ્રામ્ય પશુમાં ગાય, ભેંસ, બળદ, પાડા વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે ભીલ લોકોની છે; એ વિના પરચૂરણ હિંદુ તથા મુસલમાન પણ થોડા વસે છે. અહીંની ભા-

ષા હિંદુસ્તાની છે. મુખ્ય શહેર—**વઢવાણી**, એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર નર્મદા નદીના દક્ષિણ કિનારા પર આવેલું છે, તેમાં રાણા રહે છે. એ શહેર મહૂના રેલવે સ્ટેશનથી નૈઋત્યકોણમાં ૭૫ મૈલ, અને ઝાબુઆથી અગ્નિકોણમાં ૪૫ મૈલ પર આવેલું છે.

**ઈતિહાસ**—વઢવાણીના રાજ્યકર્તા મેવાડના મહારાણાના કુટુંબી સૂર્યવંશી સિસોદિયા જાતના રજપૂત છે. મોરીવંશના પરમાર કુળના રાજા પાસેથી મેવાડ ( હાલ ઉદયપુર) નું રાજ્ય લઇ લેનાર બાપા રાવળને ખુમાન અને ધંક નામે બે કુંવર હતા. જ્યારે બાપા મરણ પામ્યા ત્યારે ખુમાન મેવાડની ગાદીએ બેઠો અને તેનો નાનો ભાઈ ધંક કેદ થવાની બીકથી નાઠો, અને નર્મદા કિનારે આવ્યો. ત્યાં તે બે મહિના રહ્યો. પછી ત્યાંથી તે વિંધ્યાચળપર જઈ મીનાયદેવીના દેવળમાં રહ્યો અને દેવીની પૂજા કરવા લાગ્યો. એ વખતે ત્યાં ગુજ્જર લોક વસતા હતા, તેઓ ધંકની પાસે આવી તેને પૂછવા લાગ્યા કે તારૂં નામ શું અને તું કયા વંશનો છે? ત્યારે તેણે જવાબ દીધો કે મારૂં નામ ધંક, મારૂં ગોત્ર ખિલોત, અને મારી જાત રજપૂતની છે. ગુજ્જરોએ કહ્યું કે અહીં એક મનુષ્યાહારી વાઘ છે તેને જો તું મારે તો તને અમારો સરદાર કરીએ. આ ઉપરથી તેણે તીરકામઠું લઈ ગુજ્જરોની સાથે જઈ તે વાઘને માર્યો, અને તરતજ ગુજ્જરોએ તેને પોતાનો રાજા બનાવ્યો. માત્ર એક બલી ગુજ્જર તાબે ન થયો તેને મારી નાંખ્યો. પછી તે વિંધ્યાપર્વત ઉપર અવાસગઢમાં જઈ રહ્યો. ટુંકામાં **અવાસગઢનો** પહેલો રાજા **ધંક** થયો. તે કલીની દીકરી સાથે પરણ્યો. રાજા ધંકના મરણ પછી **ધીરરાજ, વજેરાજ, અપાલસી, હરીરાજસિંહ, દીપાલસિંહ, હરીપાળસિંહ, ઉદેસિંહ, ખુમાનસિંહ, મેઘરાજ, ગોકવાનસિંહ, ભીમસિંહ, રણુસિંહ, ઈંદ્રજીતસિંહ, ચંદ્રસિંહ, મમારસિંહ, કચન્દરસિંહ, કામરાજસિંહ, પ્રતાપસિંહ, મોકલસિંહ, સોભાગસિંહ,** અને **સમીરસિંહ**, એ અનુક્રમે રાજા થયા, તેઓમાંનો સમીરસિંહ કુસુમપુરાના રાજા સાથે લડયો અને વિજય મેળવી તેણે ત્યાં પોતાનું થાણું બેસાડયું. તેના મરણ પછી તેનો દીકરો **શ્યામસિંહ** રાજા થયો. એણે અપાલખેડીના રાજા સાથે લડાઈ કરી તેને મારી નાંખી કીલીપુર શહેર વસાવ્યું. તેના પછી તેનો દીકરો **મોકલસિંહ** રાજા થયો. તેણે વિંધ્યાચળપરના ઘણા ભીલોને ઠાર મારીને પોતાનો મૂલક વધાર્યો. તેના પ-

છી **વજેપાળસિંહ**, **રામનાથસિંહ**, **બડીયાલસિંહ**, **બલવંતસિંહ**, અને **માલસિંહ**, એ નામે અનુક્રમે રાજા થયા. રાણા માલસિંહને વીરમસિંહ, બીમસિંહ, અને અર્જુનસિંહ નામે ત્રણ કુંવર હતા, તેમાંના પાટવી કુંવર **વીરમસિંહ**ને ગાદી મળી. પરંતુ તે પોતાના નાના ભાઇ બીમસિંહને રાજ્ય સોંપી પોતે દેવગઢ ગયો અને ત્યાંના રાજાને હરાવી તેણે તેની પાસેથી ખંડણી લીધી. એ રાજાના મરણ પછી એના દીકરા **કનકસિંહ**ને ગાદી મળી. તે રતનમાળ, ગોરમકી તથા જાદુહ જીતી ત્યાં રાજ્યકારભાર કરવા લાગ્યો, અને અવાસગઢનું રાજ્ય તેણે પોતાના કાકા બીમસિંહને સોંપ્યું. આ પ્રમાણે વીરમસિંહના વંશજો રતનમાળના મૂલકમાં રાજ્ય કરવા લાગ્યા, અને અવાસગઢમાં બીમસિંહ તથા અર્જુનસિંહના વંશજો હાકેમ થયા.

જે વખતે વીરસિંહનો નાનો ભાઈ બીમસિંહ અવાસંગઢમાં રાજા થયો, તે વખતે તેનો નાનો ભાઇ અર્જુનસિંહ તેની સાથેજ રહેતો હતો. બીમસિંહની રાણીનું નામ ભાવમતી હતું. એક વખતે બહુ ભૂખ્યા થવાથી અર્જુનસિંહે રાણી ભાવમતી પાસે ભોજન માગ્યું અને તે ખાવાની ઉતાવળ કરવા લાગ્યો, ત્યારે ભાવમતીએ કહ્યું કે આવી ઉતાવળ શી છે? શું તું દેવગઢ જીતીને આવ્યોછું? આવાં વચન સાંભળી અર્જુનસિંહના મનપર બહુજ અસર થઈ અને તરતજ એણે દેવગઢ જવાની તૈયારી કરી. પછી ત્યાંથી એક ગાઉ દૂર જઈ પોતાનો તંબુ નાંખ્યો. આ ખબર તેના ભાઈ રાણા બીમસિંહને થતાંજ તે તેની પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે સ્ત્રીના કહેવાથી શું આમ તોફાન થતું હશે, તારી ભાભીએ મશ્કરી કરી હશે, તેમાં તે કોઈ ખોટું લગાડતું હશે? ઘેર ચાલો, જબરા શત્રુ સાથે લડવા જતાં માર્યા જશો, રાજ્ય જશે, અને આપણે ધૂળધાણી થઈ જઈશું. અજગરના મોમાં જાણી જોઇને હાથ ઘાલવા કોણ જાય? અને વાઘની સાથે બાથ ભીડવા તૈયાર કોણ થાય? ઇત્યાદિ ઘણીક સમજુત આપી, પરંતુ અર્જુનસિંહે કહ્યું કે જે થવાનું હતું તે થયું, મેં ઘોરમાં પગ લંબાવ્યો છે અને હું મરવાને તૈયાર છું; માટે દેવગઢ તો જરૂર જઇશું, કાં તો મરીશું કે કાં તો મતલબનું મોતી મેળવીશું. આથી છેવટ બીમસિંહે લાચારીથી લશ્કર તથા મૂલક અર્જુનસિંહને સ્વાધીન કર્યો અને પોતે રાજપાટ છોડી દઇ વનમાં જઇને રહ્યો. પછી **અર્જુનસિંહ** રાજા થયો ને તે એકસો દેવગઢ ગયો, ત્યાં તેણે એક

વાવના કિનારાપર તંબુ ઠોક્યા. આ વખતે દેવગઢમાં રામસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો, તેનો માણસ તે વાવપર પાણી ભરવા આવ્યો, તેને અર્જુનસિંહે પૂછયું કે આ પાણી તુ કોને માટે લઇ જાયછે? શું તું પખાલીનો ધંધો કરેછે? તે અવિવેકી માણસે સામો બેદરકારી ભરેલો જવાબ દેવાથી અર્જુનસિંહને બહુ ક્રોધ ચડયો, તેથી તેણે તેને માર્યો અને પાણીનું વાસણ ફોડી નાંખ્યું. આથી તે માણસે રડતાં રડતાં જઇ દેવગઢના રાજા રામસિંહને સઘળી હકીકત જાહેર કરી. એટલે તેણે અર્જુનસિંહને પકડવાને કેટલાંક માણસો મોકલ્યાં; તેમાં કેટલાંક મરાયાં, અને કેટલાંક નાઠાં. પછી રાજા રામસિંહ લડાઇ ન કરતાં અર્જુનસિંહને આવી મળ્યો અને તેને પોતાને ઘેર તેડી આણી તેનો બહુ આદરસત્કાર કર્યો. આ વખતે રામસિંહના પગમાં એક તોડો હતો, તે પહેરવાનું કારણ અર્જુનસિંહે તેને પૂછયું; ત્યારે રામસિંહે જવાબ આપ્યો કે મેં ઘણાખરા વેરીઓને હરાવ્યા છે તેના જયની આ નિશાની છે. આ વખતે અર્જુનસિંહે અજ્ઞાનતાથી સામી તકરાર કરી કે એ નિશાની ગળામાં અથવા હાથપર શોભે, માટે પગમાંથી તોડો ઉતારો, અગર તો મારી સાથે યુદ્ધ કરો. રામસિંહે તેને સમજાવીને કહ્યું કે એ તોડો હું તમને આપીશ એટલુંજ નહિ, પરંતુ મારી દીકરી તમારી સાથે પરણાવીશ. એથી પણ અર્જુનસિંહ રાજી થયો નહિ અને તેણે તરંતજ એક થાંભલામાં બરછી મારી આરપાર કહાડી રામસિંહને કહ્યું કે આ બરછી કાઢો, નહિતો તોડો મને આપો. રાજા રામસિંહે પરોણાનું મન મનાવવાને અને તેને રાજી કરવાને કહ્યું કે એ બરછી કાઢી આપનું બળ મને દેખાડો; જો એ બરછી તમે કાઢશો તો તમે જીત્યા અને અમે હાર્યા. તરતજ અર્જુનસિંહે બરછી કાઢી. આથી રાજા રામસિંહે પોતાની દીકરી મસમાતપરમલા અર્જુનસિંહની સાથે પરણાવી તેને સોનાનો તોડો પહેરાવ્યો. આ પ્રમાણે અર્જુનસિંહ વિજય મેળવી પોતાના ભાઇ ભીમસિંહ પાસે આવી હાજર થયો અને તોડો તેની પાસે મૂકયો, તથા અથઇતિ બધી વાત તેની આગળ કહી. આથી ભીમસિંહ રાજી થયો. પછી તે અર્જુનસિંહને ભાવગતીની સમક્ષ લઇ ગયા, તેથી તે પણ રાજી થઇ. અર્જુનસિંહના મરણ પછી **વાગજી અને પરસનસિંહ** નામે રાજા થયા. એવું કહેવાય છે કે એ પરસનસિંહને એક વખત એક પહાડની ગુફામાં ગુરૂ ગોરખનાથ મળ્યા હતા; તેમણે તેને પૂછયું કે તું કોણ છે? કયાંથી આવ્યો છે? અને તારી ઈચ્છા શી

છે ? ત્યારે રાણાએ વિનંતિ કરી કહ્યું કે હું અવાસગઢનો રાજા છું અને અહીં આપનાં દર્શનને અર્થે આવ્યો છું. આ સાંભળી ગોરખનાથ તેના ઉપર પ્રસન્ન થયા અને તેમણે ભોજન આપી ફરમાવ્યું કે આ ખાણું ખા, ઢીલ ન કર. પરંતુ રાણાએ ક્ષમા માગી અને ન ખાધું. આથી ગોરખનાથે તેને શાપ દીધો કે તું મુસલમાન થઈશ, હિંદુ નહિ રહે. રાણો આ સાંભળી બીધો, અને બારણા તરફ જોયું તો એક બીઆમણો સાપ દેખાયો. આથી તે વધારે ગભરાયો અને આંખો મીચી બહાર આવ્યો. એજ અરસામાં પાદશાહી ફોજે તેના પુત્ર ભીમસિંહને હરાવ્યો. પછી પરસનસિંહ અવાસગઢ આવ્યો, તેને પણ પાદશાહી ફોજના સરદારે પકડી કેદ કર્યો અને કહ્યું કે તું મુસલમાન થા, નહિતો તને કતલ કરવામાં આવશે. આ વખતે તેને ગોરખનાથનું કહેલું વચન યાદ આવ્યું તેથી આખરે તે વટલી મુસલમાન થયો. પાદશાહે આ ખબર જાણી તેના પર પ્રસન્ન થઈ તેને યાતીર નામે ચોરાશી ગામનું પરગણું અને એક હાથી તથા પોશાક બક્ષિશમાં આપ્યાં, અને અવાસગઢનો મૂલક પણ તેને પાછો આપ્યો. પછી પરસનસિંહે પોતાના કુંવર **ભીમસિંહ**ને રાજ્ય સોંપી દીધું. ભીમસિંહના પછી **વચ્છરાજસિંહ**, અને તેમના પછી **પરસનસિંહ** (બીજો) નામે રાજા થયા. એમણે પાદશાહી ફોજના એક સરકાર ચાંદખાનની મદદથી રાયપુરના રાજા બળવંતરાયને હરાવી નસાડયો, અને ત્યાં પોતાનું થાણું બેસાડયું; ત્યાંથી બલનપુર જઇ તે કબજે કર્યું ને ત્યાંથી અવાસગઢ આવી ચાંદખાનને ઘણો પૈસો વગેરે માલમતા આપી રવાને કર્યો; ત્યાંથી જઈ સલાદૂના રાજા પાસે ખંડણી માગી, પણ તેણે તે આપવાની ના પાડી, તેથી તેની સાથે લડાઇ કરી તેનો મૂલક કબજે કર્યો; ત્યાંથી જઈ બાલકુવાના રાજાને માર્યો. આ પ્રમાણે વિજય મેળવી તે પાછો અવાસગઢ આવ્યો. થોડા દિવસ પછી તેણે વાવણીપર હુમલો કર્યો અને ત્યાંના રાજા સાથે એક વરસ સુધી લડાઇ કરી તે મૂલક પણ પોતાને તાબે કર્યો. એ ઘણા મોટા દરજ્જાવાળો, બહાદુર અને ડાહ્યો હતો, પ્રજા ઉપર મહેરબાની રાખનાર, અને ગરીબોને પાળનાર તથા બક્ષિશ આપનાર હતો. એ જાહેરમાં હિંદુ પરંતુ અંદરખાનેથી મુસલમાન થયો હતો, અને રમજાન મહિનામાં રોજા રાખતો હતો. એને રાયભાણ અને લીમજી નામે બે દીકરા હતા, તેમાંના **રાયભાણ** તેના મરણ પછી ગાદીએ બેઠા. એમની મા લીમજી ઉપર બહુ

દ્વેષ રાખતી હતી, અને તેની સાથે હમેશા વઢતી હતી. તેને મારી નાંખવાને માટે એક વખત તેણીએ ઝેર નાંખેલું ભોજન તૈયાર કરાવ્યું, પરંતુ લીમજીને એ વાતની ખબર પડવાથી તેણે તે ખાધું નહિ. ભોગ જોગે તે વખતે ત્યાં રાયભાણ આવ્યો. તે બહુ ભૂખ્યો હોવાથી અને તે વખતે તેની મા ત્યાં ન હોવાથી તેણે તે ખાણું ખાધું, તેથી થોડા વખતમાં તેને ઝેર ચડવા માંડ્યું અને તેની અસરથી છેવટે તે મરી ગયો. લીમજી નાશીને જંગલમાં જતો રહ્યો. જ્યારે રાયભાણની માને આ વાતની ખબર પડી ત્યારે તેણે રડાપીટ અને કળકળાટ કરી મૂક્યો અને તરતજ સિપાઇઓને લીમજીને પકડી મારી નાંખવાનો હુકમ આપ્યો. તેમણે તપાસ કરી લીમજીને જંગલમાંથી પકડ્યો અને તેને મારી નાંખવાનો પોતાનો વિચાર જાહેર કર્યો. તે વખતે લીમજી રડ્યો અને તેણે આજીજી કરીને તેમને કહ્યું કે મેં કશો ગુન્હો કર્યો નથી, વિના અપરાધે હું આફતની જાળમાં ઘેરાઈ ગયોછું, અહીં ઇશ્વર વિના કોઈ મારી મદદે આવનાર નથી અને ફક્ત દિલગીરી અને દુઃખ સિવાય બીજું કોઈ મારી દાઝ જાણનાર નથી, તમે મારા પિતાનું લુણ ખાનારા છો, પરંતુ હાલમાં તે જૂલમગાર સ્ત્રીના તાબેદાર છો; હું તમને એટલુંજ કહુંછું કે તેણે મને ઝેર દઈ મારી નાંખવાની યુક્તિ રચી હતી, તેજ ઝેરથી તેનો પુત્ર અને મારો ભાઈ રાયભાણ મરણ પામ્યો છે, અને જો અહીં તમે મને મારશો તો અમારૂં કુળ નાશ પામશે. ગમે તેમ હોય, તોપણ હું તમારા રાજાનો પુત્ર છું, તમે પોતે જાણોછો કે હું બિલકુલ નિરપરાધી છું, મારા બાપના લુણનો હક્ક બજાવો, મને મૂકી દેશો તો હું અહીંથી ચાલ્યો જઇશ, અને ફરી કોઈ વખત રાજ્યમાં આવીશ નહિ. તેનાં આવાં વચન સાંભળી સિપાઈઓને તેની દયા આવી અને તેમણે તેને છોડી દીધો. પછી તેને બદલે એક હરણને મારી નાંખી તેની આંખો કાઢી રાયભાણની મા પાસે તેઓ લઈ ગયા. પરંતુ તેણે સિપાઈઓની વાત સાચી માની નહિ અને તે લીમજીને શોધવા લાગી. જ્યારે તેનો કશો પત્તો લાગ્યો નહિ ત્યારે આખરે તે લાચાર થઈ.

મોતના મોંમાંથી બચેલો રાણો લીમજી જંગલમાં પડતો આખડતો એક પહાડની ખોમાં ગયો અને ત્યાં સંતાઈ રહ્યો. ત્યાંના ભીલો લીમજીના ચહેરા ઉપર સદાચારની નિશાની જોઈ તેના ગરજાઉ થયા અને તેમણે તેને પોતાનો રાજા બનાવ્યો. રાયભાણના મરણ પછી અવાસગઢમાં લીમ-

જી સિવાય કોઈ વારસ નહોતો, તેથી ત્યાંના સઘળા અમીરો એક મત થઈ ગાદીએ બેસાડવાને એની શોધ કરવા લાગ્યા. છેવટે લીમજીનો પત્તો કટોરી ખોમાંથી લાગ્યો અને ગજસિંહ નામે અમીરે લીમજીને અવાસમઢ લાવી ગાદીએ બેસાડયા. આ પ્રમાણે લીમજીને રાજ્ય મળ્યા પછી તેમણે માંડુ જઈ ઓરનીપાર જીત્યું અને પોતાના કાકાના દીકરા પ્રથીસિંહને પાથરા તરફ મોકલ્યો, પરંતુ તેને રસ્તામાં ઓચિંતા એક મુસલમાન સરદારની ભેટ થઈ, તેની સામે થવાથી તે માર્યો ગયો. પછી પ્રથીસિંહનો મોટો દીકરો કલ્યાણસિંહ રાણા પાસે આવ્યો. રાણા લીમજીએ તેને જાગીર આપી સંતોષ્યો.

રાણા લીમજીને મહાભારત સાંભળવાની ટેવ હતી અને એમનું મન પાઠ પૂજામાં ઘણુંજ લાગ્યું હતું; એમના દરબારમાં ગોવિન્દ પંડિત નામે એક વિદ્વાન શાસ્ત્રી રહેતો હતો, તેણે ઈ. સ. ૧૬૧૭ (સંવત ૧૬૭૩)માં આ વંશની હકીકતનું કંલ્પગ્રંથ નામે એક પુસ્તક રચ્યું. પોતાની ઉમરના છેવટના ભાગમાં રાણા લીમજીએ પોતાના નાના દીકરા મદનસિંહને પાદશાહ પાસે મોકલ્યો, તેથી પાદશાહે રાજી થઈ તેને પોશાક આપ્યો. લીમજીને પાંચ કુંવર હતા, (૧) ચંદ્રસિંહ, (૨) લક્ષ્મણસિંહ, (૩) હમીરસિંહ, (૪)ભાઉસિંહ, અને (૫)મદનસિંહ; તથા મીસમાત દેવમતી નામે એક કુંવરી હતી, તેને અલીમોહન ઉર્ફે આલીરાજપુરના રાણા રાયસિંહજી સાથે પરણાવી હતી. પરંતુ રાયસિંહજી કોઇ દિવસ દેવમતીને તેના પિતાને મળવા આવવાની રજા આપતો નહોતો. પછી લીમજીએ પોતાના દીકરાઓને કહ્યું કે જાઓ અને દેવમતીને લાવો. આથી ભાઉસિંહ જવાને તૈયાર થયો. એક મોટા લશ્કર સાથે અલીમોહન જઇને તેણે રાયસિંહજીને કહ્યું કે દેવમતીને રજા આપો, પરંતુ અલીમોહનના રાણાએ રજા આપવાની ના કહી અને મશ્કરીમાં એક દાસીને ભાઉસિંહની બેન કહીને મોકલી. એથી ભાઉસિંહને ઘણુ ખોટું લાગ્યું. પછી તેણે પોતાની બેનને ગુપ્ત રીતે કહેવડાવ્યું કે તમને મળવાને અમે તરસ્યા છીએ, અહીં સુધી મળવા આવ્યા અને વગર મળે પાછા જઇએ એ ઠીક નહિ માટે તમે અહીં સુધી આવો, તો આપણે નજરો નજર મેળવ્યા પછી અમે પાછા જઇએ. દેવમતી પણ પોતાના ભાઇને મળવાને બહુ આતુર થઇ રહી હતી, તેથી તે છાનીમાની ભાઉસિંહ પાસે આવી એટલે તે તેને લઈ ચાલી નીકળ્યો. તેની પાછળ રાયસિંહજી લશ્કર લઇને આવ્યો, એટલે ભાઉસિંહ પોતાની બેનને અવાસ-

ગઢ મોકલાવી પોતે લડવાને સજ થઇ ઉભો. એ લડાઇમાં તેના સોમચંદ અને રામચંદ નામે સરદારો ઘવાયા, પરંતુ તે શૂરાઓએ રણભૂમિમાંથી પાછી પાની કરી નહિ. રાયસિંહજી નાશી ગયો અને ભાઉસિંહ જય મેળવી અવાસગઢ પાછો આવ્યો. રાણા લીમજીએ પોતાના મોટા દીકરા ચંદ્રસિંહનાં લગ્ન (૧) સોલંકી જાતના પૂરખેડીના રાજાની દીકરી સાથે, (૨) ઝાબુઆના રાજાની દીકરી સાથે, અને (૩) કોડીના રાજા માનસિંહની દીકરી સાથે એમ ત્રણ જગોએ કર્યા. તેમાંની ઝાબુઆના રાજાની દીકરીને પેટે કુંવર સુરસિંહ અવતર્યો; સોલંકી રાણીથી વજેસિંહ, જોધસિંહ, શ્યામસિંહ અને રાજસિંહ એ નામે ચાર કુંવરો તથા ચાર કુંવરીઓ એટલાં સંતાન અવતર્યાં; ને ત્રીજી રાણીને ફક્ત બે દીકરીજ હતી.

હવે દેવમતીને પોતાને પીએર આવ્યાને ઘણી મુદ્દત થઇ જવાથી તે પોતાના વરની પાસે જવાની પોતાના પિતા પાસે રજા માગતી હતી, પણ રાણા લીમજી તેને રજા આપતા નહોતા, તેથી દેવમતી પોતાના સ્વામી પાસે જવાને આકુળવ્યાકુળ થઇ રહી અને આખરે તેણે પોતાના બાપપર નારાજ થઇ એક વખત તો તેમને ઝેર ખવડાવ્યું, પરંતુ ઝેરની કાંઇપણ અસર થઈ નહિ, તેથી બીજી વખત એક માણસ સાથે સંતલસ કરી ઝેર ખવડાવ્યું, તેની અસરથી રાણા લીમજી માંદા પડયા અને રાજ્ય ચલાવવાને અશક્ત થયા. આ વખતે તેમનો કુંવર ચંદ્રસિંહ અવાલીપરામાં હતો, તે એકદમ આ ખબર સાંભળી લશ્કર લઇ અવાસગઢ આવ્યો અને લીમજીને ગાદીપરથી ઉઠાડી મૂકી પોતે રાજા થયો. આવી રીતે આ પુત્ર તથા પુત્રી પોતાના પિતાની સાથે ઘાતકીપણે વર્ત્યા તેથી રાજ્યની ખરાબી થઈ, માંહોમાંહે ઝઘડા શરૂ થયા, બધા ભાઇઓ તોફાન કરવા લાગ્યા, અને તેઓ ચંદ્રસિંહને શિક્ષા કરવાને તૈયાર થયા. આથી પ્રથમ રાણો ચંદ્રસિંહ ગોવલગઢ ગયો, અને ત્યાંથી સુલતાનપુર પહોંચ્યો. પૃથીસિંહના બીજા દીકરા ખમાનસિંહે ચંદ્રસિંહની પાછળ પાછળ ગોવલગઢ જઇ રાણા ચંદ્રસિંહના સંબંધીઓને પકડયા અને તે તેમને અવાસગઢ લાવ્યો; આ વાતની ચંદ્રસિંહને ખબર પડતાંજ તેણે અવાસગઢ ઉપર ચઢાઇ કરી પ્રથમ પોતાના ભાઈ ભાઉસિંહના ઘરમાં આગ લગાડી, તેમાં તેની રાણી મિસમાત અસાઉતી બળી મુઈ, પછી ખમાનસિંહનું ઘર બાળ્યું, તેથી તે નાઠો અને દિલ્હીના પાદશાહની પાસે ગયો. એ અરસામાં ચંદ્રસિંહના બીજા ભાઇઓએ આવી તેની સાથે

લડાઈ કરી તેથી તે નાશીને દેવગઢ ગયો.

આ વખતે રાણા લીમજી માંદા હતા, તે કેટલાક દિવસ માંદગી ભોગવી મરણ પામ્યા. એ ખબર જાણી ચંદ્રસિંહ ગભરાયો, કેમકે પોતાના ભાઈઓ સાથે લડવાને તેનામાં શક્તિ નહોતી. આ પ્રસંગે જો કદાપિ તે અવાસગઢના કિલ્લામાં આવત, તોએ બચત નહિ, પરંતુ એના સુભાગ્યે આજ અરસામાં દિલ્હીના પાદશાહ ઔરંગજેબ બુરાનપુર મુકામે આવ્યા. તેમના લશ્કરમાં જઈ ચંદ્રસિંહ ભળી ગયો અને છ મહિના સુધી તેણે પાદશાહની સેવા બજાવી તેમને રાજી કર્યા. આથી પાદશાહે ખુશી થઈ તેને અવાસગઢની સનદ લખી આપી અને કેટલીક ફોજ મદદે મોકલી. એ મદદવડે તેણે પોતાના ભાઈઓ સાથે લડાઈ કરી તે સઘળાને પકડી તેમને પાદશાહી સરદારને સ્વાધીન કર્યા. આ પ્રમાણે નિર્ભય થયા પછી તે બોરખેડાના રાજા અભાણરાવની દીકરી સાથે પરણ્યો, તેને પેટે કુંવર મોહનસિંહ અવતર્યો. એ છઠ્ઠો કુંવર હતો.

રાણા ચંદ્રસિંહનો કુંવર સુરસિંહ શૂરો તથા બળવાન હતો. એ ખરગુન જઈ ત્યાંના પાદશાહી હાકેમને મળ્યો અને તે સરદારના હુકમ પ્રમાણે એ એક વાઘને તરવાર તથા બરછીથી મારી નાંખી ત્યાંથી પોશાક લઇ અવાસગઢ આવ્યો.

મુગલોના સરદાર ઉસમાનખાને અસંખ્ય લશ્કર લઇ અવાસગઢપર ચઢાઇ કરી, તેની સાથે સુરસિંહે બપોર સુધી લડાઈ કરી, પરંતુ આખરે હારી તે રણક્ષેત્ર મૂકી નાઠો, અને ઉસમાનખાન અસવાગઢને બાળી ધૂળધાણી કરી નાંખી સિંધુનદી તરફ ચાલ્યો ગયો. આ પછી ગોપાળસિંહ તથા કરનાળસિંહ ખેડામૂરદામાં રાજ્ય કરતા હતા તેઓ રાણાને ખંડણી આપતા નહોતા, તેથી તેમના ઉપર સુરસિંહે ચડાઇ કરી ખેડામૂરદાને ઘેર્યું. આ ઠેકાણે બંને વચ્ચે લડાઈ થઈ તેમાં કિલ્લામાંના લોકોએ શૌર્ય દેખાડ્યું. સુરસિંહ કિલ્લાની સફીલ ઉપર ચઢી ગયો અને તેણે કિલ્લામાં જઈ કરનાળસિંહને મારી નાંખ્યો, તથા ગોપાળસિંહને પકડ્યો; તેને ત્રણ મહિના સુધી કેદ રાખ્યા પછી ખંડણી ઠરાવી છોડી દીધો. રાણા ચંદ્રસિંહને અવાસગઢ મજબૂત જણાયો નહિ, તેથી છતરસાલ નામે પોતાના એક સરદારને અવાસગઢમાં મૂકી ત્યાંથી પોતે નર્મદા કિનારે આવ્યો અને ત્યાં વઢવાણી નામે શહેર વસાવી તેને પોતાની રાજધાની કરી ત્યાં રહેવા લાગ્યો.

ચંદ્રસિંહના અમલમાં રાયપુરમાં કાશી નામે બ્રાહ્મણ રહેતો હતો તે તેની તાબેદારી ઉઠાવતો નહોતો, તેથી સુરસિંહે જઇને તે બ્રાહ્મણની સાથે લડાઈ કરી તેને તેનાં ત્રણસેં માણસો સાથે હરાવી મારી નાંખ્યો, અને તેનો સરસામાન લૂંટી આણ્યો. તેના ત્રણસેં ચાકરો પકડાયા અને બાકીના નાશી છૂટયા. સુરસિંહે તે સર્વ કેદીઓના હાથ તથા નાક કાપી તેમને ભેરવદાસ જે તેમનો દુશ્મન હતો, તેની પાસે મોકલ્યા. આથી ભેરવદાસે ગભરાઇ ઓરખેડે જઈ રાણાની મુલાકાત લઈ કહ્યું કે, તમારો કુંવર સુરસિંહ મને બહુજ કનડે છે, અને મારાપર બહુ વેર રાખે છે, તેથી હું તમારી સાથે લડવાને આવ્યો છું; એમ કહી તેમને ત્રણ બાણ ( તીર ) માર્યાં, તેથી રાણો ઘાયલ થયો. આથી રાણાના ભોજ અને કાલુ નામે સરદારોએ ભેરવદાસપર હુમલો કર્યો, તેથી ભેરવદાસ નાઠો અને છતરસાલને સાથે લઇ ખરગુંદ ગયો. ચંદ્રસિંહ અવાસગઢપર ચઢાઈ કરી ખરગુંદ જઈ ભેરવદાસને મળ્યો. આથી ભેરવદાસે બહુ શરમાઇ જઇને કહ્યું કે પાદશાહે મને મારી નાંખવાનો હુકમ કર્યો હતો તે વખતે તમે શિફારસ કરી મને બચાવ્યો હતો, છતાં તમારી સામા લડયો, એ મારી મોટી કસૂર થઇ. રાણા ચંદ્રસિંહ ત્રણ મહિના સુધી ખરગુંદ રહ્યા. ભેરવદાસ દરરોજ તેમની તેનાતમાં હાજર રહેતો. એક દિવસે ભેરવદાસે રાણા આગળ અરજ કરી કે મારાથી અને છતરસાલથી ભૂલ થઇ છે, હવે બહુ થયું, અમારી ભૂલ માફ કરો અને પાંચ ગામ છતરસાલને આપી અવાસગઢ લઇ લો. આથી રાણાએ છતરસાલની કસૂર માફ કરી અને જાગીર આપી તેને રાજી કર્યો, તથા તેની પાસેથી અવાસગઢ લઈ ત્યાં પોતાનો કબજો કરી પાછળથી વઢવાણી આવી ત્યાં પોતે રાજ્ય કરવા લાગ્યા.

છતરસાલે માથે પાઘડી બાંધવાની બાધા લીધી અને થોડી મુદ્દત પછી ભેરવદાસે તેને કહ્યું કે રાણો તને જીવતો ન રાખતાં મારી નાંખશે, માટે કોઈ પણ રીતે તેનાથી બચવાની યુક્તિ કરી તું નિર્ભય થા. પછી છતરસાલે પોતાના દીકરા વજેસિંહને બોલાવી કહ્યું કે તું વઢવાણી જઇ રાણાનો તાબેદાર બની લાગ આવેથી તેને મારી નાંખી ચાલ્યો આવજે. આ પ્રમાણે વજેસિંહ વઢવાણી ગયો અને કેટલીક મુદ્દત સુધી રાણાના દરબારમાં રહી તેણે તેનો સંપૂર્ણ વિશ્વાસ મેળવ્યો. પછી એક દિવસે વજે અને ગીરધારી નામે બે નોકરને સાથે લઇ રાણાને એકાંત કરવાને બહાને બીજા મકાનમાં લઈ જઇ તેણે તેમનો ઘાત કર્યો; એટલામાં રાણાનો કુંવર રાજ-

ાસિંહ ત્યાં આવી પહોંચ્યો અને લડાઈ શરૂ થઇ, તેમાં રાજસિંહ પણ મા-ર્યો ગયો. ભગવાનજી બ્રાહ્મણ નામે રાણાના નોકરે વજેસિંહને બરછીનો ઘા કર્યો, તેથી તે લોહી વહેતો પડયો. છતરસાલે પોતાના દીકરા વજેસિંહને મો-કલ્યો હતો ખરો, પરંતુ તેને ફિકર હતી કે રખેને વજેસિંહ મરાય અને મારૂં ઘર ભાગે; એમ ધારી તે ફોજ લઈ આજ લડાઇને પ્રસંગે આવી ચડયો અને લડાઈમાં સામેલ થયો. રાણાના નોકર મલુકચંદ તથા જસવંતસિં-હે તેની સાથે યુદ્ધ કર્યું, તેમાં મલુકચંદ માર્યો ગયો. છતરસાલ પોતાના ઘ-વાએલા દીકરા સહિત ખરગુંદ ગયો. આ હકીકત જ્યારે સુરસિંહની જાણ-વામાં આવી ત્યારે એ વેરનો બદલો વાળવાને તે નર્મદા કિનારે થઇ સુલતા-નપુર ગયો અને ત્યાંના હાકેમ બહીલોલખાનને સર્વ હકીકત કહી ત્યાંથી કુ-કમરા ગામ આગળ તેણે છતરસાલના લશ્કરને ઘેર્યું, તેમાં છતરસાલના ખા-નજહાં અને બાલુ બ્રાહ્મણ એ નામે બે સરદાર તેમજ ઘણાક સિપાઈ મ-રાયાથી ત્યાંથી તે નાઠો; આથી સુરસિંહ તેની પાછળ પાછળ ગયો અ-ને તેણે છતરસાલ તથા તેના સાથીઓને મારી નાંખ્યા. છતરસાલની સાથે હરીસિંહ હતો તે નાશી ગયો. ત્યારપછી સુરસિંહ વઢવાણી આવ્યો. દગ-લબાજ ભેરવદાસ પણ ત્યાં જલદીથી આવી પહોંચ્યો, અને દગાફટકાથી સુ-રસિંહને ભૂલથાપ દઈ તેને મારી નાંખી પાછો નાશી ગયો. પછી રાણા ચંદ્રસિંહ પુત્ર શોકથી થોડા વખતમાં મરણ પામ્યા. તેમના મરણ પછી તેમના બીજા કુંવર **જોધસિંહ** ગાદીએ બેઠા. એમણે લશ્કરમાં સુધારો કરી મૂલકને આબાદ કર્યો, એટલે ભેરવદાસ બાગલને પાછી તેમના તરફની ચિંતા પેઠી, અને પોતે જાતે તેમના આગળ આવી રણસંગ્રામ રોપ્યો. તેની સામા રાણા જોધસિં-હ લશ્કર લઇ ગયા. લડાઇ શરૂ થઇ, તેમાં ભેરવદાસે બહુ શૂરાતન બતાવ્યું, છતાં અંતે મરાયો અને રાણાનો ભાઇ શ્યામસિંહ પણ માર્યો ગયો, તથા તેનો બીજો ભાઈ વજેસિંહ ઉર્ફે રામસિંહ જખમી થયો. પછી રાણાના ભાઇ રામસિંહે પ્રથીમંડળ ઉપર ચડાઇ કરી છતરસાલના બીજા દીકરા અમરમલની સાથે લડાઇ કરી તેને મારી નાંખ્યો. અમરમલ-ની સ્ત્રી રામસિંહ પાસેથી પોતાના ધણીનું માથું માગી લઇ ચિતા ખડકી તેમાં પડી બળી મુઈ. વળી તેની મા મેનાબાઇ નામે હતી, તે પોતાના પુત્રને મરણ પામેલો જોઈ રણક્ષેત્રમાં લડવાને આવી, તેને વજે બીજે એક તીર માર્યું, તે ખેંચી કાઢી તે બોલી કે ફરીથી તીર માર. તે સાંભળી એ-

ક નિર્દય માણુસે બીજું તીર માર્યું, તે તેની આંખમાં વાગ્યું; તેને પણ ખેંચી કાઢી તે ફરીથી બોલી કે ફરી એક તીર માર. નિર્દય હાઉજી ભીલે તે દુઃખીઆરી સ્ત્રીને એક બીજું તીર માર્યું, તેથી તે સ્ત્રી ભોંય ઉપર પડી, અને તરફડીઆં મારી મરી ગઇ. ત્યાર પછી રામસિંહે પ્રથીમંડળ લૂંટયું અને તે જય મેળવી રાણા જોધસિંહ પાસે આવી હાજર થયો. પછી રાણા જોધસિંહ બહીલોલખાન તથા સુલતાનખાન નામે પાદશાહી સરદારો આગળ નમ્રતાથી હાજર થયા, અને તાબેદાર પ્રમાણે વર્ત્યા; તેથી તેમણે રાણાને માન આપી હરેક રીતે દિલાસો આપ્યો. આ પ્રમાણે પાદશાહી સરદારોથી નિર્ભય બની રાણા જોધસિંહ વઢવાણી આવી રાજ્ય કરવા લાગ્યા. પછી તે નર્મદા પાર ગાંગલીના રાજ્યમાં જઇ ત્યાંના રાજા ગાંગલીદાસ સાથે લડાઇ કરી ગાંગલી લૂંટી પાછા આવ્યા. ભેરવદાસનો નોકર ગીરધારી જેણે અગાઉ રાણા ચંદ્રસિંહને તરવાર મારી હતી, તેણે વઢવાણી આવી જોધસિંહ આગળ પોતાની કસૂર બાબત માફ માગી તેથી ભોળા રાણાએ તે માફ કરી તેને વઢવાણીમાં રહેવા દીધો.

ગાંગલીદાસનો દીકરો બેનીદાસ ગાંગલીથી નાશી ગયો હતો, તેણે બદલો વાળવાના ઇરાદાથી મોહનપુરાપર ચડાઇ કરીને રાણા જોધસિંહ સાથે લડાઇ કરી, તેમાં બેનીદાસની હાર થઇ ને તે નાશી ગયો. રાણા જોધસિંહનો એક દીકરો પર્વતસિંહ નામે હતો, તે અંજીરમાં રહેતો હતો અને રાણાનો નાનો ભાઇ મોહનસિંહ બોરખેડામાં રહેતો હતો; સિવાય સઘળા માર્યા ગયા હતા, ફક્ત રાણાના થોડાજ મદદગારો જીવતા રહ્યા હતા.

મોહનસિંહની મા ધાસ્તીથી બોરખેડામાં રહી પોતાના દીકરાઓને ઉછેરતી હતી. જ્યારે મોહનસિંહ મોટો થયો ત્યારે લશ્કર રાખી તેણે વઢવાણી ઉપર ચડાઇ કરી કિલ્લાને ઘેરો ઘાલ્યો, પરંતુ જોધસિંહે તેને સમજાવી તેને પૈસાની જરૂર હતી, તેથી થોડા પૈસા આપી સલાહ કરી. પછી તેઓ એક બીજાને ત્યાં આવવા જવા લાગ્યાં. એક દિવસ રાણા જોધસિંહ પોતાના નાના ભાઇને મળવા આવ્યા ત્યારે તેમને મોહનસિંહના માણસોએ દગાથી મારી નાંખ્યા. આથી જોધસિંહના માણસો થોડી વાર સુધી સામા થયા, પણ અંતે નાશી ગયા. પછી રાણા **મોહનસિંહ** વઢવાણીમાં આવી રાજ્યના માલિક થયા. આ વખતે રાણા જોધસિંહનો દીકરો પર્વતસિંહ અંજીરમાં હતો, તે આ હકીકત સાંભળી વઢવાણીમાં આવી લશ્કર એકઠું

કરવા લાગ્યો. રાણા મોહનસિંહે તેના ઉપર ચડાઇ કરી, પરંતુ પર્વતસિંહે તેની સામા ન થતાં નાશીને સલાવદમાં જઈ આશ્રય લીધો અને ત્યાંથી હવે ઉદેરામ તથા રામચંદ્ર નામે પોતાના કામદારોને લસ્કર લઇ વઢવાણ ઉપર મોકલ્યા. તેમણે જઇ રાત્રે ઓચિંતો છાપો માર્યો, તેમાં ગાંગલીના રાજાનો દીકરો ઘણા માણસો સહિત મરાયો અને મોહનસિંહ ગભરાઇને નાશી ગયો. પર્વતસિંહના સરદારો પાંચ દિવસ સુધી વઢવાણીની રૈયતને લૂંટી તેની પાસે ગયા અને તેને ખબર કરી કે હાલમાં વઢવાણીમાં કોઇ નથી તથા દુસ્મન બહુ દુઃખી છે તેથી આવો વખત ફરીને મળવાનો નથી, માટે ચાલો. તે સાંભળી **પર્વતસિંહ** ત્યાંથી એકદમ વઢવાણી આવી ગાદીએ બેઠા, ઇ. સ. ૧૬૭૯. ત્યાં રાજ્યનો બંદોબસ્ત કર્યા-પછી તેમણે સોરાના ગામ જીત્યું અને બાળ્યું. આ પ્રમાણે એમનું બળ દિવસે દિવસે વધતું જતું જોઇને ભેરવદાસ બાગલના દીકરાએ પાદશાહી સરદારને જઇ કહ્યું કે વઢવાણીનો રાણો ખરગુંદનો તાલુકો લૂંટે છે અને પાદશાહથી ડરતો નથી. આથી પાદશાહી સરદારે નવાબ આસેફને લસ્કર આપી રાણાને પકડવા મોકલ્યો. તે ઘણી ફોજની સાથે સોરાના ગામમાં આવ્યો અને તેણે પર્વતસિંહને હાજર થવાની ચીઠી લખી. તેના જવાબમાં તેમણે તેને લખ્યું કે થવાનું હતું તે થયું, પરંતુ તને હું નહિ મળું, માટે જો તું વઢવાણીમાં આવીશ તો હું તને કતલ કરીશ. આવા જવાબથી બાગલના દીકરાએ પાદશાહી લસ્કરની મદદવડે તેની સાથે લડાઇ કરી, તેમાં નવાબની ફોજનો સરદાર મરાયો અને બાગલના દીકરાની હાર થઇ. તે ફરીને નવાબ પાસે ગયો, તેથી નવાબે તેની મદદે સાહેબરાયને લસ્કર સહિત રવાના કર્યો. સાહેબરાયે ખરકી આગળ આવી પર્વતસિંહને લખ્યું કે જલદીથી હાજર થાઓ, જરા પણ વિલંબ થવો ન જોઇએ. ત્યારે તેણે જવાબ લખ્યો કે હું નવાબની સમક્ષ હાજર ન થયો તેથી હવે મારા હકમાં સારૂં નહિ થાય, માટે તમો આવશો તો હું લડીશ. સાહેબરાય આ જવાબ સાંભળી લડાઈની તૈયારી કરી વઢવાણી તરફ ચાલ્યો.

રાણો મોહનસિંહ બાર વરસ થયાં હરાયા ઢોરની પેઠે ભટકતો ફરતો હતો, કોઇ કોઇવાર વઢવાણીપર પણ હલ્લો કરતો હતો, પરંતુ તેમાં નિષ્ફળ થતો હતો; હાલમાં આ લાગ જોઇ સાહેબરાય પાસે આવ્યો. તેણે તેને દિલાસો દઇ એ બાબતની સાહેબરાયને ખબર આપી. પછી નવાબે પાદશાહને

લખ્યું, ત્યાંથી મોહનસિંહના નામનો હુકમ આવ્યાથી તેને વઢવાણીનો રાજા બનાવ્યો અને અંજીરમાં લઇ જઇ તેને ગાદીએ બેસાડયો. પર્વતસિંહ આ ખબર સાંભળી ગભરાયો અને તેણે જાણ્યું કે પાદશાહની મદદ છે, તેથી લડાઇ કરવી ફોકટ છે. એમ ધારી તે પોતાનાં બાળ બચ્ચાંને નર્સંડાલામાં મોકલી પોતે લડવાને તૈયાર થઇ રહ્યો. પછી ત્યાંના કિલ્લાને સમરાવી તે ત્યાંથી રાયપુર આવ્યો. એ ઠેકાણે મોહનસિંહ અને તે બંને જણ વચ્ચે લડાઇ થઇ, તેમાં છેવટ હાર પામી પર્વતસિંહ નાઠો અને પોતાનાં બાળ બચ્ચાંને લઇ આલીરાજપુર ગયો. આ વખતે રાણો જસરૂપસિંહ ત્યાં રાજ્ય કરતો હતો, તે તેને મદદ આપવાને તૈયાર થયો. તે પર્વતસિંહને સાથે લઈ વઢવાણી આવ્યો, ત્યાં રાણો મોહનસિંહ સામે થયો. આથી લડાઇ શરૂ થઇ તે આઠ દિવસ સુધી ચાલી; બંને તરફથી ઘણા હુમલા થયા, તેથી કપાએલા માણસોનાં શબના ઢગલા થયા, અને છેવટે જસરૂપસિંહ તથા પર્વતસિંહની હાર થવાથી તેઓ નાઠા તે આલીરાજપુર જઇ થોભ્યા. ત્યારપછી રાણા મોહનસિંહે રામગઢનો કિલ્લો બંધાવી સારી રીતનો બંદોબસ્ત કર્યો. અભાગીઓ પર્વતસિંહ આખરે રાજપુરમાંથી પકડાયો; મોહનસિંહે બાર વરસ સુધી કેદમાં રાખી પછી તેની સાથે કોલકરાર કરી તેને કેદમાંથી મુક્ત કર્યો અને વઢવાણીમાં રહેવાનો હુકમ કર્યો. આ પછી રાણો મોહનસિંહ દિલ્હી જઇ પાદશાહની હજુરમાં હાજર થયો. આ પ્રસંગ જોઇ ફરીને પાછી પર્વતસિંહે રાણા વિરૂદ્ધ ખટપટ કરવા માંડી. આ ખબર રાણાને પહોંચી એટલે તરત તે પાછો આવ્યો અને પર્વતસિંહને તેણે બીજીવાર કેદ કર્યો. વઢવાણીના લોકો કહેછે કે શાહજાદો બેદારબખ્ત ખાનદેશમાં આવ્યો તે વખત પર્વતસિંહ શાહજાદા પાસે ગયો અને રાણાના દુશ્મનો પણ શાહજાદા પાસે પહોંચ્યા. તેઓ રાણા મોહનસિંહ વિરૂદ્ધ ફર્યાદ કરવા લાગ્યા કે રાણો ખરગુંદનો ઇલાકો લૂંટેછે અને મૂલક ઉજડ કરેછે; આથી શાહજાદો રાણાને ખરાબ કરવાને તૈયાર થઇ વઢવાણી તરફ ચાલ્યો. રાણો શાહજાદાની ફોજ સાથે લડયો, તેમાં તે હાર પામવાથી નાશીને ડુંગરોમાં સંતાયો, પરંતુ શાહજાદાની ફોજે તેનો કેડો મૂકયો નહિ. રાજા જયસિંહ રાણાની તરફેણમાં હતા, તેમણે છૂપી રીતે તેને સંદેશો કહાવ્યો કે કોઈ નિર્ભય જગામાં સંતાઈ જજે; એ પ્રમાણે કરવાથી રાણો બચ્યો. તેનો પત્તો ન લાગવાથી શાહજાદાએ વઢવાણી અને રાજપુરમાં સરદારખાનને થાણદાર ઠરાવ્યો અને પોતે ખાનદેશ

તરફ ચાલ્યો ગયો. પછી રાણો મોહનસિંહ દિલ્હી જઇ ત્યાં પાદશાહ આગળ હાજર થઇ પોતાની હકીકત વિષે વાતચીત કરવા લાગ્યો. આથી પાદશાહે રાણાનો મૂલક તેને પાછો આપ્યો. આ પ્રમાણે બીજીવાર ઈ. સ. ૧૭૦૮માં રાણો મૂલકનો ધણી થયો.

હવે કાનુજી રાજા, કબીરશા, હોલકરશા, અને ફકરૂદીનશા રાણા મોહનસિંહ સાથે લડવા આવ્યા, તેમાં તેઓ હારીને નાઠા અને રાણો જય મેળવી પાછો આવ્યો. પછી પર્વતસિંહને કેદમાંથી છોડી તેણે રાયપુર મોકલ્યો. પર્વતસિંહને પાંચ દીકરા હતા, તે સઘળાએ દાવો કરી રાણા પાસેથી અર્ધો મૂલક માગ્યો તે રાણાએ ન આપ્યો તેથી તેમને માંહોમાંહે લડાઈ થઈ, તેમાં પર્વતસિંહના દીકરા હાર્યા. રાણો મોહનસિંહ આવી લડાઈઓથી કાયર થઈ ગયો. એવામાં એવું બન્યું કે પર્વતસિંહ વઢવાણી આવ્યો અને તેણે વસ્તીની બહાર આવી તંબુ નાંખ્યો. આ વેળા એક કુંભારની છોડી ત્યાં આવી ચડી, તેને પર્વતસિંહે પકડી તેનું ગળું કાપી નાંખ્યું અને તેનું પેટ ચીરી તેમાં ધૂળ તથા પથરા ભર્યા, અને છેવટ તે નિરપરાધી લાશને વઢવાણીના દરવાજાપર મૂકી ચાલ્યો ગયો. આથી રાણા મોહનસિંહે ગુસ્સે થઇ રાયપુરપર ચડાઇ કરી ઘેરો ઘાલ્યો, તે અગીઆર દિવસ સુધી રહ્યો. પર્વતસિંહ અશક્ત થયો તેથી જાની બ્રાહ્મણને રાણા પાસે મોકલી તેણે સલાહનું કહેણુ મોકલ્યું. રાણાએ તે સલાહ મનમાં કપટ રાખી કબૂલ કરી પોતાનું લશ્કર બોલાવી લીધું. તેના દિલમાં જે વેર હતું તે ગુપ્ત રાખી તેણે કેટલાક દિવસ વીત્યા કેડે એવી યુક્તિ કરી કે પર્વતસિંહ અને તેનાં છોકરાંને માનભેર નોતરૂં દઈ એક ઘરમાં બેસાડી દરવાજો બંધ કરી દીધો અને તે ઘરને આગ લગાડી, તેમાં તે સઘળાં બળી મૂઆં. જાની બ્રાહ્મણ પકડાયો તેને બંદીખાને નાંખ્યો.

મરેઠાઓના જૂલમનો પોકાર ચોતરફથી માળવામાં પડી રહ્યો હતો, તેમાં આ અરસામાં મહારાજા મલ્હારરાવ હોલકરની ચડતી થવાથી વધારો થયો. તે ફોજ સહિત નીમાડ આવ્યા. રાણા મોહનસિંહે મહારાજા મલ્હારરાવની રાણીને નાગળવાડીનું પરગણું રાખડી બાંધવાના બદલામાં આપ્યું; બ્રાહ્મણ ગામનું પરગણું તેમને ત્યાં ઘરેણે મૂક્યું; સોરાના પરગણું પાંચ સ્વારોની નોકરીના બદલામાં આપ્યું, અને વતવારા પરગણું તેમના દિવાન મુકુન્દરાયને આપ્યું. એ પ્રમાણે મૂલક આપી મરેઠાઓના જૂલમથી તેણે પોતાનો મૂલક બચાવ્યો.

રાણા મોહનસિંહને માધુસિંહ, અનોપસિંહ, અને પહાડસિંહ નામે ત્રણ કુંવર હતા, તેમાંના વચટ **અનોપસિંહને** તેણે પોતાની વૃદ્ધાવસ્થામાં ગાદીપર બેસાડયો અને પોતે રાજકારભારથી અલગ થયો. આથી તેનો પાટવી કુંવર માધુસિંહ બહુ ગુસ્સે થયો, અને તેણે લસ્કર એકઠું કરી બાળ દરવાજાપર તંબુ ઠોકયા. તે બહુ ભુંડો હોવાથી રાણો મોહનસિંહ તેનાથી ડરી બહુ સંભાળથી રહેતો હતો, તેથી માધુસિંહનો લાગ ફાવતો નહોતો. એક દિવસે એ પિતાદ્રોહી દીકરો રાણા મોહનસિંહ પાસે તેના પગપર માથું નમાવી રડી પડયો અને કહેવા લાગ્યો કે તમે મને રદ કરી નાના ભાઇનો તાબેદાર કર્યો, પરંતુ આપ બુદ્ધિશાળી છો, આપે વિચાર કરી જે આપને મુનાસબ લાગ્યું હશે તેજ કર્યું હશે, અને હું તમારા પગના સમ ખાઇને કહું છું કે હું પણ એમાંજ રાજીછું; એમ કહી તેના પગ ઉપર માથું મૂકી તે પોકેપોક રોયો. આથી તેના પિતાને દયા આવી અને તેના ઉપર પ્રેમ ઉપજ્યો. તેણે તેને કહ્યું કે હું તારાપર રાજી થયો છું અને તું મારી આંખની તેજી છે, આજથી મારે અનોપસિંહ અને તું બરાબર છે. પછી માધુસિંહ ત્યાંથી ચાલ્યો ગયો, પરંતુ તે કપટી પુત્રનું કપટ પિતાના કળવામાં આવ્યું નહિ. એ વખતથી તે માધુસિંહ તરફ વિશ્વાસથી વર્તવા લાગ્યો. આખરે એ નિમકહરામ પુત્ર એક દિવસ સાત આઠ માણસો લઈ જે વખતે મોહનસિંહ પૂજામાં બેઠા હતા અને તેમની પાસે ફક્ત એક બ્રાહ્મણ તથા એક ખવાસ એજ નોકરો હાજર હતા, તે વખતે લાગ સાધી સિપાઇઓને દરવાજા ઉપર ઉભા રાખી કમાડ બંધ કરી ઉઘાડી તરવાર લઇ રાણાને મારી નાંખવાને ધસ્યો, એટલામાં અંદરના દરવાજાનાં કમાડ બ્રાહ્મણે અડકાવી દીધાં, પરંતુ માધુસિંહ તે કમાડ તોડી અંદર દાખલ થયો અને તેણે કાંઈપણ દયા ન આણતાં નિર્દયપણે પોતાના પિતાનો શિરચ્છેદ કર્યો તથા બ્રાહ્મણને પણ કાપી નાંખ્યો. પછી ખવાસ નાશી ઝરૂખામાં જઈ પોકાર કરવા લાગ્યો, તેને માધુસિંહના માણસોએ ગોળી મારી, તેથી તે નીચે પડી મરણ પામ્યો. પછી માધુસિંહે અનોપસિંહ તથા તેના કામદારને કેદ કરી પોતાના કામદાર જસરત બ્રાહ્મણને સોંપી દીધા અને પોતે ખજાનો લેવાને માટે રાયગઢ ગયો. આ ખબર પહાડસિંહને મળતાંજ તે તરત વઢવાણી આવ્યો અને જસરત બ્રાહ્મણને કતલ કરી તેણે પોતાના ભાઇ અનોપસિંહને છોડવ્યો તથા રાયગઢ જઇ કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યાં અગીઆર દિવસ સુધી

લડાઇ ચાલી. બારમે દિવસે માધુસિંહે માફ માગી, પણ પહાડસિંહ તેને કેદ કરી અનોપસિંહ આગળ લાવ્યો. તેણે તેને બંદીખાને નાંખવાનો હુકમ કર્યો; સિપાઇઓ તેને બેડીઓ પહેરાવી લઇ જતા હતા, એટલામાં તે ઝેર ખાઇ મરણ પામ્યો. પછી રાણા **અનોપસિંહ** નિરાંતે રાજ્ય કરવા લાગ્યા. કેટલીક મુદ્દત રાજ્ય કર્યા પછી તે મરણ પામ્યા. તેમના મરણ પછી રાણા **ઉમેદસિંહ** ગાદીપતિ થયા. તેમના વખતમાં કાંઈ જાણવા લાયક બનાવ બન્યો નથી. પછી **મોહનસિંહ** (બીજા) ગાદીપર બેઠા. શરૂઆતમાં એ પણ મરેઠાઓથી બહુ દુઃખી થયા, પરંતુ ઇ. સ. ૧૮૧૮માં જ્યારે મુંબાઈ સરકારે ભીલોને તાબે કરવાની કોશિશ કરી, તે વખતે અંગ્રેજ સરકાર તરફથી સર જૉન માલ્કમ સાહેબ બહાદુરે આ રાજ્યની સાથે એક તહનામું કર્યું, તેની રૂઇએ એ રાજ્ય અંગ્રેજ સરકારની દેખરેખ હેઠળ આવ્યું; ત્યારથી રાણા મોહનસિંહ સુખચેનથી રહેવા લાગ્યા. આ પછી તે જીવ્યા ત્યાં સુધી તેમને કોઇએ હરકત કરી નથી. તેમના મરણ પછી રાણા **જસવતસિંહ** વઢવાણીના રાજા થયા, પરંતુ તેમની નાની ઉમરને લીધે બ્રિટિશ સરકાર તરફથી રાજ્યનો બંદોબસ્ત રાખવામાં આવ્યો. તેમને યોગ્ય ઉમરના થયા પછી ગાદી મળી તે વખતે તેમના ભાઈ ઈંદ્રસિંહે ઝઘડો કર્યો, ત્યારથી વઢવાણીમાં સુપરિન્ટેન્ડેન્સિ કાયમ થઈ અને રાણાનો અધિકાર જતો રહ્યો. જસવતસિંહ ઈ. સ. ૧૮૮૦માં મરણ પામ્યા પછી તેમના નાના ભાઇ **ઈંદ્રસિંહ** ગાદીએ બેઠા. એ વઢવાણીના હાલના રાણા છે.

ઇ. સ. ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. રાણા સાહેબ શ્રી ઇન્દ્રસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને ૯ તોપ ફોડી માન આપવામાં આવેછે.

## પેઢીનામું.

**(૧) ધંક, (૨) ધીરરાજ, (૩) વજેરાજ, (૪) અપાલસી, (૫) હરીરાજસિંહ, (૬) હીપાલસિંહ, (૭) હરીપાળસિંહ, (૮) ઉદેસિંહ, (૯) ખુમાનસિંહ, (૧૦) મેઘરાજ, (૧૧) ગોકવાનસિંહ, (૧૨) ભીમસિંહ (પહેલા), (૧૩) રણસિંહ, (૧૪) ઈંદ્રજીતસિંહ, (૧૫) ચંદ્રસિંહ (પહેલા), (૧૬) મમારસિંહ, (૧૭) કયન્દરસિંહ, (૧૮) કામરાજસિંહ, (૧૯) પ્રતાપસિંહ, (૨૦) મોકલસિંહ (પહેલા), (૨૧) સોભાગસિંહ, (૨૨) સમીરસિંહ, (૨૩) શ્યામસિંહ, (૨૪) મોકલસિંહ (બીજા), (૨૫) વજેપાળસિંહ, (૨૬) રામનાથસિંહ, (૨૭) ઘડીઆળસિંહ, (૨૮) બળવંતસિંહ, અને—**


(૨૯) માલસિંહ.
(૩૦) વીરમસિંહ.
(૩૨) ભીમસિંહ (બીજા).
(૩૩) અર્જુનસિંહ.
(૩૧) કનકસિંહ.
(૩૪) વાગજી.
(૩૫) પરસનસિંહ. (પહેલા)
(૩૬) ભીમસિંહ. (ત્રીજા)
(૩૭) વચ્છરાજસિંહ.
(૩૮) પરસનસિંહ. (બીજા)
(૩૯) રાયભાણ.
(૪૦) લીમજી.
(૪૧) ચંદ્રસિંહ (બીજા).
લક્ષ્મણસિંહ.
હમીરસિંહ.
ભાઉસિંહ.
મદનસિંહ.
સુરસિંહ.
(૪૨) જોધસિંહ.
(૪૪) મોહનસિંહ (પહેલા).
(૪૩) પર્વતસિંહ.
આખુસિંહ.
(૪૫) અનોપસિંહ.
પહાડસિંહ.
(૪૬) ઉમેદસિંહ.
(૪૭) મોહનસિંહ (બીજા).
(૪૮) જસવંતસિંહ.
(૪૯) ઈંદ્રસિંહ.
(હાલના રાજ્યકર્તા.)

**વડવાણી**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર નર્મદા નદીના ડાબા કાંઠાથી બે મૈલને અંતરે આવેલું છે. એની આસપાસ કોટ છે, તેની પાછળ ખાઈ છે. એમાં શુમારે ૫૬૦૦ માણસની વસ્તી છે. શહેરથી પાંચ મૈલને છેટે બવનગંજની ટેકરી ઉપર કેટલાંક જૈન દેવળ છે, ત્યાં દર વર્ષે જાનેવારી મહિનામાં મોટો મેળો ભરાય છે.

---

## ખીલચીપુર.

ખીલચીપુરનું રાજ્ય મધ્ય હિંદુસ્તાનમાં ભોપાળ એજન્સિમાં આવેલું છે. એ રાજ્ય સિંધિયા સરકારનું ખંડીયું છે. તેના રાજ્યકર્તા ખીચી ચહુઆણ જાતના રજપૂત છે અને તે "રાવ" કહેવાય છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૦૪ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૩૬૮૦૦ (છત્રીસ હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૭૫૦૦૦ (એક લાખ પંચોતેર હજાર)ને શુમારે થાયછે, તે પૈકી રૂ. ૧૩૧૩૬ હાલી સિક્કાના સિંધિયા સરકારને ખંડણી પેટે આપવામાં આવે છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યનો મૂલક માળવા પ્રાંતમાં આવેલો છે, ધરતી ઉંચાણમાં છે અને તેનો ઢાળ ઉત્તર તરફ છે. જમીનનો ઘણો ભાગ સપાટ અને રસાળ છે, તોપણ રાજધાનીના મુખ્ય શહેર ખીલચીપુરની આસપાસનો મૂલક જંગલથી ભરેલો છે. **મુખ્ય નદી**—કાળી, એ દક્ષિણથી નીકળી ઉત્તર તરફ વહે છે; સિવાય નાનાં નાળાં ને ઝરા પુષ્કળ છે. **હવા**—ખીલચીપુર શહેરની આજુબાજુની હવા જંગલ આવવાથી રોગીષ્ટ છે, પરંતુ બાકીના મૂલકની સાધારણ છે. વરસાદ ઇશાન કોણમાંથી ઘણો વરસે છે. **નીપજ**—નીપજમાં મુખ્યત્વે કરીને ઘઉં, શેરડી, કપાસ, ગળી, તમાકુ, તમામ જાતનાં કઠોળ વગેરે થાય છે; અફીણને માટે લોકો ખસખસનું વાવેતર પણ કરે છે. **જનાવર**—લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, પાડા વગેરે હોય છે, તેમજ ખીલચીપુરની આસપાસના જંગલમાં તથા નદી નાળાંને કાંઠે વાઘ, ચિત્રા, વરૂ, દીપડા, હરણ વગેરે જંગલી જનાવર કોઇ કોઇ વાર જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી

ઘણું કરીને રજપૂત, મરેઠા, જાટ, અને બીજી પરચૂરણ જાતના લોકની છે; મુસલમાન પણ થોડા વસે છે. અહીંની ભાષા હિંદુસ્તાની છે. **મુખ્ય શહેર—ખીલચીપુર**, એ આ રાજ્યની રાજધાનીનું શહેર છે. એમાં રાવને રહેવાના મહેલ સુંદર, ભભકાબંધ બાંધણીના, અને જોવા લાયક છે. એ શહેર રાજગઢથી ઇશાન કોણમાં સાત મૈલને અંતરે આવેલું છે; સિવાય બીજાં ૨૬૯ ગામ છે. **દત્તકની સનંદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકારે તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૪૦ સ્વાર અને ૨૦૦ પ્યાદલ છે.

ઇતિહાસ—આ રાજ્યનો પ્રાચીન ઇતિહાસ બિલકુલ જાણવામાં આવ્યો નથી, પરંતુ બુંદી તથા કોટાનાં રાજ્યોની વંશાવળી ઉપરથી માલૂમ પડેછે કે અનલરાયથી માણેકરાય સુધી ખીજીઓ અને હાડા ચહુઆણ રજપૂતોનું એકજ કુટુંબ હતું. માણેકરાયને ચોવીસ દીકરા હતા, તેનાથી ચહુઆણોનાં ચોવીસ કુટુંબની ઉત્પત્તિ થઈ. એ માણેકરાયનો એક દીકરો નામે **અજેરાય** કરીને હતો, તેણે **ખીલજીપુરપાટણ** વસાવ્યું; એ કારણથી એના વંશજો સઘળા **ખીચી રજપૂત** કહેવાયા. અજેરાય પછી **દુલેરાય, ગૌતમરાય, રામદત્ત, માનરાય, મુકુંદરાય, સોમસરજી, લખમણસિ, લાલસિંહ, સોમચંદરાય, સુરસેન, મોહોબતરાય, કાંધળરાય, ભાણરાય, લુણકરણ, રામરાય, બુધસેન, સુંદરસેન, કલ્યાણરાય, બાલનરાય, ઇંદ્રિરાય, સંગરામરાય, બંબારાય,** અને **જોધાજી** એ અનુક્રમે ગાદીએ બેઠા. એ જોધાજીએ જાબુલ શહેર વસાવ્યું. જોધાજી પછી **હરીસિંહ, ચોંડરાય, ધુપાળરાય, રરીડબટરાય, માલરાય, સંગરાય, બ્રહેપાલજી,** અને **ગેશીજી**, એ નામે રાજાઓ અનુક્રમે વારાફરતી ગાદીએ આવ્યા. રાજા ગેશીજીને બે કુંવર હતા, તેમાંના પાટવી કુંવર વરસિંહરાય દિલ્હીના રાજા પૃથુરાજના સામંત એટલે શૂરા જોદ્ધાઓમાંના એક હતા, તે પોતાના પિતાની હયાતીમાં લડાઈમાં મરાયાથી ગેશીજીના મરણ પછી તેમના બીજા કુંવર **બેલમંજીજી** ગાદીએ બેઠા. એ બેલમજીજીના દીકરાનું નામ દેવનસિ હતું, તે વિના તેમને બિસમાત

ગંગાબાઈ અને મિસમાત જમનાબાઈ નામે બે દીકરીઓ હતી. એમાંની વડી ગંગાબાઈનું લગ્ન ધુલરગઢના રાજા બીજલદેવની સાથે થયું હતું. આટલી બધી સગાઇ છતાં દેવનસિ અને બીજલદેવના કામદાર ગંગદાસ બરગુજ્જર વચ્ચે અદાવત ચાલતી હતી, તેથી જ્યારે પોતાના પિતા પછી **દેવનસિ** રાજા થયા, ત્યારે તેમણે ધુલરગઢ ઉપર ચડાઇ કરી. સાળા બનેવી વચ્ચે ભારે લડાઈ થઇ, તેમાં આખરે બીજલદેવ અને ગંગદાસ બંને મરાયા અને તેમના સાથીઓ નાશી ગયા. ગંગાબાઇ પોતાના ધણીની લાશ સાથે સતી થઈ બળી મુઇ. આ વખતથી ધુલરગઢનું નામ ગાગરૂન પડ્યું. આ બનાવ ઇ. સ. ૧૧૯૫ને શુમારે બન્યો. પૃથુરાજે રાજા દેવનસિને માળવા દેશમાં બાવન પરગણાં બક્ષિશ આપ્યાં, તે પછી દેવનસિ માળવામાં રહ્યા, અને ગાગરૂનને ફરતો કોટ ચણાવી કેટલોક વખત ત્યાં પણ રહેવા લાગ્યા. પછી જ્યારે દિલ્હીની ગાદીએ ગુલામવંશનો કુતુબુદ્દીન પાદશાહ થયો (ઇ. સ. ૧૨૦૬) ત્યારે રાજા દેવનસિ ખરા દિલથી પાદશાહના આજ્ઞાંકિત સેવક થયા; આથી પાદશાહે ખુશી થઇ તેમને અગીઆર લૂગડાંના થાનનો પોશાક, હજારીની પદવી અને માહીમરાતબ નામે માન ભરેલો વાવટો આપ્યો. વળી ઇ. સ. ૧૨૧૦ માં તેમને પાદશાહી સનદ બક્ષિશ કરી. એથી એમનો માન મરતબો વધ્યો.

રાજા દેવનસિના મરણ પછી તેમના કુંવર **ચોડપાળ** રાજા થયા. તેમના પછી **સંધપાળ, વજેપાળ** ઉર્ફે **વજેરાજ, રતનસિંહ,** અને **મળસી** એ એક પછી એક પિતા પુત્રના ક્રમથી ગાદીએ બેઠા; એ સઘળા દિલ્હીના પાદશાહના તાબેદાર હતા. રાજા મળસીને ત્રણ દીકરા હતા, તે ત્રણેથી જુદાં જુદાં કુટુંબની ઉત્પત્તિ થઇ. મોટા દીકરાનું નામ **જીતસિંહ** હતું, તે ગાગરૂન તથા મઉના રાજા થયા; તેમના તાબામાં નવ હજાર ગામડાં હતાં. જીતસિંહના મરણ પછી **સાડનજી** રાજા થયા, તેમના વખતમાં દિલ્હીની ગાદીપર અલ્લાઉદ્દીન પાદશાહનો અમલ હતો. તેમના મરણ પછી **સાવંતસિંહને** ગાદી મળી અને તેમના મૃત્યુ પછી રાજા **કરોધજી** ગાદીપતિ થયા. એ રાજાને બે કુંવર હતા, તેમાંના મોટાનું નામ બપાજી અને નાનાનું નામ કલ્યાણદાસ હતું. પાટવી કુંવર બપાજી સોલંકી રાજાની દીકરી મિસમાત સીતાબાઈ વેરે પરણ્યા હતા. એવું કહેવાય છે કે લગ્ન

થયા પછી તેમનો વિચાર ઇશ્વરભક્તિ તરફ વળ્યો, તેથી તે દુનિયાના વૈભવનો ત્યાગ કરી રામાનંદના ચેલા થઇ તે પંથમાં ભળ્યા.

જ્યારે અપાજીએ રાજ્ય છોડી દીધું ત્યારે તેમના નાના ભાઇ **કલ્યાણદાસ** રાજા થયા. તેમના પછી **ભોજદાસ** અને **અચળદાસ** નામે અનુક્રમે રાજા થયા. અચળદાસે દુસ્મનો સાથેની લડાઇમાં બહુ શૂરાતન બતાવ્યું; બાર દિવસ સુધી લડાઈ ચલાવી તેરમે દિવસે એટલે સુધી લડ્યા કે તેમનું માથું કપાઈ ભમરપોળના દરવાજાપર પડ્યું અને ધડ સરવર તળાવ ઉપર જઇ પડ્યું. એ બંને જગ્યાએ તે રાજાની હાલમાં પણ પૂજા થાય છે, અને લોકો માનતાઓ માને છે. અચળદાસનો મોટો દીકરો ચાચકદેવ નાશી ઉદયપુરના રાણા પાસે ગયો, નાનો દીકરો આ લડાઇમાં માર્યો ગયો, અને ત્રીજો દીકરો પ્રતાપસિંહ ઉર્ફે પાતળદેવ નાશીને ગૂજરાતમાં ગયો; ત્યાં જઇ તેણે પાવાગઢમાં વાસ કર્યો; ત્યાં આજ પણ તેના વંશજો વસેછે અને ખેતી વગેરે કરી ખુશી આનંદમાં પોતાનો નિર્વાહ ચલાવે છે. અચળદાસનો ચોથો દીકરો ગજસિંહ નામે હતો તે પૂર્વમાં નાશી ગયો, ત્યાં તેણે ગાજીપુર વસાવ્યું. ગજસિંહના વંશમાં ભગવાનસિંહ થયો, તેણે સેંકડો લડાઇઓ લઢી પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું; અદ્યાપિ સુધી પૂર્વના દેશોમાં તેનું શૂરાતન પ્રખ્યાત છે.

હવે ચાચકદેવ ચિતોડના રાણાના આશ્રય તળે જઇ રહ્યો હતો, તેને તથા તેના દીકરા **ધીરદેવને** રાણાએ કેટલીક જીવાઈ કરી આપી. કેટલાક દિવસ પછી રાણાએ ધીરદેવની શિફારસ માંડવના પાદશાહ આગળ કરી, તેથી પાદશાહે તેમના ઉપર મહેરબાની કરી તેમને માહીમરાતળ નામે વાવટો તથા અગીઆર લૂગડાંનો પોશાક આપી ગાગરૂન અને મઉની ગાદીપર બેસાડ્યા. જ્યારે ધીરદેવ ગુજરી ગયા ત્યારે તેમના કુંવર **વેણીદાસ** રાજા થયા. તેમને બે દીકરા હતા, તેમાંના એકનું નામ **જટામ** અને બીજાનું નામ દેવજી હતું. વેણીદાસના મરણ પછી **જટામને** ગાદી મળી, પરંતુ તે ટુંક મુદ્દતમાં મરણ પામ્યા. તેમના મરણ પછી તેમના કુંવર **રાયસળ** ગાગરૂનના રાજા થયા. જ્યારે મહાન અકબર પાદશાહે માળવા ઉપર ચડાઈ કરી અને સારંગપુરમાં મુકામ કર્યો, ત્યારે તેમણે રાજા માનસિંહને ફોજ સહિત ગાગરૂન જીતવા મોકલ્યા, તેમની સાથે લડતાં રાજા

રાયસળ હાર ખાઇને નાઠા અને ગાગરૂનપર પાદશાહનો કબજો થયો. રાજા રાયસળ કેટલીક મુદત નાસભાગ અને લૂંટફાટ કર્યા પછી આખરે પાદશાહ આગળ જઈ હાજર થયા, તેથી પાદશાહે તેમને મઉ આપ્યું. તેમના મરણ પછી તેમના પાટવી કુંવર **ગોપાળદાસ** રાજા થયા, અને તેમનો નાનો કુંવર જોઝાર વટલી મુસલમાન થઈ ગયો; એ જોઝારખાનના નામથી પ્રસિદ્ધ છે. ગોપાળદાસને ઇસરીસિંહ, સુરતસિંહ અને હરીસિંહ નામે ત્રણ દીકરા હતા, તેમાંના **ઇસરીસિંહ** ગોપાળદાસના મરણ પછી ગાદીએ બેઠા. તેમના મરણ પછી **માધુસિંહને** ગાદી મળી. એ માધુસિંહને ઇંદ્રભાણ, ઉદેભાણ, અને રાયભાણ નામે ત્રણ દીકરા હતા, તેમાંના **ઇંદ્રભાણને** માધુસિંહના મરણ પછી ગાદી મળી. એમના વખતમાં બુંદીનો રાજા રાવ રતન મઉ જીતવાને આવ્યો, ત્યારે ઇંદ્રભાણ તેની સામે થયા, પરંતુ આખરે તે હાર ખાઇને નાઠા અને બુંદીના રાવનો કબજો મઉપર થયો. આવી રીતે એમના કુળમાંથી રાજ્ય ગયું. ઇંદ્રભાણનો દીકરો રતનસિંહ, તેનો ધીરતસિંહ, ને તેનો જોરાવરસિંહ નામે હતો. જોરાવરસિંહને ઉમેદસિંહ, પ્રતાપસિંહ અને લાલસિંહ નામે ત્રણ દીકરા હતા, તેમાંના ઉમેદસિંહનો દીકરો ચતરસિંહ અને તેનો દીકરો ભોપાળસિંહ હતો. એ ભોપાળસિંહ પોતાના કુંવર ચેનસિંહ સહિત સિહોરમાં માર્યો ગયો. ઉપર લખ્યા પ્રમાણે રાજા વેણીદાસના બે દીકરા પૈકી જટામનો વંશ પૂરો થયો.

રાજા વેણીદાસનો બીજો દીકરો દેવજી નામે હતો, તેને ચાચણી પરગણું જાગીરમાં મળ્યું હતું. એ દેવજીના વખતમાં દિલ્હીની ગાદીએ મુગલ વંશના બાબર પાદશાહનો અમલ હતો. એમના મરણ પછી **માનસિંહને** ગાદી મળી. જ્યારે મુગલ વંશનો હુમાયુ પાદશાહ ગૂજરાતના બહાદુરશાહની સાથે લડવા જતાં માળવામાં આવ્યો, ત્યારે એ માનસિંહ પાદશાહની હજુરમાં હાજર થયા. આથી પાદશાહે તેમને પોશાક બક્ષિશ કર્યો. રાજા માનસિંહને ચક્રસેન અને ઉગ્રસેન નામે બે દીકરા હતા, તેમાંના **ચક્રસેનને** માનસિંહના મરણ પછી ગાદી મળી. એ બિયાવરામાં રહેતા હતા, ત્યાં રાજા ઉમટ ચડી આવ્યો તેથી લડાઇ થઈ, તેમાં રાજા ચક્રસેન મરાયા અને બિયાવરામાં ઉમટનો કબજો થયો. પરંતુ ચક્રસેનનો નાનો ભાઈ ઉગ્રસેન નાશીને અકબર

પાદશાહની સેવામાં હાજર થયો. પછી અકબર પાદશાહ જ્યારે આશીરગઢ જીતવાને આવ્યો, ત્યારે ઉગ્રસેન તેની સાથે હતો. પાદશાહે આશીરગઢ જીત્યા પછી તેનાપર મહેરબાની કરી ખીલચીપુર, બિયાવરા, ચાચણી, બલનપુર, ડાંકીવાડા અને ભીલવાડા એ છ પરગણાં ઉગ્રસેનને સ્વાધીન કર્યાં. આ પ્રમાણે પોતાના બાપદાદાનો જૂનો દેશ તેને હાથ આવ્યો, તેમજ પાદશાહ તરફથી સિક્કો, કટાર, અને પોશાક પણ બક્ષિશ મળ્યાં.

ઉગ્રસેન ખીલચીપુર આવ્યા પછી કેટલેક દિવસે ગુજરી ગયા. તેમના પછી તેમની ગાદીએ તેમના કુંવર **વાગજી** બેઠા. એ જહાંગીર પાદશાહની તાબેદારી ઉઠાવતા, અને પાદશાહ જ્યાં ચડાઇપર મોકલે ત્યાં જતા. કેટલાક દિવસ પછી બુંદીનો રાવ તેમના ઉપર ફોજ લઇને ચઢી આવ્યો અને તેણે તેમનું ચાચણી પરગણું ખુંચવી લીધું. વાગજીને કરણજી અને નગજી નામે બે દીકરા હતા, તે બંને ભાઇઓને શાહજહાં પાદશાહે બંગાળાની ચડાઈપર મોકલ્યા, ત્યાં તેમને બાર વરસ સુધી રહેવું પડ્યું. જ્યારે વાગજી મરણ પામ્યા ત્યારે પાદશાહે **કરણજીને** ખીલચીપુરની ગાદીએ બેસાડ્યા અને નગજીને વેલણપુરનું પરગણું બક્ષિશ કર્યું. બુંદીના રાજા રાવ છતરસાલ વેલણપુરપર ચડાઈ કરી નગજી સાથે લડ્યાં તેમાં નગજી મરાયો અને વેલણપુર બુંદીના રાવે લીધું.

દિવાન કરણજીને હઠીસિંહ અને કશનાસિંહ નામે બે કુંવર હતા, તેમાંના **હઠીસિંહને** કરણજીના મરણ પછી ગાદી મળી. તેમને શાહજહાં પાદશાહે શિરપાવ આપ્યો તથા તેમના નાના ભાઇ કશનાસિંહને રનાલા તથા દાહેલાનો હાકેમ બનાવ્યો. દિવાન **હઠીસિંહને** નવ દીકરા હતા, (૧) અનોપસિંહ, (૨) ફતેસિંહ, (૩) દોલતસિંહ, (૪) સરદારસિંહ, (૫) સુરજમલ, (૬) બક્ષનસિંહ, (૭) પૃથિસિંહ, (૮) જસવંતસિંહ, અને (૯) મનોહરસિંહ. એ સર્વના વંશજો હાલમાં ખીલચીપુરમાં તથા તેની આસપાસના મૂલકમાં રહે છે.

દિવાન હઠીસિંહના મરણ પછી તેમના વડા કુંવર **અનોપસિંહ** ગાદીએ બેઠા, તેમને ઔરંગઝેબ પાદશાહે પોશાક આપ્યો. એમને ફતેસિંહ અને હિંમતસિંહ નામે બે કુંવર હતા, તેમાંના **ફતેસિંહને** અનોપસિંહના મરણ પછી ગાદી મળી. આ વખતે દિલ્હીના મહંમદશાહ પાદશાહે તેમને માટે શિરપાવ મોકલ્યો. તેમના વખતમાં બાજીરાવ પેશ્વા માળવાનો

સૂબો થયો, તેનું ભારે જોર હતું તેથી દિવાન ફતેસિંહે પોતાના વકીલ પદમસિંહને પેશ્વા પાસે મોકલ્યો અને તે ત્યાં પેશ્વાની તાબેદારી કરવા લાગ્યો. દિવાન ફતેસિંહને અભેસિંહ, હિંદુસિંહ અને રૂપસિંહ નામે ત્રણ દીકરા હતા, તેમાંના દિવાન **અભેસિંહ**ને ફતેસિંહના મરણ પછી ગાદી મળી. તેમના પછી દિવાન **દીપસિંહ** અને તેમના મરણ પછી દિવાન **દુર્જનસાલ** રાજા થયા. એ રાજા ઈ. સ. ૧૮૧૯ માં ગુજરી ગયા, તે વખતે દુર્જનસાલની મા તથા તેમની સ્ત્રીએ મળી **બળવતસિંહ** નામે માણસને રાજ્યનો સઘળો અધિકાર સોંપ્યો. પરંતુ અમાનસિંહ નામે નજીકનો વારસ ગાદીનો દાવો કરવા ઉભો થયો. તેણે ગ્વાલિયર દરબારને અરજ ગુજારી, તેવારે દરબારે એવી મરજી જણાવી કે આ બાબતનો ફેંસલો અંગ્રેજ સરકાર કરે. આખરે તપાસમાં અમાનસિંહ નજીકનો વારસ સાબીત થયો, પરંતુ તેની સામે તેના કુળની એક ટોળી અદાવત રાખતી હતી, તેથી એવો ઠરાવ થયો કે અમાનસિંહનો નાનો દીકરો **શેરસિંહ** તેને નામે ગાદીએ બેસે અને મર્હૂમ રાજાની મોટી રાણીને હાથ રાજ્યકારભાર રહે. આ વખતે ગ્વાલિયર દરબારે પોતાનો નજરાણો લેવાનો હક્ક હતો તે માફ કર્યો. ટુંકામાં એટલુંજ કે દિવાન શેરસિંહ ગાદીએ બેઠો અને રૂ ૧૩૧૩૬ ચલણી સિક્કાના ખંડણી તરિકે ભોપાળના પોલિટિકલ એજંટ સાહેબની માર્ફત સિંધિયા સરકારને આપવાનો ઠરાવ થયો.

તા૦ ૨૭ મી માહે નવેંબર સને ૧૮૫૮ ને રોજ દિવાન શેરસિંહ મરણ પામ્યા. તેમને કુંવર નહોતો તેથી તેમના નજીકના સગા નામે **અમરસિંહ** ગાદીના વારસ ઠર્યા, અને તે શેરસિંહની ગાદીએ બેઠા. એ રાજાને તા૦ ૧૮ મી એપ્રિલ સને ૧૮૭૩ને રોજ અંગ્રેજ સરકાર તરફથી "રાવબહાદુર" ના ખિતાબની સનદ મળી. અમરસિંહ એ ખીલચીપુરના હાલના રાજા છે.

ઈ. સ. ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી"

નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. રાજા અમરસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને ૯ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

(૧) અજેરાય, (૨) દુલેરાય, (૩) ગૌતમરાય, (૪) રામદત્ત, (૫) માનરાય, (૬) મુકુંદરાય, (૭) સોમસરજી, (૮) લખમણસિ, (૯) લાલસિંહ, (૧૦) બોમચંદરાય, (૧૧) સૂરસેન, (૧૨) મોહોબતરાય, (૧૩) કાંધળરાય, (૧૪) ભાણુરાય, (૧૫) લુણકરણ, (૧૬) રામરાય, (૧૭) બુધસેન, (૧૮) સુંદરસેન, (૧૯) કલ્યાણરાય, (૨૦) બાલનરાય, (૨૧) ઇંદ્રરાય, (૨૨) સંગરામરાય, (૨૩) બંબારાય, (૨૪) જોધાજી, (૨૫) હરોસિંહ, (૨૬) ચોંડરાય, (૨૭) ધુપાળરાય, (૨૮) રરીડબટરાય, (૨૯) માલરાય, (૩૦) સંગરાય, (૩૧) બેહેપાળજી, (૩૨) ગેશીજી, (૩૩) બેલમંજુજી, (૩૪) દેવનસિ, (૩૫) ચોંડપાળ, (૩૬) સંઘપાળ, (૩૭) વજેપાળ ઉર્ફે વજેરાજ, (૩૮) રતનસિંહ, (૩૯) મળસી, (૪૦) જીતસિંહ, (૪૧) સાડનજી, (૪૨) સાવંતસિંહ, અને——






**ખીલચીપુર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર કાળી નદીપર આવેલું છે અને એમાં શુમારે ૫૦૦૦ માણસની વસ્તીછે. આ શહેર રાજગઢથી ઈશાનકોણમાં ૭ મૈલ દૂર છે.

## રેવા.

રેવાનું રાજ્ય "રેવા અથવા વાઘેલાનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા વાઘેલા જાતના રજપૂત છે અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે અલાહાબાદ અને મીરજાપુર જિલ્લા, પૂર્વે મીરજાપુર જિલ્લો, દક્ષિણે સાગર પ્રાંત, અને પશ્ચિમે મધ્યપ્રાંતોનો ભાગ તથા બુંદેલખંડ આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૩૦૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૨૦૦૦૦૦૦ (વીસ લાખ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૨૫૦૦૦૦૦ (પચીસ લાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના આશ્રય નીચે છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યના મૂલકમાં "કૈમોર" નામે ડુંગરની મોટી ઓળ છે, તેના ફાંટા આખા દેશમાં પથરાઈ ગએલા છે, તેથી મૂલક પહાડી અને ખરબચડો છે. ઝાડી અને જંગલો પુષ્કળ છે, પરંતુ વાયવ્ય કોણ તરફનો ભાગ જરા ખુલ્લો છે; સિવાયનો આખો દેશ પહાડી અને મોટાં મોટાં અરણ્યોવાળો છે. **મુખ્ય નદીઓ**—(૧) શોણ, એ આ રાજ્યની દક્ષિણ દિશા તરફ આવેલા ડુંગરમાંથી નીકળી પૂર્વ ભાગ તરફ વહેતી જઈ આગળ જતાં આ રાજ્યની હદ છોડયા પછી શાહબાદથી થોડે દૂર ગંગાને મળે છે. (૨) નર્મદા, એ આ રાજ્યની દક્ષિણ સરહદ તરફના ડુંગરની અમરકંટક નામે ટેકરીમાંથી નીકળી પૂર્વથી પશ્ચિમ તરફ વહેતી જઈ ગૂજરાતમાં ભરૂચ આગળ ખંભાતના અખાતને મળે છે. (૩) તાન્સ, એ આ રાજ્યના નૈઋત્યકોણ તરફના ભાગમાંથી નીકળી ઇશાનકોણ તરફના ભાગમાં વહેતી જઇ આગળ જતાં પ્રયાગથી થોડે દૂર જમનાને મળે છે; સિવાય તેમને મળનારી નાની નાની નદીઓ ઘણી છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—આખા દેશની જમીન "કૈમોર" નામે ડુંગરોની ઓળ આવવાથી પહાડી અને ખરબચડી છે, તોપણ પાણીની આવદાની સારી હોવાથી તે ટાઢી રહીને રસાળ છે; તેમાં ઘઉં, જાર, બાજરી, તેલી બી, કપાસ, શેરડી, ગળી તથા તમામ જાતનાં કઠોળ નીપજે છે; ને જંગલમાં સાગ, સીસમ, વાંસ વગેરે ઘણી જાતનાં પરચૂરણ ઝાડ ઉગે છે, તેમાંનાં કેટલાંક ઇમારતી કામમાં અને

કેટલાંક બાળવાના કામમાં આવે છે. **જનાવર**—ઘણુંખરૂં આખા દેશમાં ડુંગરો અને ઝાડોની અંદર વાઘ, ચિત્રા, વરૂ, સાબર, હરણ વગેરે અનેક જાતનાં જંગલી જનાવરો વસે છે; ગ્રામ્ય પશુમાં ગાય, ભેંસ, બળદ, બકરાં, પાડા વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને વાઘેલા રજપૂતોની છે. અહીંની સ્વભાષા હિંદી છે. **રેલવે**—જબલપુરથી અલાહાબાદ સુધીની રેલવે લાઇન જે "ઇસ્ટ ઇંડિઅન રેલવે" ને નામે ઓળખાય છે તે લાઇનનો ઘણો ભાગ આ રાજ્ય તાબાના મૂલકમાં થઈ પસાર થાય છે. મુખ્ય શહેરો—**રેવા**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે અને તેમાં મહારાજા રહે છે. એ શહેર એક નાની નદીને કાંઠે છે તથા તે કાટનીના રેલવે સ્ટેશનથી ઇશાન કોણમાં આશરે ૭૫ મૈલને છેટે છે; સિવાય **મુકુંદપુર, સિમીરિયા, માઉગંજ,** અને **બાંધુગઢ** એ પ્રસિદ્ધ શહેરો છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઇંગ્લાંડમાં જૂના વખતમાં ચાલતા ફ્યુડલ ધારાને મળતી છે. આ રાજ્યના લશ્કરમાં ૯૦૫ સ્વાર, ૨૦૦૦ પ્યાદલ, અને ૩૫ તોપ છે.

**ઈતિહાસ**—એવી કહાણી ચાલેછે કે એકવાર પૃથ્વી અસુરોનાં દુષ્ટ કર્મથી ઘણો ત્રાસ પામી બ્રહ્મા પાસે ગઈ, અને તેણે તેમને વિનંતિ કરી કે મારાપર વસનારા દુષ્ટ રાક્ષસોનો સંહાર કરે એવો કોઇ વીરપુરૂષ ઉત્પન્ન કરો. આ વખતે બ્રહ્મા સૂર્યની પૂજા કરતા હતા તેમણે હથેળીમાં જળ લઇ સંકલ્પ કરી એક વીરપુરૂષ (ક્ષત્રી) ઉત્પન્ન કર્યો, અને તેને આજ્ઞા કરી કે તમે મૃત્યુ લોકમાં જઈ અસુરોનો નાશ કરો. આ પ્રમાણેની કહાણી મુજબ બ્રહ્માની હથેળીમાંથી એ પુરૂષ ઉત્પન્ન થયા માટે તેમનું નામ **ચાલુક્યદેવ** પડ્યું, અને તે સૂર્યનાં કિરણોથી પેદા થયા, માટે સૂર્યવંશી ગણાયા. તેમના વંશમાં કેટલીક પેઢીએ **સોલંકદેવ** નામે રાજા થયા તેમના વંશના સોલંકી રજપૂત કહેવાયા. તેમનાથી કેટલીક પેઢીએ વીરધ્વજ નામે રાજા થયા, તેમને બે કુંવરો હતા, (૧) વિલગરદેવ અથવા વ્યાઘ્રદેવ અને (૨) શુકદેવ. એમાંના વ્યાઘ્રદેવના વંશજો વાઘેલા કહેવાયા. આ પ્રમાણે આ રાજ્યના મૂળપુરૂષ **વ્યાઘ્રદેવ** ગણાયા. એ બહાદુર ક્ષત્રીની જન્મભૂમિ ગૂજરાતમાં હતી, ત્યાંથી તે પોતાના ભાઇ શુકદેવને રાજ્યપા-

ટ સોંપી પોતાની મોટી ઉમરે યાત્રા કરવાના હેતુથી પૂર્વમાં ગયા, અને કાશી, પ્રયાગ, ગયાજી વગેરે પવિત્ર ધામોમાં યાત્રા કરી ચિત્રકોટમાં આવ્યા. ત્યાં નજીકના મૂલક ઉપર તે વખતે કનકદેવ નામે રાજા રાજ્ય કરતા હતા, તેમને ફક્ત એક રતનમતી નામે કુંવરી હતી. તેમણે વ્યાઘ્રદેવને ઊંચા કુળના શૂરવીર રજપૂત જાણી પોતાની એ કુંવરી તેમની સાથે પરણાવી અને પોતાને બીજું કાંઈ સંતાન ન હોવાથી સઘળું રાજ્યપાટ વ્યાઘ્રદેવને સોંપી પોતે યાત્રા કરવા ચાલ્યા ગયા. ત્યાંથી વ્યાઘ્રદેવે ત્યાં જાથુનો નિવાસ કર્યો, અને પોતાનાં પરાક્રમ વડે ઘણો મૂલક જીતી લીધો. તેમણે પોતાની નજીકમાં આવેલા મંદ રઘુવંશી રાજાનું રાજ્ય પ્રથમ જીતી લઇ તેનો મૂલક ખાલસા કર્યો અને તે રાજાને રહેવાને માટે પાથર કછારનો કિલ્લો આપ્યો. તેમણે બીજી લડાઈ લોધી રાજા સાથે કરી તેનું રાજ્ય પણ તાબે કર્યું. પછી વિંધ્યાચળ ઉપરના પ્રાંતોના રાજાને વશ કરી ત્યાં પોતાનો અમલ બેસાડયો. આ દેશનું નામ પ્રથમ ભાડ કહેવાતું તે ફેરવીને હવે તેમણે પોતાના પરાક્રમી વંશના નામપરથી તેનું નામ **વાઘેલખંડ** પાડયું. એ અદ્યાપિ સુધી પ્રસિદ્ધ છે. એ રાજાને રાણી રતનમતીથી પાંચ કુંવર થયા, (૧) કરણદેવ, (૨) કંધરદેવ, (૩) સુરતદેવ, (૪) સોહાગદેવ, અને (૫) સામદેવ; એમાંથી પાટવી કુંવર **કરણદેવને** પોતાનું રાજ્ય સોંપ્યું; (૨) કંદરદેવને રાવનો ઈલકાબ આપી કસોટાનો ઇલાકો સોંપ્યો; (૩) સુરતદેવ પોતાના વડીલોની જન્મભૂમિ ગૂજરાતમાં પાછા આવ્યા; (૪) સોહાગદેવ દક્ષિણમાં ગયા અને (૫) સામદેવે પૂર્વ તરફ જઈ ગરાસ મેળવ્યો. વ્યાઘ્રદેવ ગૂજરાતમાંથી ગયા ત્યારે પોતાની જોડે કેટલીક જ્ઞાતિના પુરૂષોને લઇ ગયા હતા, તેમનો વંશ આજ પણ આ રાજ્યમાં છે.

વ્યાઘ્રદેવની પછી તેમના પાટવી કુંવર **કરણદેવ** ઈ. સ. ૬૧૫માં ગાદીએ બેઠા. તે મંડાલા ઈલાકાના રાયપુર સંસ્થાનના રાજા સોમદત્તની કુંવરી પદમકુંવર સાથે પરણ્યા, તે વખતે બાંધુગઢનો મજબૂત કિલ્લો તેમને પહેરામણીમાં મળ્યો. એ કિલ્લાની મજબૂતી જોઈ કરણદેવે ત્યાં પોતાની રાજધાની કરી કરણપમર નામે દરવાજો બંધાવ્યો, તે અદ્યાપિ સુધી છે. કરણદેવનાં મોટાં રાણી સાથે જે હજુરીઆ ક્ષત્રી આવેલા તે "કરચુલી" શાખાથી આજ પણ પ્રસિદ્ધ છે. કરણદેવ પછી તેમના કુંવર **સોહાગદેવ** ગાદીપતિ થયા, તેમણે પોતાના નામપરથી સોહાગપુર નામે શહેર વસાવ્યું, તે હાલ અલા-

હાબાદની પાસે છે. તેમના પછી તેમના કુંવર **સારંગદેવ** ગાદીએ બેઠા, તેમણે સારંગપુર નામે શહેર વસાવ્યું. તેમના પછી તેમના કુંવર **વિલ્લાસદેવ** થયા તેમણે વિલ્લાસપુર નામે શહેર વસાવ્યું તે હાલ આબાદ છે. તેમના પછી તેમના કુમાર **ભિમલ્લદેવ** થયા. એ રાજા ઘણા બહાદુર હતા. એમણે પોતાના રાજ્યની હદ ગંગા અને જમના નદી વચ્ચેના મૂલકમાં આવેલા ઇટાવા શહેર સુધી વધારી. વળી એમણે ચોહાણવંશી ખીચર, ગૌડપરમાર, ઘેલોટ, કછવા, જાદવ, ગુજ્જર, ઉજ્જેન, અને ચૈદલ વગેરે રાજાનાં રાજ્યો જીતી ખાલસા કર્યાં. પછી તે પોતાની આખર અવસ્થાએ પોતાના કુમાર અનીકદેવને રાજ્ય સોંપી તીર્થાટન કરવા નીકળ્યા. તે ફરતા ફરતા દ્વારિકા આવ્યા ને ત્યાં દેવલોક પામ્યા. તેમના પછી અનુક્રમે **અનીકદેવ, વલનદેવ, દલકેશરદેવ, મલકેશરદેવ, વરીઆરદેવ, વુલ્લારદેવ, સિંહદેવ, ભૈરવદેવ, નરહરીદેવ,** અને **ભૈઘદેવ,** એ નામે રાજા થયા; પરંતુ તેમના વખતમાં કાંઈ જાણવા લાયક બનાવ બન્યા નથી. એમાંથી મલકેશરદેવે મલુકપુર નામે નગર વસાવેલું તે હાલ આબાદ છે. છેલ્લા રાજા ભૈઘદેવે લાડીલાપરીહાર પાસેથી નરોકાનો કિલ્લો જીતી લઈ ત્યાં પોતાની રાજધાની કરી. એમના મરણ વિષે એક એવી દંતકથા ચાલેછે કે કુમહરા નામે ગામમાં કોઈ વસામણ નામે બ્રાહ્મણ રહેતો હતો, તેના ઘરની નજીક એક પીપરનું ઝાડ હતુ. એક વખતે એવું બન્યું કે એ રાજાની સ્વારી તે બ્રાંહ્મણના ઘર આગળ થઈને જતી હતી તે પ્રસંગે રાજાના ફરાસે ઊંટના ચારાને સારૂ બ્રાહ્મણની ગેરહાજરીમાં તે પીપરનું ઝાડ કાપ્યું; તે વાત પાછળથી બ્રાહ્મણે જાણી, તેથી તેણે એ રાજાની હજુરમાં જઈ એકદમ આત્મહત્યા કરી, ને પછી તે બ્રહ્મરાક્ષસ થયો ને તેણે રાજાને માર્યા. તેમના મરણ પછી તેમના કુંવર **શાલીવાહનદેવ** રાજા થયા.

એવું કહેવાય છે કે ભૈઘદેવની રાણી કીરણદેવી સાથે જે ક્ષત્રીઓ ઘરબાર સહિત આવેલા તે લોકો રાણીનું પિઅર બકસરમાં હોવાથી બકસરીઆ ઉપનામથી ઓળખાય છે. તેમના વંશજો બાંધુગઢમાં આજ પણ છે; બીજાં રાણી ચિતોડના સિસોદિયા રાણાની કુંવરી જોડે જે ક્ષત્રીઓ આવેલા તેઓ મીના કહેવાતા. તેમના વંશજો આજ પણ રેવામાં છે. ભૈઘદેવના કુંવર શાલીવાહનદેવ પછી તેમના કુમાર **વિરસિંહદેવ** નામે થયા, તેમણે પોતાની રાજધાની ફરી બાંધુગઢમાં આણી. આ રાજાએ છોટાનાગપુર, મદા-

ચંડીલા, રતનપુર, અને વસ્તર એ રાજ્યો ત્યાંના રાજાઓને હરાવી જીતી લીધાં. એમણે પોતાના નાના ભાઈ નાગમલદેવને કેવટીનો તાલુકો આપ્યો. વિરસિંહદેવ પછી તેમના કુંવર **વીરભાણદેવ** ગાદીએ બેઠા. એમણે પોતાના બે ભાઇઓમાંના જમૂનીભાણને મહીઅર અને સોહાગપુરનો ઇલાકો અને શોરીલદેવને વીડાનો ઇલાકો ગરાસમાં આપ્યો. તેમના વંશમાં હાલ તેંદુન, રામપુરા, અને ગઢવાડના ઠાકોરો છે.

વીરભાણદેવના વખતમાં દિલ્હીના પાદશાહ હુમાયુને શેરખાં સાથે વિગ્રહ થયો તેમાં હુમાયુ હાર્યો અને નાઠો, તે વખત તેની બેગમ હમીદા જેને વાઘેલખંડના લોકો "ચોલીબેગમ"ને નામે ઓળખતા હતા તે થોડાં માણસો સાથે નાસતી નાસતી બાંધુગઢ નજીક આવી પહોંચી. તેને વીરભાણદેવે જાતે જઈ માન મરતબા સાથે દિલાસો આપી બાંધુગઢમાં આણી. આ વખતે તે સગર્ભા હતી તેથી વીરભાણદેવે તેને પોતાને ત્યાં રહેવાનો ઘણો આગ્રહ કર્યો; પરંતુ પોતાના મોટા દુશ્મન શેરખાંનું રહેઠાણ નજીક હોવાથી તેના ડરને લીધે બેગમે ત્યાં નહિ રહેતાં પોતાના સ્વામી પાસે સિંધમાં જવાની મરજી જણાવવાથી વીરભાણદેવે તેને પોતાના બહાદુર પટાવતો અને પુષ્કળ સૈન્ય સાથે હુમાયુ પાસે ઉમરકોટમાં પહોંચતી કરી. આથી હુમાયુ ઘણો ખુશી થયો અને તેણે રાજાનો ઘણો ઉપકાર માન્યો. એ ભાગ્યવાન બેગમની કૂખે પ્રતાપી પાદશાહ અકબરનો જન્મ થયો ત્યારથી તે બહાદુરશાહ સુધીના તમામ પાદશાહોએ રેવાના રાજ્ય સાથે સારો સમાગમ રાખવા માંડ્યો.

વીરભાણદેવ પછી **રામદેવ** ગાદીપર બેઠા. ફારસી પુસ્તકોમાં આ રાજાનું નામ રામચંદ્ર લખ્યું છે અને તેમના મૂલકનું નામ ભાઠ દેશ લખ્યું છે. એમના વખતનો કંઇક ઇતિહાસ ફારસી પુસ્તકોમાંથી મળી આવે છે. ગાજીખાં તંજુર નામે એક અમીર શેરખાંના વંશના આદિલશાહનો એક સરદાર હતો, તે અકબર પાદશાહની પ્રીતિ સંપાદન કરી તેના દરબારમાં રહ્યો; પરંતુ પાદશાહ સાથે અણબનાવ થવાથી તે રાજા રામચંદ્રને શરણે આવીને રહ્યો. અકબરે ગાજીખાંને રેવાના રાજ્યમાં નહિ રાખતાં દિલ્હી મોકલવા રાજા રામચંદ્રને લખ્યું, પરંતુ શરણે આવેલાને તજવો અને દગો દેવો એ બહાદુર ક્ષત્રીનો ધર્મ નહિ, એમ સમજી તેમણે એ માગણી સ્વીકારી નહિ. એથી અકબરે ઈ. સ. ૧૫૬૨માં ગઢ કઢંગીના જાગીરદાર અબ્દુલ મઝીદ અશોફ્ખાંને હુકમ કર્યો કે તમારે ગાજીખાનને પકડી લાવવો; રાજા ખુશીથી આપે તો ઠીક છે, નહિતો લ-

ડાઇ કરીને પણ લાવવો. એ વખતે ચોમાસું હોવાથી ખુલતી મોસમે તે જાગીરદારે ફરીથી રાજાને સંદેશો મોકલ્યો, પરંતુ શરણાંગતને નિરાશ ન કરવો એમ ધારી રાજા રામચંદ્ર યુદ્ધ કરવાને તૈયાર થયા. તેમની સાથે ગાજીખાં પણ પોતાના પઠાણ યોદ્ધાઓ સહિત સામેલ થયો. એ લડાઇમાં અશોકખાંનો વિજય થયો અને ગાજીખાં માર્યો ગયો, તેમજ રાજા રામચંદ્ર હારીને બાંધુગઢના કિલ્લામાં ભરાઇ બેઠા. તે કિલ્લાને અશોકખાંએ ઘણી લાંબી મુદત સુધી ઘેરો ઘાલ્યો, પણ જીતાયો નહિ. આખરે અકબરની હજુરમાં રામચંદ્રના સગા સ્નેહી રાજાઓ હતા, તેમની ભલામણથી અકબરે તેમની સાથે સલાહ કરી. રાજા રામચંદ્રના દરબારમાં તાનસેન નામે ગવૈયો જેના ગાયનની તારિફ આજ પણ આખા હિંદુસ્તાનમાં થાય છે તે રહેતો હતો, તેની કીર્તિ સાંભળી પાદશાહે તેને પોતાના દરબારમાં બોલાવ્યો, અને તેને તેડવાને પોતાના સરદાર જલાલખાંને ઇ. સ. ૧૫૬૨માં રાજા રામચંદ્ર પાસે મોકલ્યો. રાજાએ ગવૈયાને ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકાર આપી પાદશાહની હજુરમાં મોકલ્યો. તેના ગાયનથી પાદશાહ ઘણોજ ખુશી થયો અને તેને હમેશા પોતાના સાથી તરિકે રાખ્યો. જ્યારે તે ગવૈયો ગુજરી ગયો ત્યારે પાદશાહ ઘણોજ દિલગીર થયો. તેની કબર આજ પણ ગ્વાલિયરમાં છે. રાજા રામચંદ્રે કલીંજરનો કિલ્લો અકબર પાદશાહને સ્વાધીન કર્યો અને તેની સાથે સ્નેહ વધાર્યો. રામચંદ્રની પછી તેમના કુમાર **વીરભદ્ર** ગાદીએ બેઠા. એમનું મરણ એક બ્રહ્મરાક્ષસના શાપથી થયું હતું એવી દંતકથા ચાલે છે. તેમના મરણ પછી તેમના પાટવી કુંવર **વિક્રમાદિત્યસિંહજી** ગાદીએ બેઠા, ઈ. સ. ૧૬૧૮.

વિક્રમાદિત્યસિંહજીએ પોતાની રાજ્યગાદી બાંધુગઢમાં ન રાખતાં કોઇ બીજું નગર વસાવી ત્યાં ગાદી કરવાનો મનસુબો કર્યો. એક વખતે તેઓ વગડામાં શિકાર ખેલતા ખેલતા જ્યાં વીચ્છીઆ અને બિહર નદીઓનો સંગમ થાય છે ત્યાં આવી પહોંચ્યા. ત્યાં પોતાની પાસે શિકારી કૂતરા હતા તે તેમણે એક સસલા ઉપર છોડયા. જે સ્થળે હાલ રાજભુવન છે તે ઠેકાણે સસલે નાશી આવવાનો પ્રયત્ન કર્યો અને તે ત્યાં આવ્યું કે તુરત આળોટી કૂતરા પાછળ દોડયું. રાજા આ બનાવ અત્યાર સુધી જોઇ રહ્યા હતા, તે વિચારવા લાગ્યા કે એ જગ્યા કાંઇક પ્રતાપવાન હશે. પછી મુકામપર આવી મંત્રી સાથે વિચાર કરી તે જગ્યા ઉપર કિલ્લો બાંધી શહેર વસાવી તેને આ-

બાદ કર્યું, એવા વિચારથી કે જે જગ્યાનાં સસલાં આવાં પ્રતાપી નીપજે છે ત્યાંનાં આદમી પણ બહાદુર નીપજેજ. એ પ્રખ્યાત શહેરનું નામ રેવા પાડ્યું, તે વીચ્છીઆ અને બિહર નદીઓના સંગમ ઉપર આવેલું છે. એ રાજાને અમરસિંહજી, ઇંદ્રિસેનજી, અને સરૂપસિંહજી એ નામે ત્રણ કુંવર હતા, તેમાંના પાટવી કુંવર **અમરસિંહજી** ગાદીએ બેઠા. ઇંદ્રસિંહજીને પથરહઠ, અને સરૂપસિંહજીને ગઢીસોહરવા એ પ્રમાણે ઇલાકા જાગીરમાં આપ્યા.

મહારાજા અમરસિંહજીને અનુપસિંહજી અને ફતેહસિંહજી નામે બે કુંવર હતા, તેમાંના પાટવી કુંવર **અનુપસિંહજી** ગાદીએ બેઠા, અને ફતેહસિંહજીને સોહવલનો ઇલાકો જાગીરમાં મળ્યો. અનુપસિંહજીને ત્રણ દીકરા હતા, (૧) ભાવસિંહજી, (૨) દસમતસિંહજી, અને (૩) જુંકતાસિંહજી, તેમાંના પાટવી કુંવર **ભાવસિંહજી** ગાદીએ બેઠા, (૨) દસમતસિંહજીને ગુંઢનો ઇલાકો અને (૩) જુંકતાસિંહજીને રામનગરનો ઇલાકો જાગીરમાં મળ્યો. મહારાજા ભાવસિંહજીનું લગ્ન ઉદેપુરના પ્રતાપી સિસોદિયા રાણા પ્રતાપસિંહજી જે ક્ષત્રીવટમાં આખા હિંદુસ્તાનનો શણગાર ગણાયો છે તેના પાટવી કુંવર અમરસિંહજીની કુંવરી અજબકુંવરબા સાથે થયું હતું. એ બાઇએ રેવામાં તળાવ બંધાવ્યું છે તે "રાણી તળાવ" નામે પ્રસિદ્ધ છે. આ બાઇ પોતાના સ્વામી સાથે સતી થયાં હતાં. ભાવસિંહજી યાત્રા કરવા જગન્નાથજી ગએલા, ત્યાંથી તેમણે જગદીશની મૂર્તિ આણી વીચ્છીઆ અને બિહર નદીઓના સંગમ ઉપર મંદીર બંધાવી તેમા પધરાવેલી છે, તે આજે પણ જોવામાં આવે છે. વળી લંબાધર મોતી મહેલ અને અમરપાટણનો કિલ્લો એ આજ રાજાએ બંધાવ્યા છે. આ રાજાએ પોતાને પુત્ર ન હોવાથી પોતાના ભાયાત દસમતસિંહજીના નાના કુમાર **અનિરૂદ્ધસિંહજી**ને દત્તક લીધા. એ ભાવસિંહજી પછી ગાદીએ બેઠા, તેમણે ફક્ત પાંચ વરસ રાજ્ય ભોગવ્યું, એટલામાં સેંગરના જમીનદાર રઘુનાથસિંહે તેમને ગોળી મારી તેમનો પ્રાણ લીધો. પછી તેણે દેવડી ઉપર આવી તમામ હકીકત જાહેર કરી. પરંતુ તેને મારી આપવામાં આવી. એ રાજાના મરણ વખતે તેમના કુંવર **અવધૂતસિંહજી**ની ઉમર ફક્ત છ માસની હતી, તેથી આ ગરબડનો લાભ લઈ બુંદેલખંડમાં આવેલા પન્નાના રાજાએ મોટી ફોજ સાથે રેવા ઉપર ચડાઈ કરી, તેમાં સરદારો ઘણી બહાદુરીથી લડ્યા છતાં તેમની હાર થઇ અને રાણી વનકુંવરબા પોતાના બાળ કુંવરને લઇને પોતાને પિયર જતાં રહ્યાં. આથી આખા રાજ્યમાં બુંદેલા

લોકોની હકૂમત થઈ. ફક્ત રેવાનો ઉપરહદીનો કિલ્લો તે લોકોના કબજામાં ગયો નહોતો. પછી રાણીએ પોતાના પિઅરમાંથી પોતાનો વકીલ દિલ્હીમાં મહંમદ બહાદુરશાહ આલમગીરની હજુરમાં રવાના કર્યો, તેણે જઈ રાણીના ફરમાવ્યા મુજબ વિનંતિ કરી; તેથી પાદશાહે બુંદેલાનું રાજ્ય જીતી લઇ પન્નામાંથી તેમને કાઢી મૂકી તે રેવાના રાજા અવધૂતસિંહજીને હવાલે કરવાને ફોજ મોકલી. આ ખબર બુંદેલાનો રાજા રેવામાં હતો તેને થઈ, તેથી રેવામાં થોડી ફોજ રાખી બાકીના લશ્કર સાથે તે પોતાનું રાજ્ય સાચવવાને ગયો, એટલે ઉપરહદીમાં જે સરદારો હતા તેમણે તમામ બુંદેલાનું લશ્કર હાંકી કાઢ્યું; તેથી પાદશાહની ફોજને રેવા સુધી આવવાની જરૂર પડી નહિ. હવે બાળ કુંવરને પ્રતાપગઢથી સરદારો તેમની મા જોડે તેડી લાવ્યા, પરંતુ તેમની સત્તા બરોબર જામી નહિ. આ અવધૂતસિંહજીના કુમાર **અજીતસિંહજી** થયા, તેમના વખતમાં દિલ્હીના પાદશાહ અલીગોહર જેને શાહઆલમ કરીને કહેતા તે પોતાની બેગમ સાથે નાશીને રેવામાં આવ્યા હતા. આ બેગમનું નામ મુબારક મહેલ હતું તેને રેવાના લોકો લાલબા કહેતા. તે ગર્ભવતી હોવાથી પાદશાહે કહ્યું કે મારે બકસર જવું છે માટે બેગમને અહીં રાખો. રાજાએ આ કહેણ સ્વીકારી તેને મુકુંદગઢનો કિલ્લો રહેવા સારૂ આપ્યો, ત્યાં એ બેગમને કુંવર અવતર્યો તેનું નામ અકબરશાહ રાખ્યું.

આ રાજાના વખતમાં બાજીરાવના દીકરા સમશેર બહાદુરના છોકરા અલીબહાદુરે આખા બુંદેલખંડમાં અમલ ચલાવ્યો, પરંતુ અજીતસિંહજીએ તેને પત કર્યો નહિ, તેથી તેણે પોતાના નાયક દશમતરાવને રેવા ઉપર મોકલ્યો. આ વખતે અજીતસિંહજી ગભરાયા, પરંતુ તેમનાં રાણી કુંદન કુંવરબા ઘણાં બહાદુર હતાં, તેમણે તમામ સરદારોને બોલાવી પોતાની રૂબરૂ પ્રતિજ્ઞા લેવડાવી. તા. ૪ થી ડીસેંબર સન ૧૭૯૬ ને રોજ એક લડાઈ થઇ, તેમાં દશમતરાવ નાયક મરાયો અને તેની ફોજમાં ભંગાણ પડ્યું. ચાર વરસ પછી અલીબહાદુર મોટી ફોજ તૈયાર કરી રેવામાં ફરીથી બીજીવાર આવ્યો અને દૂત મોકલી અજીતસિંહજીને કહેવડાવ્યું કે નાયકની ફોજની નાળબંધી તથા દરવરસે ખંડણી આપવા કબૂલ કરો, અગર લડવાને તૈયાર થાઓ. મહારાજા તરફથી કળધરસિંહ કરચુલી અલીબહાદુરની હજુરમાં ગયો, તેની વાક્ચાતુરી અને રીતભાતથી અલીબહાદુર ખુશ થયો અને તે-

ણે ખંડણી મોકુફ કરી નાળબંધ લેવાની ખુશી જણાવી; તેનો આંકડો એક લાખ રૂપિઆનો થયો. આટલી રકમ તે વખતે રેવાના ખજાનામાં નહોવાથી તે રકમ ભરતાં સુધી કળંધરસિંહને અલ્લીબહાદુરની સાથે ઓળમાં મોકલ્યો. પછી માંડાના રાજા ઇશ્વરસિંહ પાસે ત્યોંથરનો ઇલાકો ગીરો મૂકી રૂપિઆ ભરવામાં આવ્યા ત્યારે કળંધરસિંહને છોડયા. પછીથી રૂપિઆ ભરાયા છતાં માંડાવાળાએ ઇલાકો પાછો સોંપ્યો નહિ, તેથી તેની સાથે ઇ. સ. ૧૮૦૨ ની સાલમાં લડાઈ થઈ, તેમાં અજીતસિંહજીનો જય થયો. ત્યારપછી લખનોરના નવાબ સાથે જમીનના સીમાડા બાબતે એક લડાઇ થઈ, તેમાં નવાબ તરફથી અશવરન નામે સરદાર આવ્યો. તેની સામે અજીતસિંહજી તરફથી રામપુરના વાઘેલા ઠાકોર નહારસિંહજીને મોકલવામાં આવ્યા. તેમણે અશવરનને બરછીનો ઘા કર્યાથી તે નાઠો, તેની ફોજ વેરાઈ ગઈ અને અજીતસિંહજીનો જય થયો. એ ત્રણે લડાઇઓમાં એકંદર અઢાર સરદાર ગુજરી ગયા, તેમના વારસોના ગુજરાનને અર્થે રાજ્ય તરફથી ગામો આપવામાં આવ્યાં. અજીતસિંહજી પછી તેમના કુંવર **જયસિંહદેવ** ઇ. સ. ૧૮૦૯ માં ગાદીએ બેઠા. મહારાજા જયસિંહદેવે ગાદીએ બેઠા પછી ત્રીજે વર્ષે એટલે ઈ. સ. ૧૮૧૨ માં પીંઢારા લોકો સાથે લડાઇ કરી મીરજાપુર લૂંટયું. અંગ્રેજ સરકાર તરફથી વળતર આપવાનો ઠરાવ થયો, ત્યારપછી તા. ૫ મી અકટોબર સને ૧૮૧૨ને રોજ અંગ્રેજ સરકાર તરફથી જૉન રિચર્ડસન સાહેબ અને રાજા તરફનો વકીલ બક્ષી ભગવાનદત્ત એમની વચ્ચે હિંદી અંગ્રેજીમાં કોલકરાર લખાઈ સહીસિક્કા થઇ એક બીજાને અપાયા. એ કરાર પ્રમાણે પોતાના રાજ્યના માલિક તરિકે રાજા જયસિંહદેવે કબૂલ કર્યું કે પડોશી રાજા સાથે તકરાર થાય તેનો ફેંસલો અંગ્રેજ સરકાર કરે અને અંગ્રેજી ફોજને રેવાના રાજ્યમાં રહેવા દેવી. એ ઠરાવ મુજબ મોજે બઘરા ઇલાકે સિથીરિયાની નજીકમાં અંગ્રેજી છાવણીનો મુકામ મુકરર થયો, અને હાલમાં પણ તેજ જગ્યાએ છે. બીજા કોલકરાર તા૦ ૨જી જૂન સન ૧૮૧૩ ને રોજ મી. જૉન વાસોફ સાહેબ અને મહારાજા વચ્ચે થયા, તેથી પ્રથમના કોલકરારને મજબૂતી મળી; વળી મહારાજાએ કબૂલ કર્યું કે અંગ્રેજોને અમારા રાજ્યમાં રહેવા દઈશું; અમારો વકીલ એજંટ પાસે રાખીશું; અને લાયક જગ્યાએ ટપાલ થવા દઈશું. ચોરહડના રાવ જબરજસ્તસિંહે પોતાના ઇલાકામાંથી અંગ્રેજી પ્યાદલ ઉઠાવી

દીધું અને એક સ્વાર તથા એક પ્યાદલને ટપાલ લૂંટી લઇ મારી નાંખ્યાં; એથી તા. ૧૧ મી માર્ચ સને ૧૮૧૪ ને રોજ મી. જોનવાસોફ સાહેબ અને જયસિંહદેવના પાટવી કુમાર લાલવિશ્વનાથસિંહજી વચ્ચે એક તહનામું થયું. ચોરહડના રાવે ટપાલ લૂંટી હતી, તેને માટે એવો ઠરાવ થયો કે તે અંગ્રેજી એજન્ટ પાસે હાજર થઈ પોતાનો ગુન્હો કબૂલ કરે, અને હવેથી તેમ ન કરવાની કબૂલત આપે તો તેના રાજ્યમાં તેને કાયમ રહેવા દેવો. એ પ્રમાણે તેણે કબૂલ કરવાથી તેનો ઇલાકો તેના સ્વાધીનમાં રહ્યો.

મહારાજા જયસિંહદેવને બહુજ નઠારી સ્થિતિમાં રાજ્ય મળ્યું હતું, પરંતુ સારા નસીબે અંગ્રેજ સરકારની તેમને દોસ્તી થઇ હતી. ઇ. સ. ૧૮૧૩માં તેમણે પોતાના કુંવર વિશ્વનાથસિંહજીને રાજ્યની સુંપ્રત કરી. એમણે પાન્ડે ભોંદુલાલને દિવાન મુકરર કર્યા. એ દિવાને ખજાનામાં તજવીજ કરી તો ફક્ત હાથીદાંતના બે કકડા હાથમાં આવ્યા, રોકડ શિલક કાંઇ પણ નહોતી; પરંતુ આ શાણા દિવાને એવી રીતે રાજ્યકારભાર ચલાવ્યો કે રાજ્યનું તમામ કરજ વળી ગયું અને ખજાનો સારી સ્થિતિમાં આવ્યો. લાલવિશ્વનાથસિંહજીની રાણીને તા. ૩જી અકટોબર સને ૧૮૨૭ને રોજ પાટવી કુંવર શ્રી રઘુરાજસિંહજીનો જન્મ થયો. તા. ૮ મી ડીસેંબર સને ૧૮૩૨ને રોજ એજન્ટ સાહેબ તરફથી કોઈ માણસે પોતાનાં છોકરાં નહિ વેચવાનો બંદોબસ્ત કરવાનો હુકમ આવ્યો. જયસિંહદેવના પિતા અજીતસિંહજીએ પોતાના નાના દીકરા ભગવાનસિંહને ગોંગોર અને ખડનોંધીનાં ૧૫૦ ગામનો ઇલાકો આપ્યો હતો, તેમાંથી ખડનોંધીનાં ૭૫ ગામ તેને સ્વાધીન રહેવા દઇ તેમાં પોતાની ચોથ કાયમ રાખી બાકીનાં ગામો વિશ્વનાથસિંહજીએ ખાલસા કર્યાં.

મહારાજા જયસિંહદેવના વખતમાં અંગદરાય નામે એક આદમી વેરાગીનો વેશ લઇ બાંધુગઢના કિલ્લામાં દાખલ થઈ ગયો અને કિલેદારોને કળાથી વશ કરી હું મહારાજાનો કુંવર છું, એમ જણાવી કિલ્લો દબાવી પડવાનો વિચાર કરવા લાગ્યો. આ બાબતની ખબર મળતાંજ જયસિંહદેવ અને પાટવીકુમાર બંને બાંધુગઢ ગયા અને અંગદરાયને પકડી કાઢી મૂક્યો. મહારાજા જયસિંહદેવ ઇ. સ. ૧૮૩૫ માં દેવલોક પામ્યા. તેમના પછી તેમના પાટવી કુંવર **વિશ્વનાથસિંહજી** ગાદી ઉપર બેઠા, તેમને રાવ ઇંદ્રલક્ષ્મણસિંહ, અને ઇંદ્રબળીભદ્રસિંહ નામે બે ભાઇઓ હતા તેઓ બંને નિર્વંશ ગુજરી ગયા. મ-

હારાજા વિશ્વનાથસિંહજી ઘણા વિદ્વાન તેમજ ધર્માત્મા હતા, તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં હતાં અને ચિત્રકોટ ઉપર ધર્મશાળાઓ બંધાવી હતી. ભગવંતરાય કરચુલી નામના સરદારે ખટપટ કરી પાટવી કુમાર રઘુરાજસિંહજી તે વખતે નાની ઉમરના હતા, તેમને તેમના બાપ જોડે ખટપટ કરાવી. એથી વિશ્વનાથસિંહને ઘણો કલેશ થયો; તોપણ આખરે સમાધાન થયું અને બાપ દીકરો બંને લૉર્ડ સાહેબની મુલાકાત લેવા ગયા. આખરે એ ખટપટ કરાવનાર પાંચ સરદારોને પોતાનું રાજ્ય છોડવાનો હુકમ થયો; તેથી તેઓ લાહોર જઇ શિખ મહારાજા રણજીતસિંહજીની નોકરીમાં રહ્યા.

ઇ. સ. ૧૮૩૩ માં મહારાજા વિશ્વનાથસિંહજીએ તમામ રાજ્યકારભાર પાટવીકુમાર **રઘુરાજસિંહજી**ને સોંપ્યો અને પોતે અગત્યના કામમાં મદદ કરવા લાગ્યા. મહારાજા રઘુરાજસિંહજીનું લગ્ન ઉદેપુરના મહારાજા સરદારસિંહજીનાં કુંવરી સૌભાગ્ય કુંવરબા સાથે થયું, તે વખતે ઘણા મોટા મોટા ભાયાતો તેમજ સરદારો સાથે પૂરા ઠાઠમાઠથી રઘુરાજસિંહજી ઉદેપુર ગયા હતા. ત્યાંથી પાછા વળતાં તેઓ પંડે અજમેર ગયા, અને ત્યાં ખ્વાજાપીરની દરગાહનાં દર્શન કરી ત્યાંથી પુષ્કરરાજ ગયા. ત્યાં તેમણે પોતે ઉત્તમ કામ એ કર્યું કે તેમની સાથે જે કરચુલીના સરદારો હતા, તે ગૂજરાતના જાડેજાઓની પેઠે દીકરીઓને જીવવા દેતા નહોતા તેમની પાંસે પ્રતિજ્ઞા લેવડાવી કે હવે પછી કોઇએ દીકરીઓને મારવી નહિ. ત્યાંથી પોતે જયપુર ગયા. ત્યાંના મહારાજાની સાથે તેમનાં બેનનો વિવાહ કરેલો હતો. એ લગ્ન હાથેવાળે કરવાને જયપુરના મહારાજને આગ્રહપૂર્વક આમંત્રણ કરી ત્યાંથી મથુરાં ગયા. ત્યાં શ્રીકૃષ્ણજીએ જ્યાં કંસને મારીને જમનાજીના ઘાટપર વિશ્રામ લીધો હતો, તે સ્થળે એટલે વિશ્રામઘાટ ઉપર પોતાની તુળા સોનાથી કરીને તે સોનું બ્રાહ્મણોને દાનમાં આપ્યું. ત્યાંથી તેઓ આગ્રે ગયા; ત્યાં તાજમહેલનો રોજો અને મોતી મસીદ જોઈ ત્યાંથી ફતેપુર આવ્યા અને ત્યાંથી ચિત્રકોટની યાત્રા કરી રેવામાં પધાર્યા.

જયપુરના કછવા મહારાજા રામસિંહજી રેવા આવ્યા અને વિશ્વનાથસિંહજીનાં બે કુંવરી જાનકી કુંવરબા તથા કૃષ્ણકુંવરબાને પરણ્યા. એ લગ્ન વખતે રેવાના મહારાજાએ સાડાપાંચ લાખ રૂપિઆનો ખર્ચ કર્યો. ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે મહારાજાએ બ્રિટિશ સરકારને સારી મદદ કરી, તેના બદલામાં તેમને સોહાગપુર અને અમરકંટકનાં પરગણાં બક્ષિશ મળ્યાં. ઈ. સ. ૧૮૬૪માં મહારાજાને "નાઇટ કમાંડર ઓફ ધ સ્ટાર ઓફ ઈંડિઆ"નો ખિતાબ મળ્યો

ઈ. સ. ૧૮૬૮માં રાજા સર દિનકરરાવ, કે. સી. એસ. આઇ., દિવાન નીમાયા, તેમને દિલ્હી દરબાર વખતે "મુસીર ઈ. ખાસ બહાદુર" નો ઇલ્કાબ મળ્યો. ઈ. સ. ૧૮૭૫ માં મહારાજાએ પ્રિન્સ ઓફ વેલ્સની કલકત્તામાં મુલાકાત લીધી. ઇ. સ. ૧૮૭૭ ના જાનેવારી માસની પહેલી તારીખે નામદાર મહારાણીએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે વખતે દિલ્હીના મેળાવડામાં એઓ પધાર્યા; તે પ્રસંગે એમને ૧૭ તોપનું માન મળતું તે વધારીને ૧૯ તોપનું કર્યું; વળી તેમના રાજ્યમાં એક **પાદશાહીવાવટો** લશ્કરી દમામ સાથે પહોંચાડવામાં આવ્યો.

મહારાજા રઘુરાજસિંહજી ઇ. સ. ૧૮૮૦ માં પોતાની છેતાળીસ વરસની ઉમરે દેવલોક પામ્યા, તેમના પછી તેમનો પાટવી કુંવર **વ્યંકટરમણ રામાનુજં પ્રસાદસિંહજી** ગાદીએ બેઠા. એ રેવાના હાલના મહારાજા છે. એમની બાલ્યાવસ્થાને લીધે બ્રિટિશ સરકાર તરફના એજન્ટના વાલીપણા નીચે એક રીજન્સિ કાઉન્સિલ નીમી તેની મારફત રાજ્ય ચલાવવામાં આવે છે. ઇ. સ. ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ મહારાજાએ સારી રીતે ભાગ લીધો હતો. પોતાના રાજ્યની રાજધાનીના રેવા શહેરમાં ઠામ ઠામ રોશની કરાવી હતી અને શાળાના વિદ્યાર્થીઓને ઇનામ અને મીઠાઇ પણ વહેંચી હતી. આ શુભ પ્રસંગની યાદગીરી કાયમ રહેવા સારૂ મહારાજાએ "વિકટોરિઆ હોસ્પિટલ" એ નામે એક મકાન બંધાવ્યું, ૪૫ કેદીઓને છોડી મૂક્યા, અને રૂ.૨૦૦૦ ઇમ્પીરિયલ ઇન્સ્ટિટયુટમાં આપ્યા. મહારાજા શ્રી વ્યંકટરમણ રામાનુજપ્રસાદસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય તે વખતે તેમને લશ્કરી સલામતી અને ૧૯ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

(૧) વ્યાઘ્રદેવ, (૨) કરણદેવ, (૩) સોહાગદેવ, (૪) સારંગદેવ, (૫) વિલાસદેવ, (૬) ભિમલદેવ, (૭) અનીકદેવ, (૮) વલનદેવ, (૯) દલકેશરદેવ, (૧૦) મલકેશરદેવ, (૧૧) વરીઆરદેવ, (૧૨) વુલારદેવ, (૧૩) સિંહદેવ, (૧૪) ભૈરવદેવ, (૧૫) નરહરીદેવ, (૧૬) ભૈધદેવ, અને——


(૧૭) શાલીવાહનદેવ.
(૧૮) વિરસિંહદેવ.
નાગમલદેવ.
(૧૯) વીરભાણુદેવ.
જમુનીભાણ.
શોરીલદેવ.
(૨૦) રામદેવ.
(૨૧) વીરભદ્ર.
(૨૨) વિક્રમાદિત્યસિંહજી.
એમણે રેવા શહેર વસાવ્યું.
(૨૩) અમરસિંહજી.
ઇંદ્રસેનજી.
સરૂપસિંહજી.
(૨૪) અનુપસિંહજી.
ફતેસિંહજી.
(૨૫) ભાવસિંહજી.
દસમતસિંહજી.
ગુંકતાસિંહજી.
મુકુંદસિંહજી.
(૨૬) અનિરૂદ્ધસિંહજી.
ભાવસિંહજી પછી દત્તક થઈ ગાદીએ બેઠો.
(૨૭) અવધૂતસિંહજી.
(૨૮) અજીતસિંહજી.
(૨૯) જયસિંહદેવ.
ભગવાનસિંહજી.
(૩૦) વિશ્વનાથસિંહજી.
ઇંદ્રલક્ષ્મણસિંહ.
ઇંદ્રબળીભદ્રસિંહ.
(૩૧) રઘુરાજસિંહજી.
(૩૨) વ્યંકટરમણ રામાનુજ પ્રસાદસિંહ.
(હાલના મહારાજા.)

રેવા—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર અલાહાબાદથી નૈઋત્યકોણમાં ૧૩૧ મૈલ, સાગરથી ઈશાન કોણમાં ૧૮૨ મૈલ, અને કાટકીના રેલવે સ્ટેશનથી ૭૫ મૈલને અંતરે આવેલું છે. એમાં શુમારે ૧૭૦૦૦ હિંદુ, ૪૫૦૦ મુસલમાન અને ૫૦૦ બીજા પરચૂરણ જાતના લોક મળી કુલ ૨૨૦૦૦ માણસની વસ્તી છે. આ શહેરમાં મહારાજાનો મહેલ છે. શહેરની ચારે બાજુએ કોટ છે તે જોવા લાયક છે.

---

## ઉરચા.

ઉરચાનું રાજ્ય "ઉરચા અથવા તેહરીનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા બુંદેલા જાતના રજપૂત છે અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે ઝાંસીનો મૂલક, પૂર્વે અલીપુરા અને છતરપુર સંસ્થાનો, દક્ષિણે સાગર પ્રાંત અને પશ્ચિમે સિંધિયા સરકારનો મૂલક આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૦૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**— આશરે ૧૯૫૦૦૦ (એક લાખ પંચાણું હજાર) માણસની છે. **વાર્ષિકપેદાશ**—રૂ.૯૦૦૦૦૦ (નવ લાખ)ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના આશ્રય નીચે છે.

**દેશનું સ્વરૂપ**—આ રાજયનો મૂલક પહાડી અને અઘોર જંગલવાળો છે. દેશમાં ઠામ ઠામ ડુંગરા અને ઝાડી છે, તથાપિ પૂર્વ અને વાયવ્યકોણ તરફનો ભાગ સપાટ છે. મુખ્ય **નદીઓ**—(૧) બેટવા, એ આ રાજયના નૈઋત્યકોણ તરફના મધ્યહિંદ એજન્સિના ભાગમાં આવેલા ભોપાળ સંસ્થાન પાસેના ડુંગરમાંથી નીકળી ઇશાનકોણ તરફ વહેતી જઈ આ રાજયની હદ્દ છોડયા પછી બેહરીથી થોડે દૂર જમનાને મળેછે. (૨) ધાસન, એ આ રાજ્યના દક્ષિણ તરફના ભાગમાં સાગર પ્રાંતની પેલી તરફના ડુંગરમાંથી નીકળી ઉત્તર તરફ વહેતી જઇ આ રાજ્યની તથા છતરપુરના રાજ્યની સરહદ્દ કરી આગાડી કડીલ પ્રાંતમાં જઇ બેટવાને મળેછે; સિવાય તેને મળનારી નાની નદીઓ ઘણી છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાન કોણ તરફથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—જમીન જો કે ડુંગર અને જંગલવાળી છે, તોપણ તે રસાળ છે; તેમાં કપાસ, બાજરી, જાર, તેલી બી, ગળી વગેરેનો પાક થાયછે. જંગલમાં

સાગ, સીસમ, સાદડ, વાંસ વગેરે ઈમારતી અને બીજાં ઘણી જાતનાં ઝાડ થાય છે. **જનાવર**—ડુંગરની ખો અને ઘટ્ટ ઝાડીવાળા ભાગમાં વાઘ, ચિત્રા, વરૂ, સાબર, હરણ અને બીજાં ઘણી જાતનાં જંગલી જનાવર વસે છે; ગાયો, બળદ, અને ભેંસો સારાં થાયછે. **લોકતથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને બુંદેલા રજપૂત, આહીર અને થોડા પરચૂરણ જાતના લોકોની છે; મુસલમાન પણ થોડા વસે છે. અહીંની સ્વભાષા બુંદેલખંડી છે. **રેલવે**—"ઈસ્ટ ઈંડિયન રેલવે" ના મણીકપુરની નજીકના રેલવે સ્ટેશનથી બાંદે ઉપર થઈને "ઈંડિયન મિડલેન્ડ" નામે જે લાઈન જાય છે તેનો થોડોક ભાગ આ રાજ્યના ઉત્તર તરફના મૂલકમાં પસાર થાય છે. **મુખ્ય શહેરો**—**તેહરી**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે અને તેમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર અને ભભકાબંધ બાંધણીના છે તથા ઉજળી વર્ણના લોકોનાં મકાન છે. શહેરમાં તીકમગઢ નામે એક કિલ્લો છે, તેથી એ શહેરને હાલમાં **તીકમગઢ** પણ કહેછે. બીજું મોટું શહેર આ રાજ્યના વાયવ્યકોણ તરફના ભાગમાં ઉરચા નામે છે. એ શહેર ઉપરથી એ રાજ્ય "ઉરચાનું રાજ્ય" એ નામથી ઓળખાય છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **બાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૨૦૦ સ્વાર, ૪૪૦૦ પ્યાદલ, ૯૦ તોપ, અને ૧૮૦ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—ઉરચાના મહારાજાનું કુળ ઘણું જૂનું અને પ્રસિદ્ધ છે, તથા તેઓ સૂર્યવંશની વડી શાખામાંના બુંદેલા રજપૂત છે. આ દેશમાં પ્રથમ કોણ રાજ્ય કરતું હતું તે જાણવામાં આવ્યું નથી, પણ કેટલાંએક વરસ ઉપર આ કુટુંબના મૂળ પુરૂષ બીરસિંહે આ રાજ્ય જીતી લીધું. બીરસિંહ કોણ અને કયા પ્રસિદ્ધ વંશમાં ઉત્પન્ન થયા એ હકીકત જાણવા જેવી છે તેથી પ્રથમ તેમના કુળની ઘણા જૂના વખતથી તે બીરસિંહ સુધીની બિના લખવી શરૂ કરીએ છીએ.

સૂર્યવંશના પહેલા રાજા મનુનો દીકરો ઇક્ષ્વાકુ જે મનુની શ્રી સતરૂપાથી ઉત્પન્ન થયો હતો તે અયોધ્યાનો પહેલો રાજા થયો. ઇક્ષ્વાકુ પછી એ કુળમાં મોટા મોટા પ્રખ્યાત રાજાઓ થયા, તેઓમાં સૌનું ભૂષણ તેની પાંત્રીસમી પેઢીએ રાજા **શ્રીરામચંદ્ર** થયા. રામ એ અયોધ્યાના રાજા હતા, તે-

મની રાણી પ્રખ્યાત સીતાનું હરણ લંકાનો રાજા રાવણ (બ્રાહ્મણ જાતનો હતો) જે મહા અભિમાની અને વિષયી હતો તેણે કર્યું, તેથી રામે લંકા ઉપર સ્વારી કરી શ્રીહનુમાનજી (તેમના વંશજ આજ કાઠિયાવાડમાં પોરબંદરના રાણા છે) વગેરેની મદદથી લંકાને જીતી રાવણને માર્યો અને તેઓ સીતાને પાછી લાવ્યા. આ વખત રામચંદ્ર પોતાના યુદ્ધ ચાતુર્યથી એટલા બધા પ્રખ્યાત થયા કે પ્રાચીન વખતના લોકે તેમને દેવાંશી અવતાર તરિકે માન્યા અને આજ પણ તેમની મૂર્તિઓ સાક્ષાત્ ઈશ્વર રૂપે પૂજાય છે. રામ પછી એ ગાદીએ કુંવર **કુશ** થયા. કુશ પછી એ વંશમાં કેટલીએક પેઢીએ **ગંગારખ** થયા. આ ગંગરખે બહાર પ્રાંતમાં ગયા આગળ ભભકાદાર અને સુંદર બાંધણીનાં દેવળો બંધાવ્યાં. એમના પછી વીસમી પેઢીએ **બળદેવરખ** થયા, અને તેમના પછી કુંવર **ઇંદ્રદમન** ગાદીએ બેઠા. એમણે જગન્નાથનાં પ્રસિદ્ધ દેવળ બંધાવ્યાં. ૩૨ મા રાજાના બીજા કુંવરથી **બરગુજર** રજપૂતોનું કુળ ઉત્પન્ન થાય છે. ૩૪મા રાજા **કરમશિયાએ** બનારસ પ્રાંત જીત્યો. ૪૬ મા રાજાના બીજા કુંવર **હેમકુરૂએ** પોતાને સંતાન નહિ હોવાથી હિમાલય પર્વત ઉપર જઈ ઘણાં વરસ સુધી તપ કર્યું, પણ દેવી પ્રસન્ન થઇ નહિ, તેથી છેવટે તે પોતાની જાતનું બળીદાન આપવા તૈયાર થયા, અને તેમણે પોતાની તલવારથી કમળપૂજા કરવા માંડી; એટલે દેવી પ્રસન્ન થઇ અને તેણે વરદાન માગવા કહ્યું; આથી તેમણે પુત્ર માગ્યો, ત્યારે દેવીએ રાજાના શરીરમાંથી કમળપૂજા કરતાં જે એક લોહીનું ટીપું પડ્યું હતું તે ઉપર અમૃત છાંટ્યું, તેમાંથી એક પુત્ર પ્રગટ થયો. એ પાછળથી બીરહસિંહને નામે પ્રખ્યાત થયો. તેના વંશજો 'બુંદ' એ શબ્દ ઉપરથી આજ પણ બુંદેલાને નામે ઓળખાય છે. આ દેશ તેણે તરતજ જીતી લીધો અને તે પોતાની રૈયત ઉપર ન્યાયથી અમલ કરવા લાગ્યો. આ રાજા પછી એ વંશમાં કેટલાએક રાજાઓ થયા, પણ તેમનો હેવાલ બહાર પડ્યો નથી તેથી અહીં લખ્યો નથી. ૬૦ મા રાજા **પ્રતાપરૂદ્રે ઉરચા** શહેર વસાવ્યું. તે પોતે પોતાના કુંવરને રાજ્ય સોંપી એક લડાઈમાં ગયા, ત્યાંથી તે પાછા આવવા પામ્યાજ નહિ. **મધુકર** જે ન્યાય અને ઉદારતાને માટે વખણાયલા છે તે બાસઠમા રાજા હતા. આ રાજા અકબર પાદશાહના વખતમાં હતા. એમને બે કુંવર હતા; મોટા કુંવર રામશાહને જહાંગીર પાદશાહે અયોધ્યાના રાજ્ય

ઉપર નીમ્યો અને નાના કુંવર **નરસિંહદેવ**ને ઉરચાનું રાજ્ય સોંપ્યું; વળી રામશાહને ચંદેરીનું પરગણું તેના નુકસાનના બદલામાં વંશપરંપરાને માટે આપ્યું. આ નરસિંહદેવને બાર દીકરા હતા, તેઓમાંનો ત્રીજો પહાડસિંહ શાહજહાં પાદશાહના શાહજાદા ઔરંગજેબ સાથે ઔરંગાબાદ ગયો હતો; ત્યાં આગળ તેણે પોતાના નામથી એક પરૂ વસાવ્યું, તે આજ પણ તેના નામ ઉપરથી પહાડપરૂં કહેવાય છે. ચોથા દીકરા ભગવાનદાસથી કુરર્સની જાત થઇ છે. નરસિંહદેવ પછી તેમના કુટુંબી **ચંપતરાય** ગાદીએ બેઠા, તેમની પાસે શાહજહાં પાદશાહે ખંડણી માગી તે આપવાની રાજાએ ના પાડી, તેથી ગુસ્સે થઈ પાદશાહે પંડે મોટું લશ્કર લઇ બુંદેલખંડ ઉપર ચઢાઇ કરી દેશને ઉજાડ કર્યો; પણ ઉરચા લેવાયું નહિ અને આખરે શાહજહાંને પાછા ફરવાની જરૂર પડી. પાછા ફરતાં મુસલમાન લસ્કરને બુંદેલાઓએ પૂઠે પડી કતલ કર્યું. શાહજહાંના મરણ પછી દિલ્હીની પાદશાહીને માટે તેના શાહજાદાઓ અંદર અંદર લડવા લાગ્યા, તેમાં ચંપતરાયે ઔરંગજેબનો પક્ષ પકડયો. એ દેશમાં કયાં થઇને જવું અને જમના નદી શી રીતે ઓળંગવી એ વગેરેથી ચંપતરાય જાણીતો હોવાને લીધે ઔરંગજેબની ફતેહ થઈ. આ લડાઈમાં લશ્કરને મોખરે તેનો ૧૩ વરસનો કુંવર છત્રસાલ હતો. ચંપતરાયના મરણ પછી એ **છત્રસાલ** ગાદી ઉપર બેઠા. તેમના બાપ ચંપતરાયે કરેલી નોકરી ભૂલી જઇ તેમના મરણ પછી ઔરંગજેબે બુંદેલખંડ ઉપર ચઢાઈ કરી ત્યાંની પ્રજાને મુસલમાની ધર્મ પળાવવાનો જોર જૂલમ કર્યો. આ વખતે છત્રસાલ જયપુરના રાજા જયસિંહના હાથ નીચે દક્ષિણમાં પ્રખ્યાત શિવાજી સામે લડાઈ કરતા હતા. શિવાજીએ છત્રસાલને પોતાની રૈયત ઉપરનો જૂલમ યાદ કરાવ્યો, તેથી તે લડાઇ પડતી મૂકીને તરતજ બુંદેલખંડ જવા દેવી ભવાનીને યાદ કરી નીકળ્યા. ત્યાં જઇ તેમણે હુમલા કરનારાઓને હાંકી કાઢયા અને દેશ કબજે કરી લીધો. આ વખતે છત્રસાલે જે મૂલક કબજે કરી લીધો તેમાં દતીઆ, ઝાંસી, અને સંપથારનો મૂલક આવી જાય છે. છત્રસાલના મરણ પછી દતીઆ અને સંપથાર એજ કુટુંબના હાથ નીચે સ્વતંત્ર રાજ્ય થયાં. એનો હેવાલ આ પુસ્તકમાં આગળ બતાવવામાં આવશે. તેમના પછીનાં આશરે ૧૫૦ વરસમાં અનુક્રમે **જસવતસિંહ, ભગવતસિંહ, ઉદીતસિંહ, પૃથીસિંહ, ગંધર્પસિંહ, સાવંતસિંહ, ભારતીચંદ, પજનસિંહ,** અને **વિક્રમાજીત મહેન્દ્ર** એ નામે નવ રાજા ઉરચા-

ની ગાદીએ થયા. છેલ્લા રાજા વિક્રમાજીતમહેન્દ્રના વખતમાં એટલે ઈ. સ. ૧૮૦૯ માં બ્રિટિશ સરકારને આ રાજ્ય સાથે પહેલ વહેલો કોલકરાર થયો, પરંતુ તેમની જોડે થએલો કરાર થોડા વખતમાં કેટલાંક કારણથી તૂટયો, તોપણ ઇ. સ. ૧૮૧૨ માં મીરઝાપુરના મૂલકમાં પીંઢારા લોક હુમલો કરવા લાગ્યા, તેથી અંગ્રેજ સરકારને આ રાજા સાથે સલાહ કરવાથી ફાયદો છે એમ લાગ્યું; એથી એક કરાર થયો અને તે કરારની રૂએ રાજા વિક્રમાજીતમહેન્દ્ર પોતાના રાજ્યમાં થઇ અંગ્રેજ લશ્કરને જવા દેવાને, અને મુકામ કરવા દેવાને બંધાયા; વળી પોતાના મૂલકમાં અંગ્રેજના દુશ્મનોને પેસવા દેવા નહિ એમ પણ તેમણે કબૂલ કર્યું.

રાજા વિક્રમાજીતમહેન્દ્ર ઈ. સ. ૧૮૩૪માં મરણ પામ્યા. એમની હયાતીમાં એમના કુંવર ધર્મપાળ મરણ પામ્યા હતા, તેથી તેમના મૃત્યુ પછી તેમના ભાઈ તેજસિંહ, અને તેમના મરણ પછી તેમના દત્તક લીધેલા કુંવર સુર્જનસિંહ ગાદી ઉપર બેઠા. આ બાબત તેમની સામે મરનાર રાજાની વિધવા રાણીએ વાંધો ઉઠાવ્યો, પણ અંગ્રેજ સરકારે તે કબૂલ કર્યો નહિ અને સુર્જનસિંહને સ્વતંત્રપણે રાજ્ય સોંપ્યું. આ વખતે સુર્જનસિંહ કાચી ઉમરના હતા, તેથી રાણીને તેની વાલી તરિકે રાજ્ય ચલાવવાને નીમી. રાણીએ પોતાના અમલમાં ઈ. સ. ૧૮૪૭ માં આ રાજ્યમાંથી સતી થવાનો ચાલ બંધ કર્યો અને ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે અંગ્રેજોની કીમતી સેવા બજાવી. આ સેવાના બદલામાં અંગ્રેજોએ રૂ. ૩૦૦૦ ની ખંડણી માફ કરી.

સુર્જનસિંહ રાજસત્તા પોતાના હાથમાં લીધા પછી થોડા વખતમાં મરણ પામ્યા. તેમના પછી તેમની રાણીએ હમીરસિંહને દત્તક લઇ ગાદીએ બેસાડયા, તે ઇ. સ. ૧૮૭૪ માં મરણ પામ્યા. પછી તેમનાં નાના ભાઈ **મહેન્દ્રપ્રતાપસિંહ** ગાદીએ બેઠા. એ ઉરચાના હાલના મહારાજા છે.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું તે બાબત તા૦ ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો, તે વખત મહારાજા મહેન્દ્ર પ્રતાપસિંહ દિલ્હી પધાર્યા. પ્રથમ તેમને ૧૧ તોપનું માન મળતું હતું તેમાં વધારો કરી ૧૫ નું આપવા તે વખતના દરબારમાં ઠરાવ થયો; વળી એક પાદશાહી વાવટો લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ મહારાજાએ સારો ભાગ લીધો હતો. મહારાજા મહેન્દ્ર પ્રતાપસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.


રૂદ્રપ્રતાપસિંહ.
એમણે ઈ. સ. ૧૫૩૨ માં ઉરચા શહેર વસાવ્યું.
×
ઉદ્યાજીત.
મધુકર.
પ્રેમચંદ.
રામશાહ.
નરસિંહદેવ.
ચંપતરાય.
જુઝારસિંહ.
પહાડસિંહ.
ભગવાનરાય.
હરદુલ.
બીજા આઠ કુંવર.
છત્રસાલ.
દતીઆના મૂળ પુરૂષ.
જસવંતસિંહ.
ભગવતસિંહ.
ઉદીતસિંહ.
પૃથીસિંહ.
અમરેશ.
ગંધર્પસિંહ.
સાવંતસિંહ.
ભારતીચંદ.
પજનસિંહ.
વિક્રમાજીત.
તેજસિંહ.
સુજનસિંહ.
હમીરસિંહ.
હરદુલના વંશમાંથી દત્તક.
મહેન્દ્ર પ્રતાપસિંહ.
(હાલના મહારાજા.)

**તેહરી**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે અને તેમાં મહારાજા રહે છે. આ શહેર ઉરચાથી ૪૦ મૈલને છેટે આવેલું છે. એમાં ૧૩૦૦૦ હિંદુ, ૩૮૦૦ મુસલમાન અને ૧૨૦૦ બીજા પરચૂરણ જાતના લોક મળી કુલ ૧૮૦૦૦ માણુસની વસ્તી છે. આ શહેરમાં રાજાનો મહેલ છે; સિવાય એક સુંદર દેવાલય પણ છે. શહેરમાં તીકમગઢ નામે એક કિલ્લો છે, તે ઉપરથી એ શહેરને હાલમાં **તીકમગઢ** પણ કહે છે. ઉરચા એ જૂની રાજધાનીનું શહેર છે અને તે બેટવા નદીના કાંઠા ઉપર આવેલું છે. એમાં પણ ૧૩૦૦૦ હિંદુ, ૪૦૦૦ મુસલમાન અને ૧૦૦૦ બીજા પરચૂરણ જાતના લોક મળી કુલ ૧૮૦૦૦ માણુસની વસ્તી છે. કિલ્લામાં જહાંગીર પાદશાહનો બાંધેલો મહેલ અને રાજાનો મહેલ છે, તે બંને જોવા લાયક છે.

---

## દતીઆ.

આ રાજ્ય "દતીઆનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે અને તે "મહારાજા." કહેવાય છે. **સીમા**—આ રાજ્યના ઈશાનકોણમાં સંપથાર સંસ્થાન, દક્ષિણે ઝાંસીનો મૂલક અને પશ્ચિમે સિંધ નદી આવેલી છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૮૨૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૮૦૦૦૦ (એક લાખ એંશીહજાર) માણુસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૦૦૦૦૦૦ (દશ લાખ)ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—ઈશાનકોણ તરફનો ભાગ સપાટ છે, પૂર્વ અને દક્ષિણ તરફનો ભાગ ટેકરા ટેકરીવાળો અને ખરબચડો છે; સિવાયનો સઘળો દેશ ખુલ્લો અને સપાટ છે. **નદીઓ**—સિંધ, એ આ રાજ્યના નૈઋત્યકોણ તરફના ભાગમાંથી નીકળી ઈશાનકોણ તરફ વહેતી જઈ આ રાજ્યની તથા ગ્વાલિયરના રાજ્યની સરહદ કરી તેની હદ છોડયા પછી અગાડી જતાં બેહતથી થોડે દૂર જમનાને મળે છે; સિવાય પશ્ચિમ અને ઉત્તર તરફથી કેટલીક નાની નદીઓ આવી સિંધને મળે છે. **જમીન તથા નીપજ**—દેશના ઘણા ભાગની જમીન ખરબચડી છે,

તોપણ પાણીની આવદાની સારી હોવાથી જમીન ટાઢી હોઇને રસાળ છે; તેમાં **ઘઉં**, જાર, બાજરી, તેલી બી, કપાસ, તમામ જાતનાં કઠોળ, ગળી વગેરે નીપજે છે. **જનાવર**—ગાયો, બળદ અને ભેંસો સારાં થાય છે; લોકો ઘેટાં બકરાં વગેરે પાળે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને બુંદેલા રજપૂત, આહીર, મરેઠા તથા ગુજ્જર અને થોડા પરચૂરણ હલકી જાતના લોકોની છે; મોટાં શહેરમાં બ્રાહ્મણ, વાણિયા પણ વસે છે. આ દેશમાં બુંદેલખંડી બોલી બોલાય છે. મુખ્ય શહેર—**દતીઆ**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર અને ભભકાબંધ બાંધણીના છે; એ શહેર ઝાંસીના રૈલવે સ્ટેશનથી ઉત્તરમાં ૨૦ મૈલને છેટે છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૭૦૦ સ્વાર, ૩૦૪૦ પ્યાદલ, ૯૭ તોપ અને ૧૬૦ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—દતીઆના મહારાજા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે અને તે ઉરચા અથવા તેહરીના મહારાજાના કુટુંબી છે. બુંદેલાની ઉત્પત્તિ વિષે આ પુસ્તકમાં ઉરચાના રાજ્યનો ઇતિહાસ લખતાં બતાવેલું છે તેથી હવે આ ઠેકાણે એ સંબંધમાં વધારે બતાવવાની કંઇ જરૂર નથી. ઈ. સ. ૧૬૩૫માં ઉરચા અથવા તેહરીના મહારાજા નરસિંહરાયના કુંવર **ભગવાનરાયે** આ રાજ્યની સ્થાપના કરી. તેમના મરણ પછી અનુક્રમે **શુભકરણ**, **દલપતરાય**, **રામચંદ્ર**, **ગુમાનસિંહ**, **ઇંદ્રજીત**, અને **સતરજીત** નામે રાજા ગાદીએ બેઠા. સતરજીત પછી તેમના કુંવર **પરિચત** ગાદીએ આવ્યા. એમના વખતમાં એટલે ઈ. સ. ૧૮૦૨–૩માં જ્યારે પેશ્વાએ વસાઇના કોલકરાર કર્યા ત્યારે બુંદેલખંડમાંનાં જે રાજ્યો તેમના તાબામાં હતાં, તે તેમણે અંગ્રેજ સરકારને સોંપ્યાં; તેમાંનું દતીઆ પણ એક હતું. રાજા પરિચતે અંગ્રેજ સરકાર સાથે ઈ. સ. ૧૮૦૪ માં કોલકરાર કર્યો. ઈ. સ. ૧૮૧૭–૧૮માં છેલ્લા બાજીરાવ પેશ્વા સાથે બ્રિટિશ સરકારને લડાઈ થઇ તેમાં આ રાજાએ અંગ્રેજ સરકારનો પક્ષ પકડ્યો અને તેમને સારી મદદ કરી. આ ઉપકારના બદલામાં સિંધ નદીની પૂર્વ તરફની જમીન તેમના રાજ્ય સાથે જોડી દેવામાં આવી, અને એ બાબતનો લેખ તા. ૩૧મી જુલાઇ સને

૧૮૧૮ ના રોજ રાજાને કરી આપવામાં આવ્યો. રાજા પરિચત ઈ. સ. ૧૮૩૯ માં બીન ફરજંદે ગુજરી ગયા. તેમના પછી દત્તક લીધેલા કુંવર **વિજયબહાદુર** ગાદીએ બેઠા. તેમના દાવા સામે માજી રાજાના કુટુંબના કોઈ માણસે વાંધો ઉઠાવ્યો કે જ્યારે રાજા બીન ફરજંદે ગુજરી જાય ત્યારે તે શાખાના માણસને ગાદી મળે એવો જૂનો લેખ થયો છે, માટે ગાદી ઉપર મારો હક્ક છે. પણ અંગ્રેજ સરકારે તેનો દાવો કબૂલ રાખ્યો નહિ. પછી વિજયબહાદુર ૧૮ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૮૫૭માં મરણ પામ્યા.

રાજા વિજયબહાદુરને કંઇ સંતાન નહોતું. તેમના પછી ગાદીના વારસ તરિકે દત્તક લીધેલા કુંવર ભવાનીસિંહ અને અનૌરસ પુત્ર અરજનસિંહ હતા. આ બંને કુંવરો વચ્ચે ગાદીને માટે તકરાર થઈ તેથી બ્રિટિશ સરકારે તેમાં વચ્ચે પડી **ભવાનીસિંહનો** હક્ક હિંદુ ધર્મશાસ્ત્ર અને કાયદા પ્રમાણે બરોબર છે એમ ગણી રાજ્ય તેને સોંપ્યું આથી અરજનસિંહ નાખુશ થયો. તેણે અને મર્હૂમ રાજાની રાણી જે રાજ્યકર્તાની વાલી તરિકે હતી તે બંને જણાંએ મળી બંડ ઉઠાવી સિઓન્દાનો કિલ્લો કબજે કર્યો. અંગ્રેજ સરકારે તેમના ઉપર લશ્કર મોકલી બંડખોર લોકોને પકડયા અને તેઓને જન્મ સુધી ચુનેરના કિલ્લામાં કેદ કર્યા, કિલ્લો કબજે કરી રાજાને સોંપ્યો, અને રાણીને માફ કરી એકાંતવાસમાં રાખી. વળી ફરીને ઈ. સ. ૧૮૬૧માં ગાદીને માટે અરજનસિંહે દાવો કર્યો તે પણ રદ કરવામાં આવ્યો. હવે ભવાનીસિંહને કોઈના તરફથી ભય રહ્યો નહિ, અને તેથી તેઓ નિર્ભયપણે આજદિન સુધી દતીઆના રાજ્ય ઉપર અમલ કરે છે. ભવાનીસિંહ એ દતીઆના હાલના મહારાજા છે.

તા૦ ૧લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ના રોજ મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું, તે બાબત તેજ તારીખે હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસરૉય લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો, તે દરબારમાં મહારાજા ભવાનીસિંહ હાજર થયા. પ્રથમ તેમને ૧૧ તોપનું માન મળતું હતું તેમાં વધારો કરી ૧૫ નું આપવા તે દરબારમાં ઠરાવ થયો. વળી એક **પાદશાહી વાવટો** તેમના રાજ્યમાં લશ્કરી દમામ સાથે પહોંચાડવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે જે

મહોત્સવ થયો હતો, તેમાં મહારાજા ભવાનીસિંહે સારો ભાગ લીધો હતો. પોતાના રાજ્યની રાજધાનીના મુખ્ય શહેર દતીઆમાં ઠામઠામ રોશની કરાવી હતી, તથા શાળાના વિદ્યાર્થીઓને ઇનામ અને મીઠાઇ વહેંચી હતી. મહારાજા ભવાનીસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામુ.

ભગવાનરાય. { ઉરચાનું પેઢીનામું જુઓ. }
|
શુભકરણ.
|
દલપતરાય.
|
રામચંદ.
|
ગુમાનસિંહ.
|
ઇન્દ્રજીત.
|
સતરજીત.
|
પરિચત.
|
વિજયબહાદુર.
|
અરજનસિંહ. (અનૌરસ.) — ભવાનીસિંહ. (હાલના મહારાજા.)

**દતીઆ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર એક સરોવરની નજીક ટેકરી ઉપર આગ્રેથી સાગર જવાના રસ્તાપર આગ્રેથી અગ્નિકોણમાં ૧૨૫ મૈલ, અને સાગરથી વાયવ્ય કોણમાં ૧૪૮ મૈલને અંતરે આવેલું છે, અને એમાં મહારાજા રહે છે. એ શહેરની આસપાસ ૩૦ ફુટ ઉંચો એક કોટ છે. એના રસ્તા સાંકડા અને ગુંચવણીઆ છે, તોપણ તેમાં ઘણાં સુંદર ઘરો આવેલાં હોવાથી શહેર સોભીતુ દેખાય છે. એ-

માં ૨૩૦૦૦ હિંદુ, અને ૫૦૦૦ મુસલમાન મળી કુલ ૨૮૦૦૦ માણુસની વસ્તી છે. શહેરની અંદર મહારાજાનો મહેલ છે અને તેની આસપાસ બાગ છે. બાગની આસપાસની દિવાલમાં એક સુંદર દરવાજો છે, તેને દરેક ખૂણે મોરચાવાળા મિનારા છે. મહારાજાના મહેલ સિવાય આઠ ખૂણાના આકારનું હોજથી ઘેરાયલું એક મકાન છે, તેની આસપાસ પણ બાગ આવી રહેલો છે. આ બાગની અંદર ચાર હાથીનો બનાવેલો એક ફુવારો છે. આ હાથીની સુંઢોમાંથી પાણી ઉડે છે. આ સિવાય શહેરની અંદર બીજા બે મહેલ છે, પરંતુ તેમાં કોઇ રહેતું નથી. એ બે મહેલો તથા શહેરથી ૪ મૈલને છેટે જૈનધર્મનાં કેટલાંક દેવળો છે તે સઘળાં તેમની ઊંચાઈ, મજબૂતી અને કોતરકામને માટે પ્રખ્યાત છે. દતીઆની પડોશમાં પુષ્કળ ઝાડી છે તેથી ત્યાં શિકાર ઘણો મળી આવે છે.

## સંપથાર.

આ રાજ્ય "સંપથારનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા ગુજર આહીર જાતના રજપૂત છે અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે અને પશ્ચિમે ગ્વાલિયર, દક્ષિણે ઝાંસીનો મૂલક અને પૂર્વે જેલમનો મૂલક આવેલો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૭૫ ચોરસમૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૦૮૦૦૦ (એક લાખ આઠ હજાર) માણસની છે. **વાર્ષિકપેદાશ**—રૂ. ૪૦૦૦૦૦ (ચાર લાખ) ને શુમારે થાયછે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—દેશ ચારે તરફ ખુલ્લો અને સપાટ છે, અને કોઈ કોઇ જગોએ ટેકરા ટેકરીવાળો પણ છે, તોપણ તેના ઘણા ભાગની જમીન એકંદરે રસાળ છે. **નદી**—બેટવા, એ આ રાજ્યના નૈઋત્યકોણ તરફના ભાગમાં આવેલા ભોપાળ સંસ્થાન પાસેના ડુંગરમાંથી નીકળી ઇશાનકોણ તરફ આ રાજ્યમાંથી વહેતી જઈ અગાડી જતાં બેહરીથી થોડે દૂર જમનાને મળેછે; સિવાય નાના વહેળા અને ઝરા ઘણા છે. **હવા**—દિવસે તાપ અને રાત્રે ટાઢ પુષ્કળ પડેછે, તોપણ એકંદરે હવા સારી છે. વરસાદ નૈઋત્યકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા ની-**

**પજ**—દેશના ઘણા ભાગની જમીન રસાળ છે; તેમાં ઘઉં, જાર, બાજરી, તેલી બી, ગળી વગેરે નીપજે છે. **જનાવર**—લોકો ગાય, બળદ, અને ભેંસો પાળે છે; ને કોઇ કોઈ જગાએ દીપડા, વરૂ, શિયાળ વગેરે જંગલી પ્રાણીઓ જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને બુંદેલા રજપૂત, આહીર, મરેઠા અને ગુજ્જર લોકની છે; મોટાં શહેરમાં વાણિયા બ્રાહ્મણ પણ વસે છે; મુસલમાનની વસ્તી કોઈ કોઈ ગામોમાં છે. આ દેશની ભાષા બુંદેલખંડી છે મુખ્ય શહેર—**સંપથાર**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે, તેમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર અને ઊંચી જાતની કારીગરીથી બાંધેલા હોઈ જોવા લાયક છે. શહેરમાં પોસ્ટ-ઑફિસ પણ છે. એ શહેર ઝાંસીના રેલવે સ્ટેશનથી ઇશાનકોણમાં આશરે ૫૦ મૈલને છેટે છે; સિવાય બીજું જાણવા લાયક શહેર કે ગામ નથી. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ બ્રિટિશસરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૩૦૦ સ્વાર, ૨૦૦૦ પ્યાદલ, ૩૫ તોપ અને ૧૫૦ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—સંપથારના મહારાજા ગુજ્જર આહીર જાતના રજપૂત છે. એ રાજ્ય ઈ. સ. ૧૭૬૨માં દતીઆથી જુદું પડ્યું. દતીઆ તે વખતે પેશ્વાની હકૂમત નીચે હતું અને સંપથાર સ્વતંત્ર હતું. ઈ. સ. ૧૭૬૨ થી તે ઈ. સ. ૧૮૦૦ સુધીનાં લગભગ ૪૦ વરસનો આ રાજ્યનો ઇતિહાસ બહાર પડ્યો નથી. ઇ. સ. ૧૮૦૫ માં સિંધિયા અને હોલકરને બ્રિટિશ લશ્કરે હરાવ્યા ત્યારથી આ રાજ્ય અંગ્રેજના રક્ષણમાં આવ્યું. એ વખતે એ રાજ્ય ઉપર **રણજીતસિંહ** નામે રાજા રાજ્ય કરતા હતા. આ અરસામાં એ રાજ્ય સાથે એક કરાર થયો, પણ લૉર્ડ કાર્નવાલિસની નવી રાજ્યપદ્ધતિ દેશી રાજાઓની વિરૂદ્ધમાં હોવાથી એ કરાર તૂટ્યો અને કેટલાંક વરસ સુધી સંપથાર સ્વતંત્ર રહ્યું. ઇ. સ. ૧૮૧૭માં તેની સાથે ફરીથી કરાર થયો અને તેથી એ રાજ્ય હમેશને માટે અંગ્રેજોની દેખરેખ નીચે આવ્યું. રણજીતસિંહ ઇ. સ. ૧૮૨૭ માં કૈલાસવાસી થયા. તેમના મરણ પછી તેમના કુંવર **હિંદુપત** ગાદી ઉપર બેઠા. જ્યારે તે પુખ્ત ઉમરના થયા ત્યારે તે ગાંડા બની ગયા તેથી તેમના તરફથી રાજ્ય ચલાવવાને

તેમની રાણીની બ્રિટિશ સરકારે નીમણુક કરી. હિંદુપત મોટી ઉમરના થયા, પણ તેમનામાં રાજ્ય ચલાવવાના હોશ નહોતા, તેથી રાણી જે રાજાની વતી રાજ્ય કરતી હતી, તેણે તેમને રાજ્યના અમલદારો અને રૈયતની સંમતિથી કબજે રાખ્યા અને પોતે પોતાનો મોટો દીકરો છતરસિંહ જે પાછળથી રાજા બહાદુરને નામે પ્રખ્યાત થયો તે ઉમર લાયક થયો ત્યાં સુધી રાજ્ય ચલાવ્યું. જ્યારે રાજા બહાદુર ઈ. સ. ૧૮૬૪ માં ૨૧ વર્ષનો થયો ત્યારે તેણે પોલિટિકલ એજંટને પોતાની મા પાસેથી રાજ્યનો કબજો પોતાના હસ્તકમાં લેવાને અરજ કરી; વળી તેણે એમ પણ બતાવ્યું કે તે રાજ્યની મિલ્કતનો ખોટો ઉપયોગ કરેછે અને ઉડાવી દેછે. આ દરખાસ્તથી **છતરસિંહ ઉર્ફે રાજા બહાદુરને** એકદમ રાજ્ય સોંપવાનો બ્રિટિશ સરકારે હુકમ કર્યો તથા આગળના ગાંડા રાજાને અને તેની રાણીને આલ્માના પરગણામાં મોકલી દીધાં. ત્યાં તેઓના ભરણપોષણને માટે રાજ્યની ઉપજનો $\frac{1}{4}$ આપવો એમ ઠરાવ કરી આપ્યો. હાલ એ રાજ્ય ઉપર છતરસિંહ ઉર્ફે રાજા બહાદુર રાજ્ય કરેછે.

આ રાજ્યને ઈ. સ. ૧૮૭૭ ના દિલ્હીના દરબાર વખત પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો; તે પછવાડેથી લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે જે મહોત્સવ થયો હતો, તેમાં આ મહારાજાએ સારો ભાગ લીધો હતો. મહારાજા છતરસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

રણજીતસિંહ. { મૂળ પુરૂષથી આ રાજા સુધીનાં વચ્ચેનાં ૪૦ વર્ષનો ઇતિહાસ મળી શક્યો નથી. }
|
હિંદુપત (ગાંડો).
|
છતરસિંહ ઉર્ફે રાજા બહાદુર.
(હાલના મહારાજા.)

**સંપથાર**—એ રાજગાદીનું મુખ્ય શહેર છે અને તેમાં મહારાજા રહે છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ છે. રેલવેના મુસાફરોને સંપથાર જવું હોય તો તેઓ ઝાંસીના સ્ટેશને ઉતરી પડે છે આ બે શહેર વચ્ચે આશરે ૫૦ મૈલનું છેટું છે.

## પન્ના.

આ રાજ્ય "પન્નાનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે બાંદેનો મૂલક અને ચરખારીનું રાજ્ય, પૂર્વે કોથ, સોહવલ અને અજૈગઢ નામે સંસ્થાનો, દિક્ષણે દેમોર અને જબલપુરનો મૂલક, અને પશ્ચિમે છતરપુર સંસ્થાન આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૫૫૫ ચોરસ મૈલ જમીનનો છે; અને તેમાં **વસ્તી**—આશરે ૧૮૩૦૦૦ (એક લાખ ત્યાશીહજાર) માણસની છે. **વાર્ષિકપેદાશ**—રૂ.૫૦૦૦૦૦ (પાંચ લાખ)ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના આશ્રય નીચે છે.

**દેશનું સ્વરૂપ**—વાયવ્યકોણ તરફનો તથા પન્નાશહેરની આસપાસનો મૂલક ડુંગરી છે, સિવાયનો મૂલક ખુલ્લો અને સપાટ છે. **નદી**—એક નદી છે તે આ રાજ્યના મુખ્ય શહેર પન્નાની નજીકના ડુંગરમાંથી ઉત્પન્ન થઇ ઇશાનકોણ તરફ કલિંજર આગળ થઇ વહેતી જઈ અગાડી પહરીના મૂલકમાં જાય છે, અને ત્યાંથી આગળ વહી જમનાને મળે છે. એ નદીનું નામ જાણવામાં આવ્યું નથી. **જમીન તથા નીપજ**—પન્નાશહેરની આસપાસની જમીન ડુંગર આવવાને લીધે ખરબચડી છે, સિવાયની સઘળી જમીન ખુલ્લી અને સપાટ છે; તેમાં જાર, બાજરી, ઘઉં, તેલી બી, તમામ જાતનાં કઠોળ વગેરેનો પાક થાય છે. વળી આ રાજ્યમાં હીરાની ખાણો છે; એ હીરા ઘણા પંકાય છે. ઝરણા પરણાના હીરા કહેવાય છે તે આજ મૂલકના જાણવા. **હવા**—રોગીષ્ટ છે, તોપણ ઉત્તર તરફના થોડાએક ભાગની હવા ઠંડી ને સુખદાયક છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જનાવર**—ડુંગરની ખો અને ઘટ્ટ ઝાડીવાળા ભાગમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાબર, દીપડા વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; લોકો ગાય, બળદ, ભેંસ, બકરાં, ઘેટાં વગેરે પાળે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને બુંદેલા રજપૂત, આહીર, ચંદેલી, ધંદેલી, મરેઠા, અને ગુજ્જર લોકની છે; મુસલમાન પણ થોડા વસે છે; મોટાં શહેરોમાં બ્રાહ્મણની વસ્તી છે. એ દેશની ભાષા બુંદેલખંડી છે. મુખ્ય શહેર —**પન્ના**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે. મહારાજા પણ એજ શહેરમાં રહે છે, તેમને રહેવાના મહેલ સુંદર અને ભભકાબંધ બાંધણીના છે. શહે

રમાં પોસ્ટઑફિસ પણ છે. આ શહેર બાંદેના રેલવે સ્ટેશનથી દક્ષિણમાં આશરે ૭૫ મૈલને છેટે છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર કૈસરેહિંદ તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૨૫૦ સ્વાર, ૨૪૪૦ પ્યાદલ, ૧૯ તોપ અને ૬૦ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—પન્નાના મહારાજા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે અને તે ઉર્ચાના મહારાજાના કુટુંબી છે. આ પુસ્તકમાં ઉર્ચાના રાજ્યનો ઇતિહાસ લખવામાં આવ્યોં છે તેમાં પ્રખ્યાત છત્રસાલ વિષે લખ્યું છે, તે છત્રસાલના કુંવર **હીરદીશાહે** આ રાજ્ય મેળવ્યું હતું. જે વખતે તેમને આ રાજ્ય મળ્યું તે વખતે તેની ઉપજ ૩૮૪૬૧૪૩ રૂપિઆની હતી; પરંતુ ગયા સૈકાની આખરે દેશના અંદરના અને બહારના ભાગમાં પુષ્કળ લડાઇટંટા ચાલવાથી રાજ્યના ઘણા ભાગ થઇ ગયા. જ્યારે ઇ. સ. ૧૮૦૩માં બુંદેલખંડમાંનાં રાજ્યો અંગ્રેજ સરકારની દેખરેખમાં આવ્યાં ત્યારે પન્નામાં **કિશોરસિંહ** નામે રાજા રાજ્ય કરતા હતા, તેમણે ઇ. સ. ૧૮૦૭માં અંગ્રેજ સરકાર સાથે વફાદારી રાખવાનો દસ્તાવેજ લખી આપ્યો, તે વખતે તેમને એ સરકારે સનદ કરી આપી. રાજા કિશોરસિંહને તેમની બદચાલને લીધે અંગ્રેજ સરકારે દેશનિકાલ કર્યા, ત્યાં તે ઇ. સ. ૧૮૩૪માં મરણ પામ્યા. તેમના પછી **હરબંસીરાવ** ગાદીએ બેઠા, તે ઇ. સ. ૧૮૪૯-માં અપુત્ર મરણ પામવાથી તેમના પછી તેમના ભાઇ **નરપતસિંહ** ગાદીએ બેઠા. આ રાજાએ ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે અંગ્રેજ સરકારને સારી મદદ કરી, તેથી તેના બદલામાં એ સરકારે તેમને દત્તક લેવાની સનદ, રૂ. ૨૦૦૦૦ (વીસ હજાર)ની કીમતનો પોશાક અને ૧૧ તોપનું માન આપ્યું. નરપતસિંહ ઇ. સ. ૧૮૬૦ માં મરણ પામ્યા. તેમના પછી તેમના પાટવી કુંવર **રૂદ્રપ્રતાપસિંહ** ગાદીએ બેઠા. એ પન્નાના હાલના મહારાજા છે.

ઇ. સ. ૧૮૭૫ માં મહારાણી વિક્ટોરિઆના વડા શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ હિંદની મુસાફરીએ પધાર્યા, તે વેળા કલકત્તા મુકામે જઇ મહારાજા રૂદ્રપ્રતાપસિંહે તેમની મુલાકાત કરી. પ્રિન્સે ઇ. સ. ૧૮૭૬ ના જાન્યુઆરીની તા. ૧ લીએ દિલ્હીમાં દરબાર ભરી આ મહારાજાને “નાઇટ કમાન્ડર ઓફ ધ સ્ટાર ઓફ ઇન્ડિઆ” નો ઇલ્કાબ આપ્યો.

નામદાર મહારાણી વિક્ટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું, તે બાબત તા. ૧લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસરૉય લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબાર વખતે મહારાજા રૂદ્રપ્રતાપસિંહ દિલ્હી પધાર્યા. પ્રથમ તેમને ૧૧ તોપનું માન મળતું હતું, તેમાં વધારો કરી ૧૩નું આપવા તે દરબારમાં ઠરાવ થયો. વળી એક પાદશાહી વાવટો લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ મહારાજાએ સારો ભાગ લીધો હતો. મહારાજા રૂદ્રપ્રતાપસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૧૩ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

- ઉદયાજીત. (ઉરચાનું પેઢીનામું જુઓ.)
  - પ્રેમચંદ.
    - ચંપતરાય.
      - છતરસાલ.
        - હીરદીશાહ.
          - સુભાસિંહ.
            - હિંદુપત.
              - ધોકલસિંહ.
                - કિશોરસિંહ.
                  - હરબંસીરાય.
                    - નરપતસિંહ.
                      - રૂદ્રપ્રતાપસિંહ. (હાલના મહારાજા.)
          - સલીમસિંહ. (લોગાસીના મૂળ પુરૂષ.)
        - જગતરાજ. (ચરખારી, અજેગઢ, બિજાવર વગેરે રાજ્યોના મૂળ પુરૂષ.)
        - પદમસિંહ. (જીગનીના મૂળ પુરૂષ.)
        - ભારતીચંદ. (જસુના મૂળ પુરૂષ.)
    - માનસિંહ. (જીરોલીના મૂળ પુરૂષ.)

**પન્ના**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર બાંદેથી જબલપુર જવાના રસ્તાપર બાંદેથી ૬૨ મૈલ, અને જબલપુરથી ૧૬૯ મૈલને અંતરે આવેલું છે. એમાં ૧૨૫૦૦ હિંદુ, ૨૦૦૦ મુસલમાન અને ૫૦૦ બીજા પરચૂરણ જાતના લોક મળી કુલ ૧૫૦૮૦ માણસની વસ્તી છે. શહેરનાં ઘરો પથ્થરથી બાંધેલાં છે તેથી, તથા એમાં ઘણાં હિંદુ દેવળો આવેલાં છે તેમાં શ્રીકૃષ્ણના ભાઇ બળદેવનું મોટું અને સુંદર દેવળ છે તેથી તેની શોભામાં કાંઇ બાકી રહેલી નથી. મહારાજાને માટે બાંધેલો નવો રાજમહેલ ઘણો શોભાયમાન છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ છે.

---

## અજૈગઢ.

આ રાજ્ય "અજૈગઢનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે, અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે ચરખારીનું રાજ્ય અને બંદા પરગણું, દક્ષિણે અને પૂર્વે પન્નાનું રાજ્ય, અને પશ્ચિમે છતરપુરનું રાજ્ય આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૩૪૭ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૫૦૦૦૦ ( દોઢ લાખ ) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૨૦૦૦૦૦ ( બે લાખ )ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—દેશમાં સાધારણ ડુંગરીઓ છે, અને ઝાડી પણ સાધારણ છે, તોપણ ઘણું કરીને સઘળો મૂલક સપાટ છે. **નદી**—કેણ, એ આ રાજ્યના નૈરૂત્યકોણ તરફના ભાગમાંથી ઉત્પન્ન થઇ એમાં વહી અગાડી જતાં એ રાજ્યની હદ્દ છોડ્યા પછી વાયવ્યપ્રાંતમાં જઈ હમીરપુરથી થોડે દૂર જમનાને મળે છે. **હવા**—ઘણી ગરમ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—જમીન સાધારણ છે, પરંતુ નદીઓને કિનારે નદીઓથી અને બાકીના ભાગમાં કૂવાનાં પાણીથી લોક ખેતી કરે છે; આથી સાધારણ નીપજ થાય છે. મુખ્યત્વે કરીને ઘઉં, જુવાર, બાજરી, તલ, અળસી, શેરડી, કપાસ, તમાકુ અને તમામ જાતનાં કઠોળ પાકે છે. **જનાવર**—ઘણુંખરૂં ઉત્તર ભાગમાં વાઘ, ચિત્રા, હરણ, સાબર, દીપડા વગેરે અનેક જાતનાં જંગલી જનાવર જોવામાં આવે છે; ને લોકના

ઉપયોગ માટે ભેંસ, બળદ, ગાય વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી ઘણુંકરીને બુંદેલા રજપૂત, આહીર, ચંદેલી, ધંદેલી, મરેઠા અને ગુજ્જર લોકની છે; મુસલમાન પણુ થોડા વસે છે. આ દેશની ભાષા બુંદેલખંડી છે. **મુખ્ય શહેર**—**અજૈગઢ**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે. એમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર, ભભકાબંધ બાંધણીના, અને જોવા લાયક છે. આ શહેર બાંદેના રેલવે સ્ટેશનથી દક્ષિણમાં ૪૦ મૈલને છેટે છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણુ કૈસરેહિંદ તરફથી મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૧૫૦ સ્વાર, ૨૧૦૦ પ્યાદલ, ૧૬ તોપ અને ૫૦ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—અજૈગઢના મહારાજા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે અને તે ઉરચા અથવા તેહરીના મહારાજાના કુટુંબી છે. આ પુસ્તકમાં ઉરચાના રાજ્યનો ઇતિહાસ લખતાં પ્રખ્યાત છત્રસાલની બીના લખી છે, તે છત્રસાલના કુંવર **જગતરાજે** આ રાજ્યની સ્થાપના કરી. છત્રસાલના મરણુ પછી જ્યારે તેમના કુંવરાએ બુંદેલખંડના ભાગ પાડ્યા ત્યારે એટલે ઈ. સ. ૧૮૩૪ માં અજૈગઢનો મૂલક જગતરાજના ભાગમાં આવ્યો. જગતરાજ પછી **કીરતસિંહ**, **ગુમાનસિંહ**, અને **વખતસિંહ** નામે રાજા અનુક્રમે ગાદીએ બેઠા. છેલ્લા રાજા વખતસિંહને તેમના મૂલકમાંથી અલીબહાદુરે કાઢી મૂકીને તેમને એવી તો ગરીબ અવસ્થામાં આણી મૂક્યા કે પોતાને જીતનાર પાસેથી દરરોજ ફક્ત બે રૂપિઆ લઈ પોતાનું ગુજરાન ચલાવવાનું તેમણે ખુશીથી કબૂલ કર્યું. આખરે જ્યારે ઈ. સ. ૧૮૦૩ માં અંગ્રેજ સરકારે બુંદેલખંડ કબજે કર્યો, ત્યારે તેમને તેમના રાજ્યનો કંઈક ભાગ પાછો મળ્યો. વળી લશ્કરી સરદાર લક્ષ્મણુદેવે અજૈગઢનો કિલ્લો અને બીજો કેટલોક મૂલક કબજે કર્યો હતો, તે અંગ્રેજ સરકારે તેની પાસેથી જીતી લઈ ઈ. સ. ૧૮૦૮ માં વખતસિંહને આપ્યો. તે ઇ. સ. ૧૮૩૭ માં દેવલોક પામ્યા. તેમના પછી **માધવસિંહ**, **મહીપતસિંહ**, અને **વિજયસિંહ** અનુક્રમે ગાદીએ બેઠા. વિજયસિંહ ઈ. સ. ૧૮૫૫ માં સગીર વયમાં મરણુ પામ્યા, તેથી તેમના પછી તેમના ભાઈ **રણુજોરસિંહ** ગાદીએ બેઠા. એ અજૈગઢના હાલના મહારાજા છે.

મહારાજા રણુજોરસિંહ ગાદીએ બેઠા તે વખતે તેમની બાલ્યાવસ્થા હતી; રાજકાજનો અનુભવ તે વેળા તેમને નહિ હોવાથી અજૈગઢના રાજ્યનો વહીવટ અંગ્રેજ સરકારે રીજન્સિ કાઉન્સિલ નીમી તેને સોંપ્યો. પછી મહારાજા રણુજોરસિંહ જ્યારે ઈ. સ. ૧૮૫૮ માં લાયક ઉમરના થયા, ત્યારે તેમને રાજ્યનો કુલ અખત્યાર સોંપવામાં આવ્યો.

નામદાર મહારાણી વિક્ટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું, તે બાબત ઇ. સ. ૧૮૭૭ના જાન્યુઆરીની તા. ૧લીના રોજ લૉર્ડ લિટને હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો. એ દરબાર વખતે મહારાજા રણુજોરસિંહ દિલ્હી પધાર્યા; ત્યાં તેમને "સવાઇ"નો ખિતાબ અને એક પાદશાહી વાવટો મળ્યો. ઈ.સ. ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ મહારાજાએ સારી રીતે ભાગ લીધો હતો. મહારાજા રણુજોરસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.



**અજૈગઢ**—એ રાજગાદીનું મુખ્ય શહેર છે અને તેમાં મહારાજા રહે છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ છે. રેલવેના મુસાફરોને અજૈગઢ જવું હોય તો તેઓ બાંદેના સ્ટેશને ઉતરી પડે છે. આ બે શહેર વચ્ચે શુમારે ૪૦ મૈલનું છેટું છે.

---

## બિજાવર.

આ રાજ્ય "બિજાવરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે છતરપુર સંસ્થાન, ઇશાનકોણમાં પન્ના તથા અજૈગઢ સંસ્થાન તાબાનો મૂલક, દક્ષિણે નાગોદના રાજ્યનો મૂલક, અને પશ્ચિમે ધાસન નદી આવેલી છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૯૨૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૦૦૦૦૦ (એક લાખ) માણસની છે. **વાર્ષિકપેદાશ**—રૂ.૨૨૫૦૦૦ (બે લાખ પચીસ હજાર) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણ નીચે છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે, તોપણ ઉત્તર તરફનો ભાગ ડુંગર આવવાથી ખરબચડો છે, પણ તે પથ્થરના ઝરણને લીધે ટાઢો રહીને રસાળ છે. **નદી**—ધાસન, એ આ રાજ્યના નૈરૃત્ય કોણ તરફના ભાગમાં મધ્યહિંદ એજન્સિમાં આવેલા ભોપાળ સંસ્થાન નજીકના પહાડમાંથી નીકળી ઉત્તર તરફ આ રાજ્યમાં વહી તેની તથા ઉરચા અથવા તેહરીના રાજ્યની સરહદ્દ કરી અગાડી જતાં જીરોલી અને અલીપુરાના મૂલકમાં થઇ બેતવાને મળે છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—આખા દેશની જમીન રસાળ છે; તેમાં ઘઉં, જાર, બાજરી, તૈલી બી, તમામ જાતનાં કઠોળ વગેરેનો પાક થાય છે. **જનાવર**—ઘણુંખરૂં ઉત્તર તરફના પહાડી ભાગમાં વાઘ, ચિત્રા, હરણ, સાબર, દીપડા વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; ને લોકોના ઉપયોગ માટે ગાય, બળદ, ભેંસો વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને બુંદેલા રજપૂત, ગુજ્જર, આહીર અને મરેઠા લોકની છે; મુસલમાન કારીગર પણ થોડા વસે છે; મોટાં શહેરોમાં બ્રાહ્મણની વસ્તી છે. આ દેશમાં બુંદેલખંડી બોલી બોલાય છે. મુખ્ય શહેર—**બિજાવર**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે. એમાં મહારાજાને રહેવાના

મહેલ સુંદર, ભભકાબંધ બાંધણીના, અને જોવા લાયક છે. એ શહેર આ રાજ્યના દક્ષિણ દિશા તરફના ભાગમાં છે. **દત્તકની સનદ**—આ રાજ્યને માટે પછાડી વારસ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ કૈસરેહિંદ તરફથી મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૧૦૦ સ્વાર, ૮૦૦ પ્યાદલ, ૪ તોપ અને ૩૨ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—બિજાવરના રાજ્યકર્તા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે, અને તે ઉરચાના મહારાજાના કુટુંબી છે. આ પુસ્તકમાં અજેગઢના રાજ્યનો ઇતિહાસ લખતાં જગતરાજ વિષે વર્ણન કર્યું છે. તે જગતરાજના બીજા કુંવર **વરાસિંહદેવે** આ રાજ્ય સ્થાપ્યું. તેમણે અલીબહાદુરનું ઉપરીપણું કબૂલ કર્યું નહિ અને તેની સાથે ચરખારી આગળ લડાઈ કરી, તેમાં તે હાર્યા અને માર્યા ગયા. તેમના પછી તેમના કુંવર **કેશરીસિંહ** ગાદીએ બેઠા. જ્યારે ઇ. સ. ૧૮૦૩માં બુંદેલખંડમાં અંગ્રેજ સરકારનો પગપેસારો થયો, ત્યારે બિજાવરની ગાદીએ આ રાજા રાજ્ય કરતા હતા. તે ઇ. સ. ૧૮૧૦ માં મરણ પામ્યા. તેમના પછી તેમના કુંવર **રતનસિંહ** ગાદીએ બેઠા. આ રાજાને તા. ૧૯ મી માહે એપ્રિલ સન ૧૮૧૧ ના રોજ અંગ્રેજ સરકારે તેમના રાજ્યનું રક્ષણ કરવાની સનદ આપી. રતનસિંહ ઈ. સ. ૧૮૩૩ ના ડીસેંબરમાં મરણ પામ્યા. તેમના પછી તેમના ભત્રિજા **લક્ષ્મણસિંહ** ગાદીએ બેઠા. તે ૧૪ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૮૪૭ માં ગુજરી ગયા. પછી તેમના પાટવી કુંવર **ભાઉ પ્રતાપસિંહ** ગાદીએ બેઠા. એ બિજાવરના હાલના મહારાજા છે.

મહારાજા ભાઉ પ્રતાપસિંહે ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે અંગ્રેજ સરકારને સારી મદદ કરી, તેથી એ સરકારે તેમને માનનો પોશાક અને વંશપરંપરાને માટે ૧૧ તોપનું માન આપ્યું. વળી ઈ. સ. ૧૮૬૬ માં તેમને એ સરકાર તરફથી મહારાજાનો ખિતાબ અને ફોજદારી કામોમાં દેહાંતદંડ સુધી શિક્ષા કરવાનો અધિકાર મળ્યો.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસરૉય લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબાર વખતે મહારાજા ભાઉ પ્રતાપસિંહ દિલ્હી પધાર્યા, ત્યાં તેમને

"સવાઈ" નો ખિતાબ અને એક પાદશાહી વાવટો મળ્યો. ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો તેમાં આ મહારાજાએ સારી રીતે ભાગ લીધો હતો. મહારાજા ભાઉ પ્રતાપસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.




**બિજાવર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે અને તેમાં મહારાજા રહે છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ છે.

## ચરખારી.

આ રાજ્ય "ચરખારીનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી બુંદેલા જાતના રજપૂત છે અને તે "મહારાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે સુરીલા સંસ્થાન, નૈઋત્યકોણમાં અલીપુરા, અગ્નિકોણમાં પહરીનો મુલક, અને દક્ષિણે ગુરીહર સંસ્થાન આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૮૬૧ ચોરસમૈલ જમીનનો છે, અને તેમાં

**વસ્તી**—આશરે ૧૨૧૦૦૦ ( એક લાખ એકવીસ હજાર ) માણસની છે. **વાર્ષિકપેદાશ**—રૂ.૫૦૦૦૦૦ ( પાંચ લાખ )ને શુમારે થાય છે. આ રાજ્ય બ્રિટિશ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે; ઝાડી અને જંગલો બિલકુલ નથી. **નદી**—આ દેશમાં જાણવાજોગ મોટી નદી એક પણ નથી. લોકો તળાવ અને કૂવાથી પોતાનો નિભાવ કરે છે. **જમીન તથા નીપજ**—જમીન સાધારણ છે, પરંતુ નાનાં નાળાંને કિનારે નાળાંનાં પાણીથી અને બાકીના ભાગમાં કૂવાનાં પાણીથી લોક ખેતી કરે છે, તેથી સાધારણ નીપજ થાય છે. મુખ્યત્વે કરીને ઘઉં, જુવાર, બાજરી, તલ, અળશી, શેરડી, તમાકુ, ગળી અને તમામ જાતનું કઠોળ નીપજે છે. **હવા**—ઘણી ગરમ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જનાવર**—લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ વગેરે હોય છે, ને નાળાંને કિનારે દીપડા, શિયાળવાં વગેરે નાનાં નાનાં જંગલી જનાવર કોઇ કોઇવાર જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને બુંદેલા રજપૂત, ગુજ્જર અને આહીરની છે; મોટાં ગામોમાં ઉજળી વર્ણના લોક વસે છે; મુસલમાનની વસ્તી પણ થોડી છે. આ દેશમાં બુંદેલખંડી બોલી બોલાય છે. **મુખ્ય શહેર**—**ચરખારી,** એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર ઘણું કરીને આ રાજ્યના દક્ષિણ દિશા તરફના ભાગમાં છે. એ શહેરમાં મહારાજાને રહેવાના મહેલ સુંદર, ભભકાબંધ બાંધણીના, અને જોવા લાયક છે. આ શહેર બાંદેના રેલવે સ્ટેશનથી નૈઋત્યકોણમાં આશરે ૩૦ મૈલને છેટે છે. શહેરમાં પોસ્ટ ઑફિસ પણ છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ કૈસરેહિંદ તરફથી મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજયના લશ્કરમાં ૨૨૦ સ્વાર, ૨૦૯૦ પ્યાદલ, ૩૧ તોપ અને ૧૩૧ ગોલંદાજ છે.

**ઈતિહાસ**—ચરખારીના રાજ્યકર્તા બુંદેલા જાતના રજપૂત છે, અને તે પ્રખ્યાત છત્રસાલના વંશના છે. એ રાજ્યની સ્થાપના અજેગઢનું રાજ્ય સ્થાપનાર જગતરાજના પૌત્ર **વિજયબહાદુર ઉર્ફે ખુમાનસિંહે** કરી. જ્યારે અલીબહાદુરે બુંદેલખંડ ઉપર હુમલો કર્યો, ત્યારે વિજયબહાદુર ઉર્ફે

ખુમાનસિંહ તેની મદદમાં ગયા; આ મદદના બદલામાં ચરખારીનો મૂલક અલીબહાદુર તરફથી વિજયબહાદુરને મળ્યો. બુંદેલા જાતના જે રાજાઓએ અંગ્રેજ સરકારનું ઉપરીપણું માન્ય કર્યું અને જેમને ઇ. સ. ૧૮૦૪ તથા ઈ. સ. ૧૮૧૧ માં સનદો આપવામાં આવી, તેઓમાં વિજયબહાદુર પહેલા હતા. આ સનદોને લીધે ચરખારી અને બીજાં કેટલાંક ગામડાં ઉપરના વિજયબહાદુરના હક્ક વિષે જે કાંઇ વાંધા હતા તે પતી ગયા. આ પછી તે ઈ. સ. ૧૮૨૯ માં મરણ પામ્યા. તેમના પછી તેમના કુંવર **વિક્રમાજીત** ગાદીએ બેઠા, તે ફક્ત પાંચ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૮૩૪ માં મરણ પામ્યા. તેમના પછી તેમના પાટવી કુંવર **રતનસિંહ** ગાદીપતિ થયા. આ રાજાએ ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે અંગ્રેજ સરકારને સારી મદદ કરી તેથી તેના બદલામાં એ સરકારે તેમને દત્તક લેવાની સનદ, રૂ. ૨૦૦૦૦ (વીસ હજાર) ની ઉપજનો મૂલક, માનનો પોશાક અને વંશપરંપરાને માટે ૧૧ તોપનું માન એટલાં વાનાં આપ્યાં. રતનસિંહ ઈ. સ. ૧૮૬૦ માં દેવલોક પામ્યા. તેમના પછી તેમના પાટવી કુંવર **જયસિંહદેવ** ગાદીએ બેઠા. એ ચરખારીના હાલના મહારાજા છે.

મહારાજા જયસિંહદેવ ગાદીએ બેઠા તે વખત તેમની સાત વરસની કાચી ઉમર હતી, તેથી રાજ્યકાજનો અનુભવ તે વેળા તેમને નહિ હોવાથી બ્રિટિશ સરકારે પોતાના તરફનો એક માણસ મૂકી તેની મારફત ચરખારીનો રાજ્યવહીવટ ચલાવ્યો. પછી જ્યારે ઈ. સ. ૧૮૭૪ માં મહારાજા જયસિંહદેવ લાયક ઉમરના થયા ત્યારે તેમને રાજ્યનો કુલ અખત્યાર સોંપવામાં આવ્યો.

નામદાર મહારાણી વિક્ટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું, તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસરૉય લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો, તેમાં મહારાજા જયસિંહદેવ દિલ્હી પધાર્યા. ત્યાં તેમને "સીપાહદાર ઉલમુલ્ક" નો ખિતાબ અને એક પાદશાહી વાવટો મળ્યો. ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. મહારાજા જયસિંહદેવ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામુ.




**ચરખારી**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર ગ્વાલિયરથી બાંદે જવાના રસ્તાપર બાંદેથી ૪૧ મૈલને અંતરે આવેલું છે. શહેરથી નીચાણમાં એક સરોવર છે. શહેરના રસ્તા સારા અને પાકી સડકથી બાંધેલા છે. એમાં મહારાજાને રહેવાના મહેલ છે તે ઉત્તમ કારીગરીની બાંધણીના જોવા લાયક છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ છે.

## છતરપુર.

આ રાજ્ય "છતરપુરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા પુવાર જાતના રજપૂત છે અને તે "રાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે હમીરપુર પરગણું, પૂર્વે અજેગઢ સંસ્થાન, દક્ષિણે ઉરચા અથવા તેહરીનો મૂલક, અને પશ્ચિમે બેતવા નદી આવેલી છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૨૪૦ ચોરસમૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૭૦૦૦૦ (એક લાખ સિત્તેર હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૨૫૦૦૦૦ (અઢીલાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે, માત્ર અગ્નિકોણ તરફનો ભાગ નાના નાના ડુંગર આવવાથી ખરબચડો છે, તોપણ તે પાણીની આવદાનીને લીધે રસાળ છે. **નદી**—કેણ, એ આ રાજ્યના નૈઋત્યકોણ તરફના ભાગમાંથી નીકળી આ રાજ્યમાં થઈ અગાડી વહી તેની હદ છોડ્યા પછી હમીરપુરથી થોડે દૂર જમનાને મળે છે **હવા**—સાધારણ છે. વરસાદ ઈશાનકોણમાંથી ઘણો વરસે છે. **જમીન તથા નીપજ**—દેશની સઘળી જમીન રસાળ છે; તેમાં ઘઉં, જાર, બાજરી, તેલી બી, ગળી વગેરેનો પાક થાય છે. **જનાવર**—અગ્નિકોણ તરફના ડુંગરી ભાગમાં વાઘ, વરૂ ચિત્રા, હરણ, સાબર, દીપડા વગેરે અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; ને લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, પાડા વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત, આહીર, મરેઠા અને ગુજ્જર લોકની છે; મુસલમાન પણ થોડા વસે છે; ને મોટાં ગામોમાં બ્રાહ્મણ, વાણિયા વગેરે ઉજળી વર્ણના લોક પણ રહે છે. દેશની ભાષા બુંદેલખંડી છે. **મુખ્ય શહેર**—**છતરપુર**, એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લાવાળું શહેર છે. એમાં રાજાને રહેવાના મહેલ સુંદર બાંધણીના જોવા લાયક છે. એ શહેર મણીકપુરના રેલવે સ્ટેશનથી આશરે ૪૦ મૈલને છેટે છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ કૈસરેહિંદ તરફથી એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૬૨ સ્વાર, ૧૧૭૮ પ્યાદલ, ૩૨ તોપ અને ૩૮ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—આ રાજ્યના રાજ્યકર્તા પુવાર જાતના રજપૂત છે. આ રાજ્ય છત્રસાલના પ્રપૌત્ર હિંદુપતના ચાકર **શનિશાહે** સ્થાપ્યું. હિંદુપત તેમના બાપના બીજા દીકરા હતા, પણ પોતાના મોટા ભાઇને મારીને અને નાના ભાઇને કેદ કરીને તેમણે બુદેલખંડમાં કેટલોક મૂલક મેળવ્યો. તેમના મરણ પછી રાજ્યમાં અંદર અંદર બખેડા થવા લાગ્યા, તેનો લાભ લઈને શનિશાહે આ મૂલક કબજે કરી લીધો અને તે ઉપર પોતે રાજ્ય કરવા લાગ્યા. ઈ. સ. ૧૮૦૭ માં અંગ્રેજ સરકારે તેમને છતરપુરના રાજ્ય

ગણ્યા. શનિશાહ ઈ. સ. ૧૮૨૭ માં ગુજરી ગયા અને એ ગાદીએ કુંવર **પ્રતાપસિંહ** બેઠા. પ્રતાપસિંહ ઇ. સ. ૧૮૫૪ માં બીન ફરજંદે મરણ પામ્યા, તેથી કોર્ટ ઑફ ડાયરેકટરે આ રાજ્ય ખાલસા કરવાને ધાર્યું; પણ પ્રતાપસિંહે આગળ કરેલી સારી નોકરી ઉપર વિચાર કરીને રાજ્ય ખાલસા ન કરતાં તેમના ભત્રિજા **જગતરાજને** સોંપ્યું. આ વખતે તે બાલ્યાવસ્થામાં હતા, તેથી રાજ્યકારભાર પ્રતાપસિંહની વિધવા રાણીને સોંપ્યો; પરંતુ તેનો રાજ્યકારભાર અસંતોષકારિક માલૂમ પડવાથી અને તેણે રાજ્યના બળવાખોર લોકોને આશ્રય આપ્યાથી અંગ્રેજ સરકારે તેને રાજ્યકારભારમાંથી દૂર કરી રાજ્ય ચલાવવાને પોતાના તરફના એક અંગ્રેજ અમલદારની નીમણુક કરી. જગતરાજ ઈ. સ. ૧૮૬૭ માં પાકી ઉમરના થયા એટલે રાજ્ય તેમને સોંપવામાં આવ્યું, પણ તે ફક્ત એક વરસ રાજ્ય ભોગવી ઈ. સ. ૧૮૬૮ માં મરણ પામ્યા. તેમના પછી તેમના બાળ કુંવર **બીશનનાથસિંહ** ગાદીએ બેઠા. એ છતરપુરના હાલના રાજા છે.

બીશનનાથસિંહ ગાદીએ બેઠા તે વખત તે માત્ર એકજ વરસના છેક બાળક હતા, તેથી છતરપુરના રાજ્યનો વહીવટ ચલાવવા અંગ્રેજ સરકારે એક રીજન્સિ કાઉન્સિલ નીમી; તેમાં વાયવ્ય પ્રાંતના ડેપ્યુટિ કલેકટર ચાંબીચુંબી ધનપતરાયને સુપરિન્ટેન્ડેન્ટ નીમવામાં આવ્યા. પછી રાજા બીશનનાથસિંહ જ્યારે લાયક ઉમરના થયા ત્યારે તેમને સ્વતંત્રપણે રાજ્ય સોંપવામાં આવ્યું.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું, તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં વાઇસરૉય લોર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબાર વખતે રાજા બીશનનાથસિંહ દિલ્હી પધાર્યા. આ દરબારમાંથી તેમને એક **પાદશાહી વાવટો** આપવા ઠરાવ થયો, તે પછવાડેથી લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજાએ સારો ભાગ લીધો હતો. રાજા બીશનનાથસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

શનિશાહ.
|
પ્રતાપસિંહ.
|
જગતરાજ. (દત્તક)
|
બીશનનાથસિંહ.
(હાલના રાજ્યકર્તા.)

**છતરપુર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે અને તેમાં રાજ્યકર્તા રાજા રહે છે. એ શહેરમાં બાંદેથી આગ્રે જવાના રસ્તાપર બાંદેથી નૈઋત્યકોણમાં ૭૦ મૈલ, સાગરથી વાયવ્યકોણમાં ૧૦૦ મૈલ, અને મણીકપુર રેલવે સ્ટેશનથી આશરે ૪૦ મૈલને અંતરે આવેલું છે. એમાં શુમારે ૧૧૦૦૦ હિંદુ, અને ૨૦૦૦ મુસલમાન મળી કુલ ૧૩૦૦૦ માણસની વસ્તી છે. અહીં કાગળ અને હથિયાર બનાવવાનાં કારખાનાં છે. એની પડોશમાં છત્રસાલ રાજાના મહેલનાં ખંડેરો છે તે, તથા તેની નજીક તેમની એક કબર છે તે જોવા લાયક છે. શહેરનાં ઘરાં નીચાં અને રસ્તા સાંકડા છે પણ પૈસાદાર લોકોનાં ઘર સારાં અને કીમતી છે. આ શહેરમાં પોસ્ટ ઑફિસ છે.

---

## બાવની.

આ રાજ્ય બુંદેલખંડમાં આવેલું છે. તેના તાબામાં આશરે ૧૨૭ ચોરસમૈલ જમીન છે, અને તેમાં **વસ્તી**—શુમારે ૧૭૦૦૦ (સત્તર હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૦૦૦૦૦ (એક લાખ) ને આશરે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે, ઝાડી અને જંગલો બિલકુલ નથી. **નદી**—આ રાજ્યમાં જાણવાજોગ મોટી નદી એક પણ નથી. લોકો કૂવા અને તળાવોથી પોતાનો નિભાવ કરે છે. **જમીન તથા નીપજ**—જમીન સાધારણ છે, પરંતુ લોકો નાળાં ને કૂવાનાં પાણીથી ખેતી કરે છે, તેથી સાધારણ નીપજ થાય

છે. મુખ્યત્વે કરીને ઘઉં, જુવાર, બાજરી, તલ, અળશી, શેરડી, તમાકુ, ગળી, અને તમામ જાતનાં કઠોળ નીપજે છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઈશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જનાવર**—લોકોના ઉપયોગ માટે ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, ઘોડા વગેરે હોય છે; ને નાનાં નાળાંને કિનારે ચિત્રા, હરણ, સાબર, શિયાળવાં, દીપડા વગેરે જંગલી જનાવર કોઇ કોઈવાર જોવામાં આવે છે. **લોક તથા ભાષા**—વસ્તી ઘણું કરીને ગુજ્જર, આહીર અને મુસલમાનની છે; ને મોટાં શહેરોમાં વાણિયા, બ્રાહ્મણ વગેરે ઉજળી વર્ણના લોક પણ વસે છે. અહીંની ભાષા બુંદેલખંડી છે. **મુખ્ય શહેર**—**બાવની,** એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે, તેમાં નવાબને રહેવાનાં મહેલ સુંદર, ભભકાબંધ બાંધણીના, અને જોવા લાયક છે. એ શહેરને હાલમાં કદૌરા પણ કહે છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે મુસલમાની સરેહ પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૪૦ સ્વાર, ૩૮૦ પ્યાદલ, ૭૫ પોલીસનાં માણસ, ૩ તોપ અને ૮ ગોલંદાજ છે.

**ઇતિહાસ**—બાવનીના નવાબ પઠાણ જાતના છે અને તે હૈદ્રાબાદનું રાજ્ય સ્થાપનાર નિજામઉલમુલ્ક અથવા અસોફજહાં કે ચીનકીલીચખાનના વંશના છે. આ રાજ્ય અસોફજહાંના કયા વંશજે અને કઈ સાલમાં સ્થાપ્યું તે, તેમજ મૂળ પુરૂષથી તે હાલના નવાબ સુધીનો તેનો ઇતિહાસ બિલકુલ જાણવામાં આવ્યો નથી. હાલના નવાબનું નામ **મહેદી હુસેનખાન** છે. એમને મહંમદ હુસેનખાન નામે એક બેટો છે.

આ નવાબને સન ૧૮૭૭ ના દિલ્હીના દરબાર વખતે પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, તે વાવટો લશ્કરી દમામ સાથે પછવાડેથી તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ નવાબે સારી રીતે ભાગ લીધો હતો. નવાબ સાહેબ મહેદી હુસેનખાન બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

ગાજીઉદ્દીનખાન.
|
નાસીરઉદદૌલા
|
અમીરઉલમુલક.
|
મહેદીહુસેનખાંન (હાલના નવાબ.)
|
મહંમદ હુસેનખાન.

**આવની**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે અને તેમાં રાજ્યકર્તા નવાબ રહે છે. એ શહેરમાં પોસ્ટ ઑફિસ છે.

---

## નાગોદ.

નાગોદનું રાજ્ય "નાગોદ અથવા ઉંચેરાનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા પુરીઆર જાતના રજપૂત છે અને તે "રાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે અને પશ્ચિમે પન્નાનું રાજ્ય, પૂર્વે રેવાનું રાજ્ય, અને દક્ષિણે જસ્સુ નામે નાનું સંસ્થાન આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—"૪૫૦ ચોરસમૈલ જમીનનો છે. અને તેમાં **વસ્તી**—આશરે ૮૦૦૦૦ (એંશી હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૧૫૦૦૦૦ (દોઢલાખ) ને શુમારે થાય છે. આ રાજ્ય બ્રિટિશ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**--આ રાજ્યનો ઘણોખરો મૂલક ડુંગર આવવાથી પહાડી અને ખરબચડો છે, તોપણ તે પથ્થરનાં ઝરણને લીધે ટાઢો રહીને રસાળ છે. **નદી**--જાણવા જોગ મોટી નદી આ રાજ્યમાં એક પણ નથી; લોકો કૂવા અને તળાવોથી પોતાનો નિભાવ કરે છે, છતાં કેટલીક જગ્યાએ નાના નાના વહેળા છે, પણ તે ઉન્હાળામાં સુકાઈ જાય છે. **જમીન તથા નીપજ**--જમીન રસાળ છે; તેમાં ઘઉં, જુવાર, બાજરી, કપાસ, તેલી બી, ગળી અને તમામ જાતનાં કઠોળ વગેરેનો પાક થાય છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાનકોણમાંથી પુષ્કળ વરસે છે. **જનાવર**--આ રાજ્યના ડુંગરી મૂલકમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાબર, દીપડા, શિયાળવાં વગેરે

અનેક જાતનાં જંગલી જનાવર વસે છે; ને ગ્રામ્ય પશુમાં ગાય, ભેંસ, બળદ વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત, ચંદેલી, ધંદેલી, આહીર, મરેઠા અને ગુજ્જર લોકની છે; મુસલમાન પણ થોડા વસે છે. અહીંની ભાષા બુંદેલખંડી છે. **મુખ્ય શહેર—નાગોદ,** એ આ રાજ્યની રાજધાનીનું શહેર છે. એમાં રાજાને રહેવાનો મહેલ સુંદર બાંધણીનો અને જોવા લાયક છે. એ શહેર સત્તનાથી નૌગાંગ જવાના રસ્તા ઉપર. સત્તનેથી ૧૭ મૈલને છેટે છે. બીજું શહેર **ઉંચેરા** નામે છે. એ શહેરના નામ ઉપરથી આ રાજ્ય કોઈ કોઈ વાર "ઉંચેરાનું રાજ્ય" એ બીજે નામે પણ ઓળખાય છે આ બન્ને શહેરોમાં પોસ્ટ ઑફિસ છે. **દત્તકની સનદ**—ગાદીનો વારસ પાછળ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકારથી આ રાજ્યને મળી છે, તેમજ એક **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૧૧૬ પ્યાદલ અને પોલીસ તથા ૨ તોપ છે.

**ઇતિહાસ**—રાજ્યકર્તા પુરીઆર જાતના રજપૂત છે. આ રાજ્ય કોણે સ્થાપ્યું તે જાણવામાં આવ્યું નથી, પરંતુ એવું કહેવાય છે કે બુંદેલખંડમાં છત્રસાલનો અમલ થયો, ત્યાર પહેલાં એ લાલશિવરાજના વડીલોના તાબામાં હતું. એમની પાસેથી બુંદેલા રાજાઓ અથવા અલીબહાદુર આ રાજ્ય જીતી શકયા નહોતા. આ રાજ્ય ઇ. સ. ૧૮૦૯ માં બ્રિટિશ સરકારના સંબંધમાં આવ્યું. એ વર્ષમાં નામદાર અંગ્રેજ સરકારે ત્યાંના રાજા **લાલશિવરાજને** એક સનદ કરી આપી તેમને એ રાજ્યના રાજા તરિકે કબૂલ રાખ્યા. તે ઈ. સ. ૧૮૧૮ માં ગુજરી ગયા. તેમના પછી તેમના પાટવી કુંવર **બલબહાદુરસિંહને** ગાદી મળી, તેમણે ઇ. સ. ૧૮૩૧ માં પોતાના ભાઇનું ખૂન કર્યું, તેથી બ્રિટિશ સરકારે તેમને પદભ્રષ્ટ કર્યા. તેમના પછી તેમના કુંવર **રઘુબિંદસિંહ** તખ્તનશીન થયા, પરંતુ તેમની બાલ્યાવસ્થા હતી તેથી સઘળો રાજ્યકારભાર અંગ્રેજ સરકારે કરવા માંડયો. પછી ઈ.સ.૧૮૩૮માં તે લાયક ઉમરના થયા, એટલે રાજ્ય તેમને સોંપવામાં આવ્યું. એમણે રાજ્યતંત્ર પોતાને હાથ લીધા પછી ટુંક મુદતમાં ભારે કરજ કર્યું. આથી ઈ. સ. ૧૮૪૪માં ફરીથી રાજ્યકારભાર અંગ્રેજ સરકારે પોતાને સ્વાધીન લીધો. પછી જ્યારે ઇ. સ. ૧૮૫૭ માં હિંદુસ્તાનમાં મોટો બળવો ઉઠયો તે પ્રસંગે આ રાજાએ અંગ્રેજ સરકારને સારી મદદ કરી તેમની કીમતી સેવા બજાવી, તેના બદલામાં અંગ્રેજ સરકારે તેમને કેટલોક મૂલક, દત્તક લેવાની સનદ

અને ૯ તોપનું માન એટલાં વાનાં આપ્યાં. પછીથી તેમની રાજ્ય ચલાવવાની સારી રીત જોઇ ઈ. સ. ૧૮૬૫ માં અંગ્રેજ સરકારે રાજ્યવહીવટ રાજાને સોંપ્યો. રઘુબિંદસિંહ ઇ. સ. ૧૮૭૪ માં મરણ પામ્યા. તેમના પછી તેમના વડા કુંવર જદુબિંદસિંહ ગાદીએ બેઠા. એ નાગોદના હાલના રાજા છે.

નામદાર મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો. આ દરબારમાં રાજા જદુબિંદસિંહ દિલ્હી પધાર્યા, ત્યાં તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો તે પછવાડેથી લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ની ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લીધો હતો. રાજા જદુબિંદસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને ૯ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.

બાલશિવરાજ.
|
બલબહાદુરસિંહ.
|
રઘુબિંદસિંહ.
|
જદુબિંદસિંહ.
(હાલના રાજ્યકર્તા.)

**નાગોદ**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે. એમાં શુમારે ૪૮૦૦ માણસની વસ્તી છે. એ શહેર સત્તનાથી નૌવગાંગના રસ્તા ઉપર સત્તનેથી ૧૭ મૈલ અને નૌવગાંગથી ૮૪ મૈલને અંતરે આવેલું છે. એ શહેરમાં નિશાળ, દવાખાનું, અને પોસ્ટ ઑફિસ છે.

## મૈહીર.

આ રાજ્ય "મૈહીરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા જાતના જોગી છે અને તે "રાજા" કહેવાય છે. **સીમા**—એની ઉત્તરે નાગોદનું રાજ્ય, પૂર્વે રેવાનું રાજ્ય, દક્ષિણે જબલપુર જિલ્લો, અને પશ્ચિમે અજેગઢનું રાજ્ય આવેલું છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૪૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૭૨૦૦૦ (બોતેર હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ.૮૦૦૦૦ (એંશી હજાર) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે તોપણ પૂર્વ તરફનો ભાગ ડુંગર આવવાથી પહાડી અને ખરબચડો છે, તથાપિ તે પથ્થરનાં ઝરણને લીધે ટાઢો રહીને રસાળ છે. **નદી**—તાન્સ, એ આ રાજ્યના નૈઋત્યકોણ તરફના ભાગમાંથી ઉત્પન્ન થઈ આ રાજ્યમાં ઈશાનકોણ તરફ વહેતી જઈ આગળ જતાં પ્રયાગથી થોડે દૂર જમનાને મળે છે; સિવાય એને મળનારી નાની નદીઓ ઘણી છે. **હવા**—સાધારણ છે વરસાદ નૈઋત્યકોણમાંથી પુષ્કળ વરસે છે. **જમીન તથા નીપજ**—આ રાજ્યના તાબાની સઘળી જમીન રસાળ છે; તેમાં ઘઉં, જાર, બાજરી, તેલી બી, ગળી વગેરેનો પાક થાય છે. **જનાવર**—પૂર્વ તરફના ડુંગરાળા મૂલકમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાબર, દીપડા વગેરે અનેક જાતનાં જંગલી જનાવર જોવામાં આવે છે, ને ગ્રામ્ય પશુમાં ગાય, ભેંસ, બળદ વગેરે હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્યત્વે કરીને હિંદુ, મુસલમાન અને અસલી જાતના લોકોની છે. અહીંની ભાષા બુંદેલખંડી છે. **રેલવે**—જબલપુરથી અલાહાબાદ સુધીની રેલવેલાઇન જે "ઇસ્ટ ઇન્ડિઅન રેલવે" ને નામે ઓળખાય છે, તે આ રાજ્ય તાબાના મૂલકમાં થઈ પસાર થાય છે. **મુખ્ય શહેર**—**મહીર**, એ આ રાજ્યની રાજધાનીનું શહેર છે. એમાં રાજાને રહેવાનો મહેલ સુંદર બાંધણીનો જોવા લાયક છે. આ શહેર રેલવે સ્ટેશન છે. રેલવે સ્ટેશન ઉપર તાર ઑફિસ પણ છે. સિવાય નાનાં ગામ અનેક છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યના લશ્કરમાં ૮૮ પ્યાદલ અને ૯ તોપ છે.

**ઇતિહાસ**—રાજ્યકર્તા જાતના જોગી છે. આ રાજ્યની સ્થાપના કોણે અને કઇ સાલમાં કરી તે જાણવામાં આવ્યું નથી, પરંતુ એમ કહેવાય છે કે બુંદેલખંડમાં અંગ્રેજોનો પગપેસારો થયો તે પહેલાં ઘણાં વરસથી એ રાજ્ય પન્નાના બુંદેલા રાજાને તાબે હતું. પછવાડેથી આ મૂલક પન્નાના રાજાએ ઠાકોર દુર્જનસિંહના બાપને તેની સારી નોકરીના બદલામાં બક્ષિસ કર્યો હતો. પછી ઈ. સ. ૧૮૦૬ માં અંગ્રેજ સરકારે બુંદેલખંડમાંનાં રાજ્યો પોતાની સત્તામાં લીધાં, ત્યારે તેમણે દુર્જનસિંહને મૈહીરના સરદાર તરિકે કબૂલ રાખ્યા.

ઇ. સ. ૧૮૨૬ માં દુર્જનસિંહ મરણ પામ્યા. તેમના મરણ પછી તેમના બે પુત્રો ગાદીને માટે તકરાર ચલાવી માંહોમાંહે લડવાને તૈયાર થયા, પરંતુ બ્રિટિશ સરકારે વચ્ચે પડી બન્ને ભાઇઓને રાજ્ય વહેંચી આપ્યું. એ બે ભાઇઓમાં (૧) **બીશનસિંહ**ને મૈહીરનો મૂલક અને (૨) પ્રાગદાસને બિજરાજગઢનો મૂલક મળ્યો. આગળ ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે બિજરાજગઢવાળા પ્રાગદાસનો પુત્ર સૂરજપ્રસાદ બળવામાં સામેલ થયો, તેથી બ્રિટિશ સરકારે તેનો મૂલક ખાલસા કર્યો, ઇ. સ. ૧૮૫૮.

ઈ. સ. ૧૮૪૯ માં મૈહીરવાળા બીશનસિંહ રાજ્ય ચલાવવાને અશક્ત માલૂમ પડવાથી બ્રિટિશ સરકારે સઘળો રાજ્યકારભાર પોતાને હસ્તક લીધો. રાજા બીશનસિંહ ઈ. સ. ૧૮૫૦ માં ગુજરી ગયા, તેથી તેમના કુંવર **મોહનપ્રસાદ**ને ગાદી મળી. તે માત્ર બે વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૮૫૨માં દેવલોક પામ્યા. પછી તેમના કુંવર **રઘુબિરસિંહ** ગાદીએ બેઠા. એ મૈહીરના હાલના રાજા છે.

રાજા રઘુબિરસિંહે પોતાના રાજ્યમાંથી નાકું ઉઠાડી મૂક્યું તથા બ્રિટિશ સરકારને રેલવે બાંધવાને માટે જમીન આપી તેથી ઈ. સ. ૧૮૭૭ના દિલ્હીના દરબાર વખતે નામદાર કૈસરેહિંદ તરફથી તેમને રાજાનો ખિતાબ અને ૯ તોપનું માન આપવામાં આવ્યું.

ઇ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિકટોરિયાને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યના રાજ્યકર્તાએ સારો ભાગ લીધો હતો. રાજા રઘુબિરસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને ૯ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પેઢીનામું.



**મૈહીર**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે. એમાં શુમારે ૫૩૦૦ હિંદુ, ૧૧૦૦ મુસલમાન અને ૧૦૦ બીજા પરચૂરણ જાતના લોક મળી કુલ ૬૫૦૦ માણસની વસ્તી છે. મૈહીર એ રેલવે સ્ટેશન છે અને તે જબલપુરથી ૯૭ મૈલ, તથા રેવાથી ૪૦ મૈલને અંતરે આવેલું છે. શહેરની અંદર એક કિલ્લો છે તેમાં રાજા રહે છે. આ કિલ્લો સોળમા સૈકામાં બાંધવામાં આવ્યો હતો. આ શહેરમાં નિશાળ, દવાખાનું અને પોસ્ટ ઑફિસ છે.

---

## બિરોંદા.

"બિરોંદા" નામે બુંદેલખંડમાં એક નાનું રાજ્ય આવેલું છે, તે "પાથરકુચારનું રાજ્ય" એ નામે પણ ઓળખાય છે. આ રાજ્યનો **વિસ્તાર**—૨૭૫ ચોરસમૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૧૭૦૦૦ (સત્તર હજાર) માણસની છે. **વાર્ષિક પેદાશ**—રૂ. ૪૫૦૦૦ (પીસ્તાળીસ હજાર) ને શુમારે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણમાં છે.

**ઇતિહાસ**—બિરોંદાના રાજ્યકર્તા રઘુવંશી રજપૂત છે. આ રાજ્યનો પ્રાચીન ઇતિહાસ બહાર પડ્યો નથી. ઇ. સ. ૧૮૦૭ માં બુંદેલખંડમાં અંગ્રેજ સરકારનો પગપેસારો થયો, તે વખતે ત્યાં **મોહનસિંહ** નામે રાજા રાજ્ય કરતા હતા. એ વર્ષમાં બ્રિટિશ સરકારે તેમને એક સનદ કરી આપી તેમના રાજ્યનું રક્ષણ કરવાનું કબૂલ કર્યું. આ પછી ઇ. સ. ૧૮૬૭ માં મોહનસિંહ દેવલોક પામ્યા. તેમના પછી તેમના પાટવી કુંવર **છત્રપાળસિંહ** ગાદીએ બેઠા. તે સાત વરસ રાજ્ય ભોગવી ઇ સ. ૧૮૭૪માં મરણ પામ્યા. તેમને કુંવર નહોતો, તેથી તેમની પાછળ તેમના કાકા **રઘબિરદયાળસિંહ** તખ્તનશીન થયા. એ બિરોંદાના હાલના રાજા છે.

ઇ. સ. ૧૮૭૭ ના જાનેવારી માસની પહેલી તારીખે મહારાણી વિક્ટોરિઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું. તે બાબત હિંદની પ્રાચીન રાજધાનીના શહેર દિલ્હીમાં લૉર્ડ લિટને પાદશાહી દરબાર ભર્યો, તેમાં રાજા રઘબીરદયાળસિંહ હાજર થયા; ત્યાં તેમને બ્રિટિશ સરકાર તરફથી "રાજા" નો ખિતાબ મળ્યો.

ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય

કરતાં પૂરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબિલી" નામે મહોત્સવ થયો હતો, તેમાં આ રાજ્યે સારી રીતે ભાગ લઇ અંગ્રેજ સરકાર તરફ પોતાની વફાદારી જણાવી હતી. રાજા રઘબિરદયાળસિંહ બ્રિટિશ છાવણીમાં જાય તે વેળા તેમને ૯ તોપ ફોડી માન આપવામાં આવેછે.

## પેઢાનામું.

મોહનસિંહ.
|
છત્રપાળસિંહ.
|
રઘબિરદયાળસિંહ.
(હાલના રાજ્યકર્તા.)

**બિરોંદા**—એ આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર છે, અને તેમાં રાજા રહે છે. એમાં શુમારે ૨૫૦૦ માણસની વસ્તી છે. આ શહેરમાં પોસ્ટ આફિસ છે.



# આ ગ્રંથને અગાઉથી આશ્રય આપનાર સરદારો તથા સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામની યાદી.

| નામ. | પ્રત. |
|---|---|
| હિઝ હાયનેસ મહારાણા સાહેબ શ્રી મોહનદેવજી, ધરમપુર. | ૧૦ |
| મે. કવિરાજ શ્રી શ્યામલદાસજી, ઉદયપુર. | ૧૦ |
| મે. મદારૂલ મહામ વજીર સાહેબ શ્રી શેખબાવદીનભાઇ, જુનાગઢ. | ૫ |
| મે. ખાનબહાદુર જમાદાર સાલમ હિંદી બીન સાલેહ હિંદી, જુનાગઢ. | ૬ |
| હિઝ હાયનેસ કચ્છાધિપતિ મીરજાં મહારાવ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર, ભુજ. | ૬ |
| મે. દિવાન બહાદુર સાહેબ મણીભાઇ જસભાઈ, વડોદરા. | ૬ |
| હિઝ હાયનેસ મહારાજા સાહેબ શ્રી મોતીસિંહજી, છોટાઉદેપુર. | ૫ |
| હિઝ હાયનેસ નવાબ સાહેબ શ્રી બિસ્મિલાખાનજી, રાધનપુર. | ૫ |
| હિઝ હાયનેસ દિવાન સાહેબ શ્રી શેરમહંમદખાનજી, પાલણપુર. | ૫ |
| હિઝ હાયનેસ મહારાણા સાહેબ શ્રી જસવંતસિંહજી, દાંતા. | ૫ |
| મે. નેક નામદાર મહારાણા સાહેબ શ્રી બળદેવજી, ધરમપુર. | ૫ |
| મે. કુમાર સાહેબ શ્રી રાયધણજી, તેરા. | ૩ |
| રા. રા. વજેશંકર ગવરીશંકર ઓઝા, રેવન્યુ દિવાન, ભાવનગર. | ૩ |
| રા. રા. દેવાણી ગોદડભાઈ નથુભાઈ, પ્રાઇવેટ સેક્રેટરી, ભાવનગર. | ૩ |
| રા. રા. હરીપ્રસાદ સંતોકરામ દેસાઈ, ભાવનગર. | ૩ |
| હિઝ હાયનેસ મહારાજા ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી, પાલીતાણા. | ૩ |
| હિઝ હાયનેસ મહારાજા ઠાકોર સાહેબ શ્રી હરિસિંહજી, ધ્રોળ. | ૩ |
| રા. રા. શેઠ દેવકરણ નાનજી, પોરબંદર. | ૩ |
| મે. પાટવી કુમાર શ્રી હરિસિંહજી, ગાલા. | ૩ |
| મે. રાઓળ શ્રી હરિસિંહજી રૂપસિંહજી, વરળ દરબાર. | ૩ |
| મે. માંગરોળના દરબાર સાહેબ. | ૩ |
| મે. જેતપુર ભાગદાર વાળા લખમણ મેરામ, જેતપુર. | ૩ |
| મે. ખાચર શ્રી આલા ચેલા, જસદણ દરબાર સાહેબ. | ૩ |
| મે. ઠાકોર સાહેબ શ્રી સુરાજી સલતાનજી, ખરેડીવીરપુર. | ૩ |
| મે. બજાણાના દરબાર સાહેબ. | ૩ |
| મે. દેસાઇ શ્રી સુરજમલજી, દરબાર સાહેબ, પાટડી. | ૩ |

મે. કુમાર સાહેબ શ્રી ગીગાવાળા, બગસરા. ૩
મે. લાઠીના દરબાર સાહેબ બહાદુર. ૩
મે. બગસરા ભાગદારવાળા હરસુર લખમણ, બગસરા. ૩
મે. જેતપુર ભાગદારવાળા વાલેર જસા, મેંદરડા. ૩
મે. ઠાકોર સાહેબ શ્રી મોડજી, માળીઆ. ૩
મે. વડીઆના દરબાર સાહેબ બહાદુર. ૩
મે. મિયાં શ્રી અભેસિંહજી, દરબાર સાહેબ, પુનાદરા. ૩
હિઝ હાયનેસ મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંહજી, સુંથ. ૩
રા. રા. દેસાઇ શ્રી રૂદરજીભાઇ ખંડુજીભાઇ ઇનામદાર, મહુવા. ૩
મે. ખાનબહાદુર શેઠ ખરસેદજી રૂસ્તમજી, મુંબાઇ. ૩
રા. રા. શેઠ સાહેબ માણેકજી કાવસજી, દમણ. ૩
મે. ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી દાજીરાજજી, ઉતેલિયા. ૩
રા. રા. બેહેરામજી કુંવરજી દોતીવાળા, ધાર. ૩
હિઝ હાયનેસ નવાબસાહેબ શ્રી મનોવરખાનજી, વાડાસિનોર. ૩
મે. નેકનામ રાણા શ્રી જાલમસિંહજી જેઠીજી, ભુજ. ૨
મે. સાહેબજાદા શ્રી સુલતાન મહંમદખાનજી, જુનાગઢ. ૨
મે. પાટવી કુમારસાહેબ શ્રી અજીતસિંહજી, ધ્રાંગદરા. ૨
મે. કુમારસાહેબ શ્રી ગોવિંદસિંહજી, ધ્રાંગદરા. ૨
મે. કુમારસાહેબ શ્રી વજેસિંહજી, ધ્રાંગદરા. ૨
મે. કુમારસાહેબ શ્રી સામતસિંહજી, પાલીતાણા. ૨
મે. આમરણના દરબાર સાહેબ. ૨
મે. કુમાર. શ્રી દેવુભા. ૨
કોટડા-સાંગાણી સ્ટેટ, રા. ઉમિયાશંકરભાઇ માર્ફત. ૨
મે. બાબીખાન શ્રી શહામતખાનજી, ગીદડ. ૨
મે. કુમારસાહેબ શ્રી ટપુભાઇ આલાવાળા, બીલખા. ૨
મે. રાણા શ્રી કસળસિંહજી, ગુંદીઆળા. ૨
મે. રાઓળ શ્રી અખેરાજજી, લાખણકા. ૨
રા. રા. પરસોત્તમરાય સુંદરજી ઝાલા, જુનાગઢ. ૧
રા. રા. નારણજી દુર્લભજી બુચ, જામનગર. ૧
રા. રા. ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ, ભાવનગર. ૧
મે. પાટવી કુમારસાહેબ શ્રી ભાવસિંહજી, ભાવનગર. ૧
મે. ઠાકોરસાહેબ શ્રી વખતસિંહજી, વળા. ૧
મે. ઠાકોરસાહેબ શ્રી કરણસિંહજી, લખતર. ૧
મે. ખડીઆના દરબાર સાહેબ બહાદુર. ૧

મે. કુમારસાહેબ શ્રી અખુભા, આમરણ. ૧
મે. કુમારસાહેબ શ્રી હરીભા, ,, ૧
મે. કુમારસાહેબ શ્રી સુરસિંહજી, મોણપુર. ૧
રા. રા. ઉત્તમરામ જેઠાભાઈ કામદાર, જેતપુર.
રા. રા. અભેચંદ વી. કાળીદાસ વકીલ, ,, ૧
મે. કુમારસાહેબ શ્રી નારસિંહજી, મેંગણી. ૧
મે. રાણા શ્રી રવાજી, હુના. ૧
મે. ગોહેલ શ્રી હરિસિંહજી જેસિંહજી, લીંબડા. ૧
મે. સુબા ફતેજંગખાનજી બાબી બહાદુર, રાધનપુર. ૨
મે. વાઘેલા શ્રી પૃથીરાજજી અખેરાજજી, થરા. ૨
મે. કુમારસાહેબ શ્રી હૈદરઅલીખાનજી, બાબી બહાદુર. ૨
મે. ઠાકોરસાહેબ શ્રી પ્રતાપસિંહજી, સંજેલી. ૨
મે. ઠાકોરસાહેબ બહાદુર, ઘોડાસર. ૨
હિઝ હાયનેસ મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંહજી, વાંસદા ૨
રા. રા. જગજીવનદાસ જીવનદાસ મહેતા, જેસલમેર. ૨
મે. કુમારસાહેબ શ્રી જોરાવરસિંહજી, વણા. ૨
મે. વણોદના દરબાર સાહેબ. ૨
રા. રા. રણછોડભાઈ ઉદયરામ, હજુર આસિસ્ટંટ, ભુજ. ૧
રા. રા. દુલેરાય દલપત્તરામ, માજી દિવાન, ભુજ. ૧
રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ, જુનાગઢ. ૧
મે. દરબાર શ્રી હરિસિંહજી, લોધિકા. ૧
મે. દેસાઈ શ્રી અંબાઇદાસ જીવાભાઇ, રાયસાંકળી. ૧
મે. ખીરસરાના દરબાર સાહેબ. ૧
મે. રાણા શ્રી જાલમસિંહજી, માલવણ. ૧
મે. રાણા શ્રી કાળુભા, કુંડલા. ૧
મે. ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી, રૂપાલ. ૧
મે. મહારાવળ શ્રી દીપસિંહજી, માલપુર. ૧
મે. ઠાકોર સાહેબ શ્રી મહોબતસિંહજી, મેઢાસણ. ૧
મે. ઠાકોર સાહેબ શ્રી હમીરસિંહજી, રણાસણ. ૧
મે. ઠાકોર સાહેબ શ્રી તખતસિંહજી, સુદાસણ. ૧
મે. ઠાકોર સાહેબ શ્રી વખતસિંહજી, ઇલોલ. ૧
મે. મિયાં શ્રી કાળુમિયાં, રમાસ. ૧

મે. પાટવી કુમાર શ્રી છત્રસિંહજી, નાંદોદ. ૧
મે. કુમાર સાહેબ શ્રી રણજીતસિંહજી, સંજેલી. ૧
શેઠ લક્ષ્મીદાસ ખીમજી, જસ્ટિસ ઑફ ધ પીસ, મુંબાઈ. ૧
શેઠ દામોદર ઠાકરસી મુળજી, „ „ ૧
રા. રા. ખોજા ધાલા જેરાજ, „ ૧
મે. ઠાકોર સાહેબ શ્રી અગરસિંહજી, ગાંફ. ૧
શેઠ ફરદુનજી કાવસજી, આબકારી કંટ્રાકટર, દહોદ. ૧
મે. ઠાકોર સાહેબ શ્રી રણમલસિંહજી, મિયાંગામ. ૧
મે. ઠાકોર સાહેબ શ્રી હિંમતસિંહજી, ગાજણા. ૧
રા. રા. મથુરાંપ્રસાદ, ગવર્નમેંટ સેક્રેટેરીઅટ, નૈનીતાલ. ૧
રા. રા. ઠાકોરરાજ શ્રી જવાનસિંહજી, આલોટ. ૧
રા. રા. મુખી પટેલ જોરાભાઈ મસોતભાઇ, સિસોદરા. ૧
રા. રા. નથુભાઇ પિતાંબરદાસ વકીલ, રાજકોટ. ૧
રા. રા. બેચરલાલ કાશીરામ, વકીલ, રાજસ્થાનિક કોર્ટ, રાજકોટ. ૧
રા. રા. વજુભાઈ હિંમતભાઇ. „ ૧
રા. રા. જાદવજી વહાલજી વકીલ. „ ૧
રા. રા. વસરામ પીતાંબરદાસ. „ ૧
રા. રા. મોનલાલ વિશ્નુલાલ પંડ્યા, ઉદયપુર. ૨
રા. રા. હિંમતલાલ હરખલાલ ન્યાયાધીશ સાહેબ, બારવા. ૨
હિઝ હાયનેસ મહારાજા સાહેબ શ્રી જામવિભાજી, જામનગર. ૧
મેહેરબાન ઠાકોર સાહેબ શ્રી કરણસિંહજી, કટોસણ. ૧
મે. સુબા નાંદેઅલીખાનજી બાબી બહાદુર, રાધનપુર. ૨
મે. સૈયદ બાવામિયાં પિરમિઆં, દિવાન સાહેબ, રાધનપુર. ૧
રા. રા. સંતોકરામ માધવજી, સ્ટેટ વકીલ, ભાવનગર. ૧
રા. રા. ઘેલાભાઈ ભગવાનદાસ, જેતપુર ભાગદાર વાળારામ સામતના કામદાર, જેતપુર. ૧
રા. રા. દ્વારકાંદાસ નંદલાલ, ન્યાયાધીશ સાહેબ, વાંકાનેર. ૧
મે. ગોહેલ શ્રી ભાવાભાઈ ખેંગારજી, તાલુકદાર સાહેબ, ગઢાલી. ૧
મે. કુમાર સાહેબ શ્રી કેશરીસિંહજી બાવસિંહજી, જામનગર. ૧
મે. કુમાર સાહેબ શ્રી ભવાનસિંહજી ગજાભાઈ, „ ૧
મે. ગોહેલ શ્રી અમરસિંહજી તાલુકદાર સાહેબ, ગઢાપી. ૧
મે. મહારાણા સાહેબ શ્રી ખુશાલસિંહજી દરબાર સાહેબ, સનોર. ૧